

શ્રી વીરશાસનની ચોથા વર્ષની ભેટ

## પરોપકારી પરાક્રમની પરાકાષ્ઠા

યાને

# ભીમકુમારનું ભુજબળ.

લેખક

મુનિશ્રી મનોહરવિજયજી.

# ભીમકુમારનું ભુજાબળ

અથવા

## પરોપકારી પરાક્રમની પરાકાષ્ઠા.

લેખક—
શમામ્ભોનિધિ આ૦ શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી
શિષ્યરત્ન આચાર્ય શ્રીમદ્ વિજયમેઘસૂરીશ્વરજી
વિનેય મુનિશ્રી મનોહરવિજયજી.

પ્રકાશક
શેઠ સુબાજી રવચંદ જયચંદ,
જૈનવિદ્યાશાળા-ડોશીવાડાની પોળ
અમદાવાદ

પ્રથમાવૃત્તિ        પ્રત ૧૨૫૦.

વીર સં ૨૪૫૨  વિક્રમ સ ૧૯૮૧  ઈ સ ૧૯૨૫

મૂલ્ય રૂ. ૧-૦-૦

પુસ્તક મળવાનુ ઠેકાણુ.
શેઠ સુબાજી રવચદ જયચદ
જૈન વિદ્યાશાળા
c/o ડોશીવાડાની પોળ
અમદાવાદ



આ પુસ્તક અમદાવાદ શ્રી વીર-સમાજના વીર-શાસન પ્રીન્ટિગ પ્રેસ હાજા પટેલની પોળમા પરીખ વીઠ્ઠલદાસ મોહનલાલે છાપ્યુ અને શેઠ સુબાજી રવચદ જયચદ જૈન વિદ્યાશાળાના ત્રસ્ટીઓએ પ્રસિદ્ધ કર્યુ

પુસ્તક મળવાનું ઠેકાણુ.
શ્રી વીર-સમાજ ઑફીસ
શ્રી વીર-શાસન પ્રિ. પ્રેસ
c/o હાજાપટેલની પોળ
અમદાવાદ

**પ્રશાન્ત તપસ્વી પરમપૂજ્ય ગુરૂવર્ય આચાર્ય**
**૧૦૦૮ શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી**
**મહારાજ સાહેબની પરમપવિત્ર સેવામાં.**

કળાની કાંઇ પણ અધિકતા વિના ગુર્જર ગીરામાં લખેલા મારા આ લઘુ પુસ્તકને આપના ચરણકમળમા સમર્પિને વિશેષ સંતોષ કે કૃતકૃત્યતા, જો કે હુ અનુભવી શકુ નહિ તથાપિ કળા અને કવિતાના પખ્ખર મધ્યાન્હ કાળ રૂપ તે મધ્યયુગને પોતાની મહાન્ કવિત્વ શક્તિથી અજરામર કરી ગયેલા (પૂર્વાચાર્ય) મહર્ષિ શ્રીમાન્ ભાવદેવ સૂરીજીની એક સુપ્રસિદ્ધ પદ્યકૃતિ **શ્રી પાર્શ્વનાથ ચરિત્ર**-માથી અતિશય ધ્યાન ખેચનારી આ એક રસિક ઉપકારક કથાને આપની કૃપાથી મારા ભાગ્યા તુટયા પ્રયત્નદ્વારા ભાષા સાહિત્યના શોખીન વાચક વર્ગના હાથમા મુકાવાનો અવસર પ્રાપ્ત થાય છે તેથી મનને યત્કિંચિત સંતોષ પમાડુ તો અયોગ્ય નહિ લેખાય

આપના ગુણોનો તો હુ, પરિચારક જ રહ્યો પ્રાત સ્મરણીય પૂર્વાચાર્ય મહર્ષિઓએ, શ્રી જિનેશ્વર દેવોથી પ્રવાહ પામેલી શ્રુતગંગાની સેવા કરવામા જે અસાધારણ જીવનશક્તિ ખર્ચિ તેની તુલનામા અમારા પ્રયાસો તો બીલકુલ તુચ્છ ને નિર્માલ્ય છતા તેટલો કુશળ ઉદ્યમ અમારાથી જે થઇ શકયો-શકે છે તે આપ કૃપાવંતની કૃપાનુ જ ફળ હુ માનુ છુ આપના એ પ્રભાવે, સેવકનો આજનો કુશળારંભ '**પરમાણુમાથી પર્વતરૂપ બનો**' એવી મહત્ત્વાકાંક્ષામય અપ્રમત્ત અને નિસ્પૃહ ભાવિ મારા આત્માને નિરંતર પ્રેરો એજ પ્રાર્થના

ચરણકમલ ચંચરીક આપશ્રીનો લઘુતમ વિનેય

'મનોહર'



# પ્રસ્તાવના.

પરમ કરૂણાવાન ભગવાન શ્રી **મહાવીર** પ્રભુએ પ્રકાશેલા દ્વિવિધ સાધુ અને શ્રાવક-ધર્મોમા જયારથી પહેલુ **અહિસા** વ્રત ફરમાવાયુ, ત્યારથી જગત ઉપર, લોકોપકારક શ્રી **તીર્થંકર** પ્રભુઓનુ તીર્થજ પાડી શકે છે તેવો અદ્ભુત પ્રકાશ પડયો બુદ્ધિમાન પુરૂષોને વીર અને કાયર વચ્ચેની ભેદ રેખા સ્પષ્ટ દેખાવા માડી અહિસા પાળવામા ઇન્દ્રિયો ઉપર ઘણોજ કાબુ જોઈએ છે, દુશ્મન, આપણને ઘણો ક્રોધ કરાવે તેમ હોય છતા તે સહન કરી લઇને **ક્ષમા** કરવા જેટલી ઉદારતા જોઇએ છે નાનામા નાના જીવ જતુ અને માડી પાણી તથા વનસ્પતિ આદિકમાયે તેનો જીવાત્મા છે અને તેમને આપણી માફક સુખદુખ તથા પ્રિય અપ્રિય રહેલા છે એટલુ સમજવાની શ્રદ્ધા જોઇએ છે વળી હિંસા થતી અટકાવવા માટે વ્યવહારૂ લાભોનો ભોગ પણ આપવો પડે છે, દુનિયાના અને સબધીઓના પણ કડવા આક્ષેપો સહન કરવા પડે છે, **બેદરકારી અને નિર્દયતાનો ત્યાગ કરવો પડે છે** આમ અહિંસા એટલે જીવદયાનો આદર્શ દષ્ટિ સમીપ રાખીને મનની, વાણીની ને કાયાની પ્રવૃત્તિમાત્રમા સમસ્ત પ્રાણી ગણના **રક્ષણને** સારૂ સદાયે કટીબદ્ધ રહેવુ પડે છે જે અહિંસાનુ પાલન આવા બારીક ને કઠણ માર્ગને વળગી રહીને જ કરી શકાતુ હોય તે કાયરથી, રાભસવૃત્તિવાળા કે લક્ષહિન અજ્ઞાનીથી કેમ બને ? ખરેખર, જેના હૃદયમા કોઇક **વીરતા** સ્વાભાવિકપણે અથવા યોગ્ય ઉપદેશ કિવા કેળવણીથી સ્ફુરેલી હોય છે તેનેજ **અહિસા** એ એક લાયક વસ્તુ બને છે અને એથીજ એ સત્ય છે કે **અહિંસા મહાવીરનો ધર્મ છે**

આ વાર્તાના લેખક મહાત્માએ એને લખતી વખતે ભાગ્યેજ ધાર્યુ હશે કે આ સાધારણ પુસ્તક પણ અહિસાના સિદ્ધાત અને પાલનમા આજે વિચારભેદ ધરાવનારા તથા તેને કલ્પગુરૂપ આપનારા ગાડરીઆ સમૂહને અહિસાનો સત્યાર્થ ઉપદેશનારૂ અસાધારણ થઇ પડશે પણ આજે વસ્તુસ્થિતિ એવી છે કે અહિસા, સત્ય અને સયમના યથાર્થ જ્ઞાનપૂર્વક આ કથાનાયક યુવરાજ **ભીમ**કુમારની કરણી તેમજ કથનીમાથી અદ્ભુત વીરતા Heroism ના પાઠો લેવા સારૂ જનસમાજને-વિશેષે કરીને જૈન વાચકોને તો આ કથા અણમોલી છે-અસાધારણ રસપ્રદ અને શિક્ષક છે ભગવાનના અલૌકીક પુરૂષાતનનોજ એ પ્રભાવ કે આજે જગત્ જેને માટે ફાફા મારે છે-

ભારત આદિક પરાધિન દેશોના લોકો જેના વિના તરફડે છે તે સુખ, શાંતિ સમાન હક્ક ને સર્વાનુકુલ શાસન-Democracy-તથા નિ શસ્ત્ર સુલેહ શાંતિ-Disarmament ની જડરૂપ **અહિંસાનો** ચમત્કારીક માર્ગ ભારતવર્ષને મળ્યો,-હિંસા અહિંસાથી ઉલ્ટી છે અને તે ક્યારે બને છે કે જ્યારે એક જન, સામાના સુખ ઉપર છીણી ફેરવે, તેના ન્યાયપુરઃસરના હક્ક લુટી લે, તેનો જાણ્યે અજાણ્યે વધ કિંવા ખુન કરે ત્યારે **હિંસા** થાય છે અને તે હિંસા એ પ્રત્યક્ષપણે તેને સહન કરતા જીવને પ્રતિકુળ પડતુ શાસન છે કે જેને વિચારકો દુનિયાના કોઈપણ પ્રાણી માટે ઇષ્ટ ગણતા નથી એથી ઉલ્ટુ, હિંસા નહિ કરવાથી સર્વને અનુકુલતા થાય છે, સર્વનુ સુખ અને હક્ક સચવાય છે. સવની સુલેહ શાંતિ નિર્ભય બને છે એટલે શસ્ત્રાદિકને આપો-આપ નીચે મુકી દેવા પડે છે અને એમ સર્વાનુકુલ શાસનના પ્રિય લાભો સૌને સ્વાભાવિક રીતેજ મલ્યા કરે છે

પણ દુનિયા એવા વિચિત્ર-ક્રોધ, માન, માયા, લોભાદિક તત્વો-થીયે ભરેલી છે કે સર્વજન, **અહિંસા** એક સરખા રૂપમા સર્વથા પાલે એ તદન અશક્ય ને ક્યાય નહિ હોઇ શકનારી Uto pia બાબત છે ખાલી પ્રશસકો અથવા અધ "આશક" અનુયાયિઓથી ઓઢાડી દેવાતા તેમજ ધારણ કરી લેવાયેના ઘડીકભરના "પચગ સરના" વષમા 'અહિંસા' નો પેગામ આજે પણ કદાચ અપાતો હશે પરતુ તેમા આ વિચાર રચ્યો નથી અને તે એમને એમ દીવે જનાતો હોવાથી પ્રત્યાઘાતના પરિણામે પાખડ માત્રનુ જેવુ ભાવિ નીપજે છે તેવુ ક્લિષ્ટ ભાવિ આજની એ નિર્વિવેકી 'અહિંસા' નુ પણ આવ્યા વિના નથી રહ્યુ -લોકોમા તેનો તીવ્ર પ્રત્યાઘાત થયો છે અને કેટલાકો પ્રભુ મહાવીર દેવની 'અહિંસાનુ' સત્ય વસ્તુ સ્વરૂપ જાણ્યા વિના તેનેજ ગાળ આપે છે જ્યારે કેટલાકો-તેથીયે વધારે અજ્ઞાન-છ્યોક જણાવે છે કે 'અહિંસા જગતને બાયલુ કરનારી વસ્તુ છે, કીડીનીયે દયા પાળવાનુ કહેનારી જૈનઅહિંસાએ તો ગુજરાત અને સમસ્ત હિંદુસ્થાનમા લોકોને બાયલા ને નિર્બળ કરી મુકેલા છે ઇ' સદ્ભાગ્યે, આવુ કહેનાર દેશ તેમજ દુનિયાના એકાદ ખુણામાજ વસનારા છે,-વિદ્વાનો ને વિચારકો માને તેવો એ કાંઇ પ્રચલિત મત નથી ભગવાન મહાવીર પ્રભુની જગદોદ્ધારક અસલ સ્વયભૂ પ્રભુતાને અવલોકી શકનારા ભારતવર્ષના તે દીર્ઘદ્રષ્ટિવાળા જ્ઞાની ને મુમુક્ષુ રૂષિ મુનિઓએ પ્રભુની "અહિંસા"ના પવિત્ર સગ્રાહક થઇને શ્રુતિ સ્મૃતિઓમા પણ જે **अहिंसा परमो धर्म**

નુ દિવ્ય સૂત્ર જડી દીધુ, નીતિકારો અને કવિઓએ જે **ક્ષમા વીરસ્ય ભૂષણં** કહીને અહિસા તથા ક્ષમાના ચિરસ્થાયી-અમર યશોગાન ગાયા તેજ આ આર્યદેશનો ને લોકોનો પ્રચલિત મત છે અને તેજ દુનિયામા પ્રચલિત રહેવાનો

આ કથાની પ્રસ્તાવનામા, કઈંક લબાણથી પણ વાચક મહાશયોને હુ એજ બતાવી રહ્યો છુ કે ઉપલુ કહેનારાઓ આજે જે કોઈ વધારે નીકળ્યા હશે તે અહ ઇશ્વર હોનારા માણસના મુખથી પ્રભુના નામે કહેવાતી ઉપરોક્ત નિર્વિવેકી અહિસાના અતમા આવતા જગપ્રસિદ્ધ પ્રત્યાઘાતને તથા પ્રભુએ ફરમાવેલી અહિસા વિષે તેમના સામાન્ય અજ્ઞાનને આભારી છે સિદ્ધાતનો ભેદ અવલોક્યા વિના કેટલાક અધકચરા જૈનો કે જેઓને પોતાનુ ઘર ભુલો જઈને અત્યારની એ કૃત્રિમ અહિસાના વેગમા પર ઘર તણાઈ જવાનુ કમનસીબ જાગ્યુ છે તેઓ તો એને ખુદ પ્રભુની અહિસા ને તેથીયે પર હોનારી, પરમ પ્રભાવક સમર્થ પૂર્વાચાર્યોના પ્રયત્નને ભૂલાવી દેનારી, અજબ શક્તિ પ્રયત્નવાળી મનાવતા રહ્યા છે ! પરતુ તેઓ ચક્ષુ ખોલીને જોશે તો જણાશે કે દુનિયાના રાષ્ટ્ર અને લોક વ્યવહારમા એક સરખી રીતે કોઈપણ નિયમનના ભેદ વિનાની 'અહિસા' અનુસરવા માટે જે ઉપદેશાતી હતી એથી આખરે અહિસા તો ક્યાય આકાશમા ઉડી ગઈ અને તેને સ્થાને ઉલટુ હલાહલ વિષ ફુટી નીકળ્યુ કે જે આપણે ઉપર એ-'અહિસા જગતને બાયલુ કરનારી વસ્તુ છે-ઇ-' વાક્યોમા જોઈ ગયા છીએ આજે એ વિવેક શુન્ય અહિસાની અવસ્તુતા તો ખુલ્લી પડી ગઈ છે પણ તેની એટલી એક સૂક્ષ્મ કૃત્રિમતાએ એટલો બધો કેર વર્તાવ્યો છે કે તેથી અહિસાના મૂળ સિદ્ધાતનો અનર્થ થવા સાથે તેના સત્ય પ્રત્યે ગેરસમજ ફેલાતી ગઈ છે-અહિસાના પ્રેમ શીથીલ થવા સાથે કેટલાકોમા તો હિસાનો મહારૌદ્રરાગ વૃદ્ધિગત પામ્યો છે અને આજની એજ ફરીયાદ છે કે 'દેશમા આગલા વર્ષો કરતા અહિસાના ઉપદેશતળે ઉલટી હિસા વધી પડી છે'

વર્તમાન પ્રજાને આજે હવે એજ સવાલ નડી રહ્યો છે કે ત્યારે 'શુ અહિસા નકામી ? અહિસા ખોટી ? સાચી તાત્ત્વિક અહિસા નથી ? અહિસાથી શુ બાયલા થવાય છે ? જવાબમા હુ કહીશ કે અહિસા કામની છે, તે ખરી વસ્તુ છે સાચી તાત્વિક છે અને અહિંસા પાલનથી બાયલા નહિ પણ કાયરમાથી **વીર** ને **વીરમાથી ભડવીર** થવાય છે તે અહિસાનુ સ્વરૂપ શુ છે એનુ કેવી રીતે પાલન કરી શકાય છે **એનાં કેવા અમૃતફળ ચખાય છે** અને કોની માફક "ભડવીર" થવાય છે તે પૌરાણિક નહિ પણ સત્ય વિધિ તેમજ ચ-

રિતાનુવાદમા સચોટ રીતે સમજાવનારી આ કથા છે વાચકોને અત્રે કથાના પાત્રોનુ અવલોકન કરાવીને, હુ પ્રસ્તાવના લાંબી નહિ કરૂ, પરંતુ એના વાચનથીજ તેમનો પરિચય કરી લેવાની વાચક મહાશયોને હુ મજબુત ભલામણ કરીશ 'સુંદર રાજાની સુંદર ભાવના અથવા શીલસત્ત્વની કસોટી' ના લખનાર મુનિરાજશ્રી મનોહર વિજયજી મહારાજ કે જેઓ પ્રશાન્ત તપસ્વિ આચાર્યશ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય અને આચાર્ય શ્રીમાન્ વિજયમેઘસૂરિજીમહારાજના શિષ્ય છે તેઓ, આ કથાના લખનાર છે તેઓશ્રીની કલમ કુદરતે બક્ષેલા સંગીન ચિત્રમા આબેહુબ રંગ પુરીને તેને વાચનારાઓના દૃષ્ટિપથમા સંચાર કરતુ સજીવન કરવાની સ્વાભાવિક શક્તિ ધરાવે છે એ કહેવાની જરૂર નથી તેમનો આ દ્વિતીય પ્રયાસ છે અને એ પણ મધ્યકાલીન કવિવર શ્રીમાન્ ભાવદેવસૂરિ વિરચિત શ્રી પાર્શ્વનાથ ચરિત્રના અપૂર્વ રસધર કાવ્યકોષમા 'અહિંસાવ્રત' માટે ઉપદેશાયેલી 'યુવરાજ ભીમકુમાર' ની મૂળ કથા આશ્રિત છે આવી મહાચરિત વસ્તુઓની પ્રમાદી વાચકોને ભેટ કરવામા, કથાના અંગમા સંમિશ્રણ કે લેખકની સ્વમતિ કલ્પના અને સત્ય તથા સૌંદર્યની વિરાધના હોવાની તો શંકાયે કયાથી રખાય? હરગીજ રાખી નજ શકાય

આજની નવલકથાઓ કાલ્પનિક ઐતિહાસિક નવલકથાઓ અને આપણી આ કથાઓમા એટલોજ ફરક છે કે નવલકથાઓમા નાયક નાયિકાઓનુ પ્રથમ તો મૈત્રક રચાય છે, પછી વિયોગ કરાવાય છે અને અંતે સંયોગ કરાવાય છે **પ્રેમ તથા લાગણીના નૃત્ય ઘોઘ શિવાય કાંઇજ નવીન બોધદાયક કે ચિત્ર વિપુલતા તેમાં હોતી નથી જયારે આપણી કથાઓમા એના વિષય રસિક તારા મૈત્રક ને વિયોગ સંયોગની વતોને જલાંજલી દેવાયેલી હોય છે,** એના આદિ ને અંત એક નિર્વિષયક પ્રોત્સાહન, આત્મબળ અને ગુણોત્કર્ષની છેક છેલ્લી પરાકાષ્ઠા બતાવના હોય છે જેથી આપણી કથાઓના પ્રકરણ અનાદિની કુવાસના વાસિત જનસ્વભાવ, તેમાથી આગળ વધેલા સુવાસિત બનેલા મહાજન સ્વભાવ,- દુનીયાની લોકસ્થિતિ અને તેમાથી વિજય મેળવવાનો માર્ગ, ધર્માત્માઓની ધર્મ સ્થિતિ અને વિશેષ સંજોગોમા પણ અવિચળપણે અનુસરવો જોઇતો કર્તવ્ય માર્ગ ઇત્યાદિક વિપુલ ચિત્રાધિકાર સાથે નવનવિન રસ સમર્પતા શ્રી સર્વજ્ઞોપદિષ્ટ સત્ય વસ્તુ સ્થિતિ અને **સિદ્ધિ માર્ગનાં** જવલંત બોધક હોય છે કહેવુ પડશે કે આ ફરક કાંઇ જેવો તેવો નથી વર્તમાન પ્રજા જો ઝાંઝવાના નીર સમા કાલ્પનિક આદર્શોથી કંટાળેલી હોય અને જડવાદ છોડી દર્શન સત્ય વસ્તુ સ્થિતિને ખરેખરી રીતે માગતી હોય તો તેને માટે Rea [illegible]

યથાર્થ વસ્તુવાદી બનીને આપણી આ અલૌકિક કથાઓનો આદર કરવાનો વખત પુરેપુરો આવી લાગ્યો છે આ કથાના વીરનાયક નાયિકાઓમાંથી જનતાને ઘણુ ઘણુ શિક્ષણ મળે છે પરંતુ અત્યારે તેની કેળવણીમા ખામી એટલી બધી વધી પડેલી છે કે એના ફળ અને સમાજ વચ્ચે મોટુ અંતર પડતુ જાય છે **આ કથાના વીરો ઉપરાંત શ્રી જિનશાસનના ધર્મધ્વજ તળે ઉત્પન્ન થયેલા પ્રભાવક મહારથી પુરૂષો અહિંસાદિક અણુવ્રત તથા મહાવ્રતોને અણીશુદ્ધ વળગી રહીને જે અસાધારણ દૈવતાઇ પરાક્રમો કરી ગયા તે તેમની ધર્મ પરાયણતા, આત્મશ્રેયની ઉત્કટ ભાવનાઓ, બહાદુર સાહસિકવૃત્તિ એક જૈનને છાજતી આદર્શ મહત્ત્વાકાંક્ષા અને લૌકિક કળા તથા વિશેષે કરીને સ્વધર્મ કળામા લીધેલી સંપૂર્ણ તાલીમ અથવા કેળવેલી નિપુણતાને આભારી છે** આજે જૈન જનતા આ વસ્તુઓની-ધર્મકળા ને કેળવણીની દરકાર રાખે છે ? બહાદુર થવા માટે,-શાસન સંરક્ષક પરાક્રમો અને પરોપકારી થવા માટે કલેષ, કંકાસ, વિષયાભિલાષ અજ્ઞાન અને સ્વાર્થ તથા ઉદરભરિ જેવા પામર લક્ષ્યનો ભોગ આપવાનુ વિચારે છે ? આવશ્યક કળા ને વિજ્ઞાનની પુખ્ત કેળવણી, સ્વધર્મકળા-આચાર ને વિચારનો અનિવાર્ય અભ્યાસ તથા પોતાપણાના એકાન્ત લક્ષ્યપૂર્વક તેનુ વધાતુ અનુશીલન, પ્રજાને, પ્રભુના ધર્મને લાયક બનાવનારા **પ્રાથમિક** તત્ત્વો છે. આ કથાના સ્વાધ્યાયથી વાચનારાઓ જો એ તત્ત્વોની જરૂરી સાધના માટે પ્રેરાય, પોતાપણા પૂર્વક તાત્ત્વિક કળાવિજ્ઞાન ને કેળવણી પ્રત્યે સતેજ આદરને જગાડાય, શાસનની સેવા અને આત્મોન્નતિ માટે પરાક્રમ તથા આપભોગની તીવ્ર ભાવનામય પરોપકારપરાયણતાનો આદર્શ દૃષ્ટિ સન્મુખ મુકાય તો હું માનુ છુ કે તેઓને માટે **સ્વાધ્યાય** કર્યો સફળ ગણાશે.

મુનિ જંબૂવિજય.



તા ક આ કથા '**વીરશાસન**' પત્રની કોલમોમા બે વર્ષ પૂર્વે પ્રગટ થઇ હતી એની લોકપ્રિયતાને લઇને આજે એક અખંડ પુસ્તકાકારે **વીરશાસન** પત્રની **ચોથા વર્ષની ભેટ** તરીકે નૈવેદ્યરૂપે સરસ્વતીદેવી આગળ વાચકો માટે ધરવ મા આવે છે

# શેઠ સુબાજી રવચંદ જયચંદ જૈનવિદ્યાશાળા
# તરફથી મળતાં પુસ્તકો.

૧ **શ્રી શત્રુંજયતીર્થ મહાત્મ્યસાર**—તીર્થાધિરાજ શ્રી શત્રુંજય-મહાગિરિનુ અનુપમ મહાત્મ્ય અનેક રસધાર કથાઓ સહિત વર્ણવવામા આવ્યુ છે ૩૨૦ પ્રષ્ટની પાકા પુઠાની ચોપડીની કિંમત ૦-૮-૦

૨ **સ્નાત્ર પંચાશિકા**—ભાષાંતરસહિત, મૂળગ્રંથના કર્ત્તા સહસ્રાવધાની શ્રીમાન્ **મુનિસુંદર** સૂરીશ્વરજીના શિષ્યરત્ન શ્રી **શુભશીલ** ગણીજી છે આ ગ્રંથમા મૂળ કાવ્યો અને તેની નીચે તેનો અર્થ ટાંકવામા આવ્યો છે વિશેષમા કાવ્યોમા દર્શાવેલા અનેક મહાપુરૂષોના નામ નિર્દેશ કરેલા સઘળા દષ્ટાંતો વિસ્તાર પૂર્વક આલેખવામા આવ્યા છે જિનેંદ્રપૂજા અને મુનિદાન વિષયક અનેક ઉદાહરણોથી ભરપૂર ૩૪૦ પ્રષ્ટની પાકા પુઠાની ચોપડીની કિંમત ૦-૧૨-૦ આ ગ્રંથ વિ સં ૧૯૩૦ છપાયેલો છે

૩ **જયાનંદ કેવલી રાસ**—કર્ત્તા પંડિત પ્રકાંડ શ્રીમાન્ **પદ્મવિજયજી** ગણી આ પુસ્તકમા **જયાનંદ** રાજર્ષિની સઘળી જીવન-ચર્યા આલેખવામા આવી છે આ રાસમા નવખંડો પાડેલા છે અને તેમા સર્વ મળીને ૨૦૨ ઢાળો છે એકેક ખંડ એક એકથી ચઢીયાતો છે જેમા અતિ આશ્ચર્યકારી અદ્ભુત બનાવો દર્શાવવામા આવ્યા છે પૂર્વભવમા આરાધેલુ શુદ્ધ શ્રાવકધર્મનુ આરાધન કેવુ સુરમ્ય ફળ આપે છે તેનો આબેહુબચિતાર આ રાસ કરાવી આપે છે બાળબોધ લીપીમા છપાયેલા પાકા બાઇન્ડીંગ સાથે ૪૩૦ પ્રષ્ટના આ દળદાર ચોપડાની કિંમત ૧-૦-૦

૪ **સમ્બોધસપ્તતિ**—કર્ત્તા નાગપુરીય તપોગચ્છાચાર્ય શ્રી **રત્નશેખરસૂરિજી** માત્ર ૧૨૫ શ્લોકનો આ ગ્રંથ છે પરંતુ ગ્રંથકાર મહર્ષિએ વૈરાગ્યદાયક ભિન્ન ભિન્ન વિષયો ટુંકમા ઘણીસારી રીતે વર્ણવ્યા છે વિશુદ્ધ ભાવના માટે આ લઘુ પુસ્તક અવશ્ય મનન-પૂર્વક વાચવા લાયક છે સંસાર દાવાનળથી સંતપ્ત આત્માને ઘડી-

ભર શાંતિ આપે છે શ્લોકની નીચે તેનું ભાષાંતર આપવામાં આવેલું છે ૭૦ પ્રષ્ટના આ લઘુ પુસ્તકની કિંમત ૦-૨-૦

૫ **શ્રી પર્યુષણા મહાત્મ્ય**—બાલાવબોધ કર્ત્તા શ્રી **જ્ઞાનવિમલસુરિજી** આ પુસ્તકમાં પર્યુષણામાં વંચાતા કલ્પસૂત્રનો લગભગ ઘણો સારાંશ આવી જાય છે ચાતુર્માસમાં મુનિવરોના અભાવે પર્યુષણાના દિવસોમાં ગૃહસ્થો એકત્ર થઇને આ બાલાવબોધ વાંચે છે મોટા બાળબોધ ટાઇપમાં છપાયેલા લગભગ ૨૨૦ પ્રષ્ટના પાકા પુઠાના દળદાર ગ્રંથની કિંમત ૧-૪-૦

૬ **શ્રાદ્ધવિધિ**—ભાષાંતર મૂળ તેમજ તેના ઉપર વિધિકૌમુદિ નામની વિસ્તૃતટીકાના કર્ત્તા શ્રીમાન્ **રત્નશેખરસૂરિશ્વરજી** છે કે જેના આધારે આ ભાષાંતર કરવામાં આવેલું છે વિદ્વાન મહર્ષિના હાથે લખાયેલો આ ગ્રંથ આદર્શ ગ્રહસ્થજીવન ગુજારવાની અભિલાષા ધારણ કરનાર સુજ્ઞ અને વિધિ રસીક જૈનબંધુઓને અવશ્ય વાંચવા લાયક છે ફકત સત્તર ગાથાનો જ આ ગ્રંથ છે મૂળકાર અને ટીકાકાર એક હોઇ ગાથાગત વિષયોને નિરાબાધપણે વિસ્તાર પૂર્વક ચર્ચ્યાં છે આ ગ્રંથમાં મુખ્યત્વે છ વિભાગો પાડવામાં આવેલા છે ૧ દિવસકૃત્ય ૨ રાત્રિકૃત્ય ૩ પર્વકૃત્ય ૪ ચાતુર્માસિકકૃત્ય ૫ પર્વકૃત્ય ૬ જન્મકૃત્ય ટુંકાણમાં કહીએ તો જન્મથી આરંભીને મરણપર્યંત શ્રાવકને કરવા યોગ્ય સઘળા કર્ત્તવ્યનો આદર્શ ચિતાર આપેલો છે મારવાડ મેવાડ પંજાબ વિગેરે દેશોમાં અસ્ખલિત પ્રચાર થઈ શકે એટલા માટે બાળબોધ ટાઇપમાં જ આ ગ્રંથ છપાવેલો છે પાંચસો પ્રષ્ટના દળદાર પાકા બાઇન્ડીંગના ચોપડાની કિંમત ૩-૦-૦ જુજ નકલો સીલીકમાં છે

૭ **સુલસાચરિત્ર**—( સમ્યકત્વ સંભવ મહાકાવ્ય ) કર્ત્તા આગમિક શ્રી **જયતિલકસૂરિજી** આ ગ્રંથ લગભગ સાડામાતસો શ્લોકનો ગુજરાતી ભાષાંતર સાથે બાળબોધ ટાઇપમાં છપાયેલો છે આ પુસ્તકમાં મહાસતી **સુલસાનું** શીલવ્રત, દૃઢ સમ્યકત્વ, **અંબાડ** પરિવ્રાજકનો સમ્યકત્વથી ચલિત કરવાનો ઉપસર્ગ વિગેરે અનેક વિષયો દર્શાવવામાં આવેલા છે સમ્યકત્વની દૃઢતા માટે સતી સુલસાનું આ આખું જીવન મનન પૂર્વક વાંચવા જેવું છે ૧૧૨ પ્રષ્ટની બાળબોધ ટાઇપમાં છપાયેલી દળદાર ચોપડીની કિંમત ૧-૦-૦

૮ **શીલોપદેશમાલા**—ભાષાંતર મૂળકર્તા પંડિતશ્રી **જયકિર્ત્તિ સૂરિજી** ૧૧૪ ગાથાના આ ગ્રંથમા શીલ વિષયક અનેક વિષયો ભરેલા છે ગ્રંથકાર મહર્ષિએ શીલસુગંધને દશે દીશાઓમા ફેલાવવા માટે અથાગ પ્રયત્ન સેવ્યો છે અનેક વિધ રસભર્યા દૃષ્ટાંતોથી ગ્રંથની ગૌરવતા અધિક દીપી નીકળે છે શીલવિહિન થતા નર નારીઓને યોગ્ય માર્ગે સ્થીર કરવા માટે આ પુસ્તક અવશ્ય બોધપ્રદ થઇ શકે એમ છે આ ગ્રંથ ઉપર **સોમતિલક સૂરિજી** એ **શીલતરંગિણી** નામની ટીકા રચેલી છે જેના આધારે આ ભાષાંતર તૈયાર કરવામા આવેલુ છે હૃદય પર સ્થાપન કરવા લાયક સુમન માલાની જેમ અવશ્ય આ ગ્રંથ હૃદયમા સ્થાપિત કરવા જેવો છે ગ્રંથની રસિકતા વાચકો સ્વયમેવ નિહાળશે બાળબોધ ટાઇપમા છપાયેલા સાડાચારસો પ્રષ્ટ પાકુ પુઠુ કિ ૨-૮-૦

૯ **શ્રી ઋષિમંડલ**—ભાષાંતર પૂર્વાર્દ્ધ મૂળ ગ્રંથના કર્ત્તા શ્રીમાન્ **શુભવર્દ્ધન ગણીજી** ગ્રંથકાર મહર્ષિએ આ ગ્રંથમા ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરે તેવા તીર્થંકરોના ચક્રવર્તીઓના બલદેવોના વાસુદેવોના અને મહામુનીશ્વરો વિગેરેના અદ્ભુત ચરિત્રો આલેખેલા છે હૃદયને વૈરાગ્ય વાસિત અને સ્વસ્થ કરવાનુ અમોઘ સાધન મહાપુરૂષોના ચરિત્રો છે તેઓની જીવન ચર્યાઓ તપાસતા તેઓ કેવા ધર્મપ્રેમી હતા તેના જવલંત દાખલાઓ આ પુસ્તક અવશ્ય પુરા પાડે છે એક વખત વાચવા લીધા પછી આ પુસ્તક છોડવુ ગમે તેવુ નથી બાળબોધ લીપીમા છપાયેલા પાચસો પ્રષ્ટના દળદાર પાકા બાઇન્ડીગના ચોપડાની કિંમત ૨-૮-૦.

૧૦ **પ્રકરણમાલા**—સાર્થ આ પુસ્તકમા ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, વૈરાગ્યાદિશતકો, અભવ્યાદિ કુલકો, છ કર્મગ્રંથ વિગેરે ભિન્નભિન્ન મહર્ષિઓના રચેલા પસીસ પ્રકરણોનો સમાવેશ કરવામા આવેલો છે પ્રકરણોની મૂળગાથા તેમજ તેની નીચે તેનો સંક્ષિપ્તાર્થ ટાંકવામા આવેલો છે પ્રકરણ ગ્રંથના રસિક અભ્યાસીઓને અવશ્ય ખરીદ કરવા લાયક છે બાળબોધ ટાઇપમા છપાયેલા ૪૪૦ પ્રષ્ટના પાકા પુઠાના દળદાર ચોપડાની કિંમત ૧-૦-૦.

૧૧ **પંચ પ્રતિક્રમણ**—અર્થસહિત આમા નવસ્મરણ સાર્થ તેમજ અનેક પ્રાચીન સ્તવનો, સઝાયો, ગહુંલીઓ, સ્તોત્રો, સ્નાત્રપૂજાઓ

વિગેરે અનેક વિષયો દાખલ કરવામા આવેલા છે લગભગ છસો પ્રષ્ટના પાકા પુઠાના ચોપડાની કિમત ૨-૦-૦

**૧૨ પ્રકરણમાલા**—મૂલ આ ચોપડીમા જીવવિચાર, નવતત્ત્વ, દડક, લઘુસઘયણી બૃહતસઘયણી, લઘુક્ષેત્ર સમાસ, છ કર્મગ્રથ, રત્નાકર પચીસી ચઉશરણપયન્નાનો સમાવેશ છે કિંમત ૦-૮-૦

**૧૩ શ્રીપાલરાજાનો રાસ**—ભીમસિહ માણેકે છપાવેલો કર્ત્તા મહોપાધ્યાય શ્રી **વિનયવિજયજી** તેમજ **યશોવિજયજી** મહારાજા છે નવપદ મહિમા વર્ણનરૂપ અતિવિસ્તૃત અર્થ તેમજ પ્રસગેપ્રસગે અનેક ચિત્રો સહિત બાળબોધ તથા ગુજરાતી બન્ને ટાઇપમા આ રાસ છપાયેલો છે પાકા પુઠાના ચોપડાની કિંમત ૨-૪-૦

**૧૪ સુદરરાજાની સુદરભાવના** યાને **શીલસત્ત્વની કસોટી**— લેખક-મુનિશ્રી **મનોહરવિજયજી** શ્રીમાન્ **ભાવદેવ સૂરિશ્વરજી** વિરચિત **પાર્શ્વનાથ** મહાકાવ્યમાથી ઉધૃત આનવલકથા, આધુનિક કલ્પના શક્તિને મ્હાત કરનારી પ્રાવચનિક નવલકથાઓમાની એક છે **પાર્શ્વનાથ** મહાકાવ્યના દ્વિતીય સર્ગમા આવેલુ શીલવિષયક **સુ**દરરાજાનુ ઉદાહરણ જ આ નવલકથાની વસ્તુ છે વિષય આબેહુબ હરિશ્ચદ્ર નરપતિના જેવો હૃદયદ્રાવક કરૂણારસથી ભરપૂર છે આખા ચરિત્રમા વિશેષ પ્રકારે **શીલ** અને **સત્ત્વ**ની સુગધ ચારેબાજુએ ફેલાયેલી માલૂમ પડશે માનસિક વાચિક તેમજ કાયિક દુર્ગુણોમા ઓતપ્રોત થયેલી જનતાને જો પોતાનો ઉદ્ધાર અથવા કલ્યાણ ઇચ્છવુ હોય તો તેને આ **શીલસત્ત્વ**ની ગીતામા સ્નાન કરવુ જોઇએ આ પુસ્તકની શરૂઆતમા ઓગણીસમી સદીના પાછલા ભાગમા-ત્યાગ ધર્મ માટે કટોકટીના સમયમા થયેલા જૈન શાસનના તેજસ્વી દીનમણિ સેકડો શિષ્યોના પિતામહ પૂજ્યપાદ પરમતપસ્વી પન્યાસજી મહારાજ શ્રીમાન્ **મણિવિજયજી** ગણી દાદાસાહેબનુ' સક્ષિપ્તજીવન તેમના જ પ્રશિષ્ય ( પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજય**સિદ્ધિસૂરીશ્વ**જીના શિષ્ય) શ્રીમાન્ વિજય **મેઘસૂરીશ્વરજી** મહારાજશ્રીની સરળ અને રસદાયક કલમથી લખાયેલુ છે જે અવશ્ય વાચવા યોગ્ય છે લગભગ સવાબસો પ્રષ્ટની સુદર ટાઇપમા ઉચા ગ્લેઝ કાગળમાં છપાયેલી પાકા પુઠાની ચોપડીની કિંમત ૧-૦-૦

**૧૫ શ્રી દેવવંદનમાલા**—પૂર્વાચાર્ય પરમ મહર્ષિ પ્રણીત બાર દેવવંદનોનો સંગ્રહ કરવામાં આવેલો છે જેમાં દીવાળી, જ્ઞાનપંચમી, મૌન એકાદશી, ચૈત્રીપૂનમ, ચોમાસીના દેવવંદનો તેમજ મહાવીર પ્રભુની જન્મકુંડળીનું સ્તવન આવેલું છે આ દેવવંદનમાલા પ્રભુભક્તિ ગર્ભિત પુરાતન ચમત્કૃતિનો એક અસામાન્ય ખજાનો છે રોયલ ઉંચા ગ્લેઝ કાગળમાં બાળબોધ ટાઈપમાં છપાયેલો છે લગભગ સવાચારસો પ્રષ્ટના પાકા પુંઠાની ચોપડીની કિંમત ૧-૪-૦

**૧૬ ભીમકુમારનું ભુજાબળ** અથવા **પરોપકારી પરાક્રમની પરાકાષ્ઠા.**-લેખક મુનિશ્રી **મનોહરવિજયજી.** શ્રીમાન્ **ભાવદેવ સૂરીશ્વરજી** વિરચિત **પાર્શ્વનાથ** મહાકાવ્યમાંથી ઉદ્ધૃત આ નવલકથા કોઈ અલૌકિકજ વસ્તુ છે અહિંસાના સિદ્ધાંત અને પાલનમાં આજે વિચારભેદ ધરાવનારા સમકને અહિંસાના સત્ય અર્થનો ઉપદેશ આપવા માટે આ પુસ્તક અસાધારણ થઈ પડશે કથાનાયક યુવરાજ **ભીમ**કુમારની કરૂણારસ ભરી કરણી તેમજ કથનીમાંથી અદ્ભૂત વીરતાના પાઠો લેવા સારૂ જૈન સમાજને અને વિશેષે કરીને જૈનવાચકોને આ કથા અણમોલી છે અસાધારણ રસપ્રદ અને શિક્ષક છે

કીડી જેવા ક્ષુદ્ર જંતુની પણ દયા પાળવાનું કહેનારી અહિંસા ઉપર કઠોર પ્રત્યાઘાત કરનારાઓને આ પુસ્તકજ જવાબ આપશે કે અહિંસા કેવી તાત્વિક વસ્તુ છે અહિંસા પાલનથી નિર્બળ નહિ પણ કાયરમાંથી વીર અને વીરમાંથી બહાદુર કેવી રીતે થવાય છે અહિંસાનું સ્વરૂપ શું છે અને અહિંસા પાલનમાં કેવા અમૃતમય ફળો રહેલા છે ઇત્યાદિ ' એકંદરે નીડર અને પરોપકાર ગર્ભિત બહાદુર થવા માટે આ કથાનું વાચન અવશ્ય જરૂરી છે લગભગ બસો પૃષ્ટ, ઉંચા ગ્લેઝ કાગળ, પાકું બાઈન્ડિંગ કિંમત રૂ ૧-૦-૦

આ સિવાય **કેશર**, **કસ્તુરી**, **અંબર**, **બરાસ**, **અગરબત્તી**, **સોના** રૂપાના વરખ, **વાસક્ષેપ**, **ધૂપ**, **સુખડ**, **વાળાકુંચી**, **અગર** વિગેરે વસ્તુઓ શુદ્ધ અને કિફાયત ભાવે અમારે ત્યાંથી મળી શકશે વેચાણનો મળેલો નફો જીર્ણોદ્ધાર, જ્ઞાનખાતું કેશર સુખડખાતું વિગેરે ધાર્મિક કાર્યોમાં વપરાય છે જિનેશ્વર ભગવાનના મંદીરમાં વપરાતી વસ્તુઓ ભેળસેળ વિનાની શુદ્ધ મળી શકે એ હેતુથીજ આ ખાતું અમારી સંસ્થા તરફથી સં ૧૯૮૫ ની સાલથી ખોલવામાં આવેલું છે

**શેઠ સુબાજી રવચંદ જયચંદ.**

જૈનવિદ્યાશાળા—ડોશીવાડાની પોળ—**અમદાવાદ**

# અનુક્રમણિકા.





## સુચના.

સુજ્ઞ વાચકોને સુચના કરવામાં આવે છે કે આ પુસ્તકને જેમ તેમ રખડતુ મુકી જ્ઞાનની આશાતના ન થાય તેની પુરતી કાળજી રાખશે.



# પરોપકારી પરાક્રમની પરાકાષ્ઠા

યાને

# ભીમકુમારનું ભુજાબળ

## પ્રકરણ ૧ લું.

### પુત્રપ્રાપ્તિની આગાહી.

મનહરણી અને તેજસ્વી દિવ્ય વિપુલ ઋદ્ધિથી પરિપૂર્ણ આ ભારતીય ભૂમી ભામીનીના ભાલસ્થલમા મૌક્તિકમંડિતરત્નમયતિલક તુલ્ય, અને ઉત્તુંગ તથા ભવ્ય શિખરોથી સુશોભિત દેવમંદીરો, ગગનાવલંબી રાજમહાલયો, ધનાઢ્યોની વિશાળ હવેલીઓ, દાનશાળાઓ, ધર્મશાળાઓ, ઔષધાલયો વ્યવહારિઓના અનેક ભવ્ય આવાસોથી અલંકૃત, પ્રબળ શત્રુસૈન્યથી પણ અભેદ્ય દુર્ગમ દુર્ગથી પરિવેષ્ટિત, લક્ષ્મીના નિવાસભૂત, સૌગંધિકકમલસમાન કમલપુર નામના નગરમા અદ્ભૂત પરાક્રમશાળી, પરોપકારપરાયણ, પ્રજાવત્સલ, નીતિમાર્ગનો નિર્યામક, વિનયવાન, વિવેકી, મનોગમુંદર, સાક્ષાત્ કંદર્પસમાન, અને સૌમ્યદૃષ્ટિ, હરિવાહન નામનો રાજા રાજ્ય કરતો હતો તેને અખંડ વિશ્રાન્તિનુ સ્થાન, અપ્રતિમ સૌંદર્યશાળી, શુદ્ધ સતીત્વધારક, પ્રેમની સૌમ્ય મૂર્તિ, સુરમ્ય પરિમલથી પરિમંડિત માલતી પુષ્પ સમાન માલતી નામની અંતપુરનુ જવાહીર પટ્ટરાણી હતી

આજે પ્રભાત સમયથી ભવ્ય રાજમંદીરના પ્રત્યેક વિભાગમા આનંદનો ધ્વનિ ઉછળી રહ્યો હતો દરેકે દરેક જનસમૂહની તેજસ્વી અને સૌમ્ય મુખાકૃતિઓ આનંદસાગરના અગાધ જળમા સ્નાન કરવાથી લાવણ્યથી ભરપૂર અને દેદીપ્યમાન દીસતી હતી સઘળાઓ હર્ષભેર પોતાના કાર્યો પૂર્ણ કરવા શિઘ્રવેગે પ્રયત્ન કરી રહ્યા હતા સર્વ કરતા પણ મહારાણી માલતીનો હર્ષ તો કોઈ અપૂર્વજ હતો. જન્મથી આરંભીને અદ્યાપિ પર્યંત કદી પણ આવો આનંદ તેણે

અનુભવ્યો નહતો અતિશય હર્ષને લઈને તેણીના લાલિત્યપૂર્ણ અંગ ઉપર રોમાંચ વિકસ્વર થઇ રહ્યા હતા રાજમહાલયમાં રહેલા અન્ય વર્ગમાં જે આનંદ ફેલાઇ રહ્યો હતો તેનો હેતુ અને રાણીના આનંદનો હેતુ બન્ને એકજ હતા તે એજ કે—ગતરાત્રિએ મહારાણી માલતીને નિદ્રાવસ્થામાં શુભસૂચક સુસ્વપ્ન પ્રગટ થયું, જે સ્વપ્નમાં રાણીએ પોતાના ઉત્સંગમાં (ખોળામાં) બેઠેલા સૌમ્ય આકૃતિવાળા સિંહને જોયો તરતજ રાણી નિદ્રામુક્ત થઈ અને સ્વપ્નનું સ્મરણ કરવા લાગી, હૃદય દર્પણમાં સ્વપ્નનો સાક્ષાત્કાર થયો અને આનંદની ઉર્મિઓથી અંતઃકરણ વ્યાપ્ત થયું સુશિક્ષિત રાણી પોતાની કુશાગ્રબુદ્ધિએ સ્વપ્નના અર્થની વિચારણા કરતી પોતાને ભાગ્યવાનની કોટીમાં માનવા લાગી ત્યારબાદ ચિત્તની સ્વસ્થતા અને પ્રસન્નતાપૂર્વક પોતાની શય્યાથી નીચે ઉતરી હજુ અરૂણોદય નહિ થયેલો હોવાથી મંદમંદ ગતિએ પોતાના પ્રિયતમ મહારાજા હરિવાહનના શયનીય સ્થાન પ્રત્યે આવી પહોચી અને પ્રિયતમને સંબોધીને મધુરધ્વનિએ ગંભીર અર્થસૂચક શબ્દોમાં સ્વામિને જાગૃત કરવાનો પ્રયત્ન કર્યો

અલ્પ સમયમાંજ રાજા જાગૃત અવસ્થામાં આવી પહોચ્યા અને પોતાના પલ્યંકની સમીપે હાથ જોડી નમ્રવદને ઉભી રહેલી મહારાણી માલતીને જોઈ એક તો એકાએક આ અવસરે પોતાના પલ્યંક સમીપે રાણીનું આગમન અને વિશેષમાં ઝગમગતા દીપકના મંદ પ્રકાશમાં પ્રકાશિત થતી તેની પ્રસન્ન મુદ્રા નીહાળી, રાજાને અતિશય આશ્ચર્ય ઉત્પન્ન થયું અને પ્રસન્ન દૃષ્ટિએ તેની સામે અવલોકન કરી મહારાજાએ હર્ષનું અને આગમનનું કારણ પુછયું પતિવત્સલ રાણીએ સ્વામિને અંજલી કરી મધુરી વાણીએ પોતાના અંતરમાં રહેલો દિવ્ય સંદેશ નિવેદન કર્યો, જેમાં મહારાજાના ઉભય પ્રશ્નનું સ્પષ્ટીકરણ સમાએલુંજ હતું તેણીએ પ્રતિપાદન કરેલો દિવ્ય સંદેશ શ્રવણ યુગલમાં પ્રવેશ કરતા મહારાજાના આનંદનો પાર રહ્યો નહિ ચાતુર્યશાળી રાજાએ પોતાની નિર્મળ મતિથી પુખ્ત વિચાર કરી દિવ્ય સ્વપ્નનો અર્થ વિકસિત વદને પોતાની પ્રાણવલ્લભા માલતીને પણ જણાવ્યો સ્વનિર્ણિત અર્થની સાથે અનુકુળ પતિનો અર્થ સાંભળી તે અતિશય હર્ષ પામી અને સ્વામિના મુખકમલમાં ઝરતા મકરંદતુલ્ય સુગંધીવાળા અને સંકલિતઅર્થભર્યા વચનોનો સાદર સ્વીકાર કરી પોતાના સ્થાનપ્રત્યે જવા પાછી ફરી માર્ગમાં પણ એજ વચનોની વિચારણા અંતઃકરણને પલ્લવિત કરતી હતી માલતીના ગર્ભા

પછી પણ તેજ સ્વપ્નની ભાવના કરતા રાજાનુ હૃદયસરોવર હર્ષની છળતી ઉર્મિઓથી વ્યાપવા લાગ્યુ, એટલામાજ પૂર્વદિશામા અરૂણનો રક્ત પ્રકાશ વ્યાપવા લાગ્યો કાલનિવેદક પુરૂષોએ પણ પ્રભાતના વાજીત્રોથી જનતાને પ્રભાતનો સમય જણાવ્યો પક્ષીગણ પણ કલરવ કંઠથી દિશાઓને નિનાદિત કરતો પ્રવાસ કરી રહ્યો હતો દેવમદીરોમા ઘટ વિગેરે અવાજ શરૂ થઈ ગયો હતો કેટલાક સ્ત્રી પુરૂષો પણ પોતાના મધુર કંઠથી પ્રભાતી વિગેરે રાગો ગાવા મડી પડયા હતા અનુક્રમે ગગનમડળમા ધીમે ધીમે અરૂણના રક્ત પ્રકાશનો અત થવા લાગ્યો અને સૂર્યોદયની દિવ્ય પ્રભા ઝળકવા લાગી પ્રભાત સમય થયો 'ત્તા હજી સુધી રાજા સ્વપ્નના વિચારમાજ મશ્ગુલ હોઇ શયનમદિરમાથી બહાર પણ નીકળ્યા નહતા અવસર થઈ જવાથી મહારાજા શયનીયમાથી ઉઠી અગમર્દન સ્નાન વિગેરે પ્રભાતના કાર્યમા પ્રવર્ત્તમાન થયા શીવ્ર વેગે સર્વ કાર્ય આટોપી પવિત્ર વસ્ત્રાલકારથી સુસજ્જ થઇ અનેક રાજન્ય વર્ગનીસાથે મહારાજા કચેરી મડપમા જવા નીકળ્યા

સભામડપના મધ્ય પ્રદેશમા મહારાજાને માટે રત્નજડિત સુવર્ણમય સિહાસન ગોઠવવામા આવ્યુ હતુ અને તેની ડાબી તેમજ જમણી બાજુએ યથાયોગ્ય રીતિએ સામત રાજાઓ તેમજ મત્રીવર્ગને માટે પણ આસનો ગોઠવેલા હતા અન્ય રાજ્યવર્ગ તેમજ નાગરીક સભ્યોને માટે પણ યોગ્યતાને અનુસાર સ્થાન નિર્દેશ કરવામા આવ્યો હતો વિશેષમા આજના દિવસને માટે સભામડપમા મહારાજાના સિહાસનની નજદીકમાજ એક યવનીકા ( જેમા રહેલા મનુષ્યો બહારની હીલચાલ જોઈ શકે પણ બહારના મનુષ્યોનો દષ્ટિપાત તેના ઉપર પડી શકે નહિ તેવો વસ્ત્રમય પડદો ) નાખવામા આવી હતી, જેમા રાજમહિલાઓ અને અન્ય પ્રતિષ્ઠિત સ્ત્રીઓને બેસવાની ગોઠવણ કરવામા આવી હતી. નિર્દિષ્ટ સમય થઈ જવાથી સભામડપ સભ્યજનોથી ભરાઈ ગયો હતો "હજી સુધી મહારાજા કેમ ન પધાર્યા" આજ શબ્દોનો અવ્યક્ત ધ્વનિ સર્વના મુખમાથી ઉચ્ચરી રહ્યો હતો અને તેથીજ સભ્યજનોની દષ્ટિ સભામડપના સિહદ્વાર આગળ ઠરી હતી એટલામાજ મહારાજા અવસર વીતી જવાથી શીવ્ર વેગે અલ્પ પરિવારની સાથે દ્વાર આગળ આવી પહોચ્યા સિહદ્વારમા પેસતાજ " ઘણી ખમ્મા નેક નામદાર મહારાજાધિરાજ શ્રી હરિવાહન રાજાને ઘણી ખમ્મા " ની નેકી પોકારાઈ નેકીનો અવાજ

આખા સભામંડપમાં ફેલાઇ ગયો અને સર્વ કોલાહલ શાંત થઇ ગયો મહારાજા પધાર્યાના શબ્દોની ઉદ્ઘોષણા કરતાં સર્વ સભ્યો મહારાજાને સન્માન આપવા પોતાના આસન ઉપરથી ઉભા થઇ ગયા અવનીપતિ પણ સર્વના મુખથી ઉચ્ચાર કરાતા જયવિજયના ગંભીર ધ્વનિ સાથે પોતાના સિંહાસન આગળ આવી પહોંચ્યા સર્વનું ઉચિત સન્માન કરી રાજા સિંહાસન ઉપર અલંકૃત થયા અને ત્યારબાદ સર્વ સમુદાય પણ પોતાના આસન ઉપર બિરાજમાન થયો

સભામાં કયા કયા કાર્યનો ઉકેલ કરવો તે મહારાજાનાજ સ્વાધીનમાં હતું આજે તો પૃથ્વીપતિના હૃદયમાં અરૂણોદયથી પ્રારંભીને અદ્યાપિપર્યંત સ્વપ્ન સંબંધી વિચારોજ વિસ્તાર પામ્યા હતા, એટલે આજે મહારાજાએ પ્રથમ તો સ્વમતિએ પોતાના અંતરમાં નિર્ધારિત સ્વપ્નના અર્થનો નિર્ણય કરવાનું કાર્ય હાથ ધર્યું તુરતજ જમણી બાજુએ આસન ઉપર બેઠેલા પોતાના નિમકહલાલ અને સંપૂર્ણ વિશ્વાસુ મંત્રિશિરોમણિ બુદ્ધિલની સમક્ષ સ્વપ્નશાસ્ત્રમાં અસાધારણ પ્રયત્ન કરી સંપૂર્ણતયા તેના રહસ્યને જાણનાર કોઈ પંડિતને બોલાવવાનો પોતાનો વિચાર પ્રગટ કર્યો બુદ્ધિશાળી બુદ્ધિલમંત્રિએ પણ મહારાજાના વિચારને અનુસાર સ્વપ્નશાસ્ત્રવિશારદ બ્રાહ્મણને રાજ્યસભામાં બોલાવી લાવવા પોતાના સેવકને આજ્ઞા કરી મહારાજાને અને પ્રધાનને નમસ્કાર કરી સેવક સ્વપ્નવેદિને બોલાવવા સભામંડપમાંથી બહાર નીકળ્યો

સ્વાભાવિક આજે સભાનો રંગ કોઈઅજબ પ્રકારનોજ દેખાતો હતો, તેમાં વળી નવીનમાં વિચિત્ર ચિત્રશાળી યવનિકા તેની શોભામાં વધારો કરતી હતી, જે યવનિકામાં મહારાણી માલતી સુંદર વસ્ત્રાલંકાર સજી આગળ રહેલા સિંહાસન ઉપર અલંકૃત થઇ હતી, અને બાકીનું સર્વ અંતઃપુર, તેમજ સુશિક્ષિત કુલવૃદ્ધા સ્ત્રીઓ, અંતઃપુરની દાસીઓ, અને પ્રતિષ્ઠિત નાગરિક મહિલાઓનો સમુદાય પણ યથાસ્થાને સ્થિત થયો હતો અગ્રસ્થાયી મહારાણી માલતી સભાની સઘળી હીલચાલ સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કરી રહી હતી આ યવનિકા જોઇને સ્વાભાવિક આજે સભ્યજનોના અંતઃકરણમાં કૌતુક ઉત્પન્ન થયું હતું અને તેથીજ અનેકના હૃદયમાં તે સંબંધી ભિન્નભિન્ન પ્રકારની કલ્પનાઓ પણ થઈ રહી હતી જ્યારે મહારાજાએ સ્વમશાસ્ત્રી બોલાવા માટે પ્રધાનને આજ્ઞા ફરમાવી ત્યારેજ સભાસદની વિસ્તાર પામવી ભિન્નભિન્ન પ્રકારની કલ્પનાઓ મર્યાદિત સ્થિતિમાં સ્થિર

થવા પામી તેઓએ એવી કલ્પના કરી કે અતીત રજનીએ મહારાજાના અંતઃપુરમાં કોઈ રાણીને શુભસૂચક સુસ્વપ્ન આવેલું હોવું જોઈએ કે જેથી આ પ્રબંધ કરવામાં આવેલો છે.

આ અવસરે સભામાં પરસ્પર પોતાના વિચારોની આપ–લે થતી હોવાથી અવ્યક્ત કોલાહલ થઈ રહ્યો હતો. સ્વપ્નશાસ્ત્રીને બોલાવવા મોકલેલ માણસ તેને બોલાવી લાવે તે અરસામાં મહારાજાએ પોતે પણ પોતાના બુદ્ધિલ મંત્રીને રાત્રિએ બનેલો સર્વ હેવાલ કહી સંભળાવ્યો, યાવત્ પોતે સ્વપ્નને અંગે નિર્ધારિત અર્થ પણ તેની આગળ પ્રગટ કર્યો. મંત્રી સર્વ હકીકત સાંભળી અતિશય આલ્હાદ પામ્યો અને તેના બુદ્ધિ આદર્શમાં પણ મહારાજાએ દર્શાવેલો અર્થજ પ્રતિબિંબિત થયો.

આ પ્રમાણે મહારાજા પોતે તેમજ સભામાં રહેલી અન્ય વ્યક્તિઓ ભિન્નભિન્ન પ્રકારના ઉચ્ચાર અને વિચારોમાં મશગુન થઈ રહી હતી, તે અરસામાજ મંત્રિએ મોકલેલ રાજપુરૂષ સ્વપ્નશાસ્ત્રીની સાથે સભામંડપના બાહ્યદ્વાર આગળ આવી પહોચ્યો. સર્વની દૃષ્ટિ દ્વાર તરફ વળી અને અત્યાર સુધી ચાલતો અવ્યકત કોલાહલ તદ્દન શાંત થઇ ગયો.

સ્વપ્નશાસ્ત્રવિશારદ બ્રાહ્મણે પણ રાજસભાયોગ્ય સર્વ પ્રકારનો આડંબર સજ્યો હતો. અંગપર સુગંધીમાન ચંદનનું વિલેપન કર્યું હતું. ભાલસ્થલમાં તિલકો લગાવ્યા હતા. શરીરપર શ્વેતવર્ણના પવિત્ર વસ્ત્રો ધારણ કર્યા હતા. કંઠમાં અને હાથમાં રહેલા અલ્પ આભુષણો પણ તેની શોભામાં વધારો કરી રહ્યા હતા. સભામાં પ્રવેશ કરતાની સાથે બ્રાહ્મણે મહારાજાને જયવિજયથી વધાવ્યા, ત્યારબાદ છેક મહારાજાની સમક્ષ આવી, આશીર્વાદના વચનોદ્વારા પોતાનો આંતરધ્વનિ વ્યક્ત કર્યો.

"હે પૃથ્વીપતિ આશ્રયદાતા ભૂપાલ ! આપનું અનુપમ સામ્રાજ્ય ક્રોડો કલ્પપર્યંત આપની વંશપરંપરામાં સદા અવિચલ રહો. હમ્મેશાં આપના નિર્મલ અંતઃકરણમાં પ્રજાપાલનની વિશુદ્ધ ભાવના સ્ફુરાયમાન રહો. આપ હમ્મેશાં કર્ણતુલ્ય દાનેશ્વરી બની આશાધારીઓની આશાઓ પૂર્ણ કરો. જે દ્વારા આપની ચંદ્રિકાસમાન ઉજ્વલ કીર્તિલતા દેશદેશાંતરમાં વિસ્તાર પામતી બ્રહ્માંડમંડપને આચ્છાદિત કરો. આપનું ઉદિતોદિત ભાગ્ય સદૈવ વિકાશ પામતું રહો. હે ક્ષત્રીયવંશવિભૂષણ ! આપનો વિશુદ્ધ વંશ સદા ધનધાન્ય હિરણ્ય સુવર્ણ પુત્ર મિત્ર કલત્ર વિગેરે

સંપત્તિથી વૃદ્ધિ પામો છેવટે મહારાજાના નિર્મલ હૃદયપટપર આર્હત ધર્મનો અનુપમ અનુરાગ હોઈ વિબુધ બ્રાહ્મણે આર્હતધર્મને અનુસરી વિકસ્વર વદને આશીર્વાદના અંતિમ ઉદ્‌ગારો પ્રગટ કર્યા હે ભૂમીંદ્ર! આપની અવિચ્છિન્ન પરંપરામાં સુધારસવાહી જૈનેશ્વરી આજ્ઞાનું રહસ્ય પરિણમો મહારાજા! આપને અખંડ શાંતિ અને દીર્ઘાયુષ્ય હો, આ અવનીતલને આપની અદ્‌ભૂત બુદ્ધિ અને શૌર્યતાનો અનુભવ કરાવી આપના માનુષીજીવનને વિકજીવન સમાન બનાવો, અર્થાત્ આપ અનર્ગલ પુન્ય ઉપાર્જન કરો"

સભા મંડપમાં રહેલા સભ્યજનો પોતાના સ્વામિની પ્રશંસા સાંભળી આનંદ પામ્યા મહારાજાએ સ્વપ્નવેદી બ્રાહ્મણનું ઉચિત સન્માન સાચવી હસ્તસંજ્ઞાએ યોગ્ય આસને બેસવાની ભલામણ કરી બ્રાહ્મણ પણ મહારાજાની આજ્ઞાનુસાર શીઘ્રગતીએ આસન ઉપર બેઠો હવે સભ્યજનોના નેત્ર અને કર્ણયુગલ અન્ય કાર્યથી નિવૃત્ત થઇ માત્ર મહારાજાનાજ વદનકમલ ઉપર સ્થીર થયા હતા સ્વામિ સ્વપ્નપાઠકને શું પુછે છે તેનીજ ઇંતેજારી તેઓના મુખ ઉપરથી જણાઇ આવતી હતી

ગંભીર અને ઉદાત્ત સ્વરે મહારાજાએ સ્વપ્નપાઠકને પ્રશ્ન કર્યો— હે સ્વપ્ન શાસ્ત્ર વિશારદ! સ્વપ્ન શાસ્ત્રમાં કેટલા પ્રકારના સ્વપ્નો શુભફળદાયી છે અને કયા અશુભ ફળદાયી છે, શુભ ફળદાતા સ્વપ્નમાં પણ કયું સ્વપ્ન કયું ફળ આપે વિગેરે સ્વપ્નસંબંધી અધિકાર ટુંકમાં મને કહી સંભળાવો

મહારાજાની ઇચ્છાને અનુસાર ભૂદેવે સ્વપ્ન સંબંધી કટલોક અધિકાર કહેવાનો પ્રારંભ કર્યો મહારાજા! સ્વપ્ન શાસ્ત્રમાં અનેક પ્રકારના સ્વપ્નો નિરૂપણ કરેલા છે સ્વપ્નસિવાયના અવસરે જે પદાર્થનો અનુભવ કર્યો હોય અગર જે વસ્તુનું અવલોકન કર્યું હોય તેનો સ્વપ્નમાં સાક્ષાત્કાર થાય છે તેમજ જાગૃત્ અવસ્થામાં જે પદાર્થ પ્રત્યે અતિશય વિચારણા થઈ હોય તે પદાર્થ પણ સ્વપ્નમાં અનુભવાય છે ઇત્યાદિ અનેક પ્રકારે સ્વપ્નોનો ઉદ્‌ભવ થઇ શકે છે, પરંતુ એવા દૃષ્ટ અને ચિંતિત વિગેરેથી વર્જીત મળમૂત્ર વિગેરેના રોધરહિત સ્વચ્છ દેહથી જે સ્વપ્નો જોયા હોય તે સર્વ સ્વપ્ન અવશ્ય ફળદાયી હોય છે

કોઈ મનુષ્ય સ્વપ્નમાં એવો અનુભવ કરે કે—મે ગાય, વૃષભ, વૃક્ષ, પર્વત, ગજભુવન અને હસ્તિ ઉપર આરોહણ કર્યું તથા રૂદન અને અગમ્યમાં ગમન કર્યું તેમજ મારૂં મૃત્યુ થયું આ સર્વ સ્વપ્ન તે મનુષ્યને શુભ ફળના આપનારા થાય છે સ્વપ્નમાં જો વસ્ત્ર, અન્ન, ફળ, તાંબુલ, પુષ્પ, દીપક, દહીં અને ધ્વજા, ઉત્તમ રત્ન, ચામર છત્ર અને મંત્ર દેખવામાં

આવે તો તે સ્વપ્નો તેના પ્રકારની દ્રવ્ય સપ્રાપ્તિના સૂચક છે આસન શયન યાન વાહન પોતાનુ શરીર તેમજ ઘર આ સર્વ વસ્તુ, જ્વલત અગ્નિજ્વાલામા દગ્ધ થતી જો સ્વપ્નમા અનુભવે તો તેને ચારે દિશાએથી લક્ષ્મિ આવીને મળે છે સ્વપ્નમા ચદ્રનો ગ્રાસ કરવો, સમુદ્રનુ પાન કરવુ અને પોતાના આતરડાથી નગરને નિયત્રિત કરવુ વિગેરેનો અનુભવ કરે તો તેને નિઃસશય રાજ્યની પ્રાપ્તિ થાય છે નદી તથા સરોવરનુ તરવુ પોતાના શુભોદયને સૂચવે છે સ્વપ્નમા દેવદર્શન અને દેવપૂજા આગળ થનાર ભાગ્યોદયને સૂચવે છે દૂધનુ પાન કરવુ ઘીની પ્રાપ્તિ થવી, ચદ્રસૂર્યનુ દર્શન, લક્ષ્મીની પ્રસન્નતાને સુચવે છે પોતાના શરીરે તૈલનુ મર્દન, કેશરનુ વિલેપન, સગીત અને નૃત્યમા તત્પરતા અને હાસ્ય આ સર્વ સ્વપ્ન દુઃખપ્રાપ્તિની સૂચના કરે છે સ્વપ્નમા સિંહ, વાઘ વિગેરે શિકારી પશુઓનો ઉપદ્રવ ભય પ્રતિપાદક છે શય્યા દ્વાર અને આગલાનો ભગ સ્ત્રીનુ મરણ સૂચવે છે તથા સ્વપ્નમા પોતાના અગના અવયવનો વિચ્છેદ પિતા માતા અને પુત્રનો ભાવી વિનાશ સૂચવે છે ગતા તથા શ્યામ વસ્ત્રયુક્ત પત્નીનુ આલિગન રોગ તથા મૃત્યુને સૂચવે છે સારે શ્વેત પુષ્પ માળાયુક્ત તથા ઉજ્વળ વસ્ત્ર યુક્ત પત્નીનુ આલિગન ચારે બાજુથી લક્ષ્મિનુ આગમન પ્રતિપાદન કરે છે પારાસધન અને બદીવાનપણુ પોતાની પ્રતિષ્ઠાની વૃદ્ધિ અગર પુત્ર જન્મ દર્શાવે છે દેવગુરૂ, પિતા અને રાજાનો સ્વપ્નદશામા થયેલો આદેશ તેજ કાર્યને સૂચવે છે

મહારાજા ! વિશેષ શુ કહુ ! અથથી ઇતિ સુધી તે સ્વપ્નોનુ નિરૂપણ કરતા પાર આવે એમ નથી, તે કહેવાને માટે ઘણા સમયનો વ્યય કરવો પડે માટે ટુકમા છેવટે આપને દર્શાવુછુ કે, દુનિયામા જેટલી ઉજ્વલ વસ્તુઓ પ્રશસનીય તરિકે કહેવાય છે તે વસ્તુનો સ્વપ્નમા સાક્ષાત્કાર થવો તે પોતાના પુન્યોદયનો આવિષ્કાર કરે છે ત્યારે દુનિયામા જેટલી શ્યામ વસ્તુ નીંદનીય તરિકે કહેવાય છે તેનુ દર્શન અશુભોદયને નિવેદન કરે છે

આ પ્રમાણે સ્વપ્નવેદી બ્રાહ્મણે સ્વપ્નશાસ્ત્રને અનુસાર મહારાજાના પ્રત્યુત્તરગર્ભિત સ્વપ્નનુ ટુકુ સ્વરૂપ દર્શાવ્યુ પુનઃ મહારાજાએ પ્રશ્ન કર્યો—

ગઈ રાત્રીએ મહારાણીએ સ્વપ્નમા સ્નેહાળ અને પ્રશાત મુદ્રાવાળો પરાક્રમી સિંહ પોતાના ખોળામા બેઠેલો જોયો હતો કહો ! તેનુ કેવુ સુખદાયી ફળ મળશે ?

સ્વપ્નશાસ્ત્રીએ ઉત્તર આપ્યો, દેવ ! સ્વપ્નશાસ્ત્રમા તેના પ્ર-

ષ્ણેતા મહર્ષિએ દર્શાવ્યુ છે કે, "કોઇપણ મહિલાને સ્વપ્નને વિષે કલશ, સૂર્ય, ચંદ્ર, હાથી, સિંહ અને વૃષભ દેખવામા આવે તો તેને નિઃસંશય પુત્રરત્નની પ્રાપ્તિ થાય આ ઉપરથી મહારાજા ! મહારાણી માલતી દેવીએ સ્વપ્નમા પોતાના ખોળામા બેઠેલા શાંતસિંહને જોયો છે તો અવશ્ય રત્નકુક્ષી માલતીદેવી સિંહ સમાન પરાક્રમી પુત્રની ભાગ્યવતી માતા થશે

સ્વપ્નદર્શક ભૂદેવના મુખમાથી ઝરતી અમૃતધારા સમાન વાગ્ધારા કર્ણયુગલમા પડતા મહારાજા વિમલવાહન, મહારાણી માલતી, સર્વ રાજન્ય પરિવાર તેમજ સર્વ સભ્ય જનોના મુખ ઉપર આનંદની છાયા ફરી વળી સભામંડપ હર્ષના કિલકિલાટ શબ્દોથી ગાજી ઉઠયો અવનીપતિએ અને માલતી રાણીએ પોતાની બુદ્ધિએ નિર્ધારણા કરેલો અર્થ સંવાદી થયો હવે ચોક્કસ રીતે તેઓને પુત્રપ્રાપ્તિની આગાહી થઇ પ્રસન્ન થયેના મહારાજાએ સ્વપ્નવેદી બ્રાહ્મણને અનર્ગલ દ્રવ્યનુ દાન આપી તેને દારિદ્રમુદ્રાથી મુક્ત કર્યો અને સન્માનપૂર્વક વિસર્જન કર્યો, ત્યારબાદ મહારાજાની આજ્ઞા થતા સર્વ સભા હર્ષના ધ્વનિ સાથે વિસર્જન થઇ



## પ્રકરણ ૨ જુ.



### પુત્ર જન્મ



ઉદયગીરિના ઉન્નત શિખર ઉપર અરુણનો રક્ત પ્રકાશ પ્રકાશિત થયેલો હોવાથી ધીમે ધીમે નિબિડ અંધકારનુ સામ્રાજ્ય વિનશ્વર દશાને પામતુ ગયુ. અલ્પ સમયમાજ અરૂણના રક્ત પ્રકાશની પાછળ ગગનમંડળમા વિચરતુ સૂર્ય વિમાન આવી પહોચ્યુ અને પોતાની દિવ્યપ્રભાથી જગતને કૈરવિત કર્યુ ચારે બાજુએ પશુપક્ષીઓનો આનંદજનક કોલાહલ મચી રહ્યા હતો આજનો દિવસજ જાણે સમગ્ર દુનિયાને માટે કોઇ અપૂર્વ ભાગ્યોદયને સૂચવતોજ હોય તેવો ભાસ થતો હતો

આ અવસરે કમલપુર નગરના પ્રત્યેક વિભાગમા અને વિશેષે કરીને રાજભુવનમા અપૂર્વ મહોત્સવ પ્રવર્તિ રહ્યો હતો સમગ્ર નગરમા રાજન્ય કે પ્રજાકીય વર્ગમાથી કોઇ વ્યક્તિ એવી નહોતી દેખવામા આવતી કે જેના મુખ ઉપર પ્રસન્નતાની છાયા ન છવાઇ હોય

સર્વત્ર આનંદ રસની રેલમછેલ પ્રસરી રહી હતી સ્થળે સ્થળે નોબતો અને શરણાઇના મધુર અને મનોરંજક સ્વરો કર્ણયુગનને તલ્લીન બનાવતા હતા ઘેરેઘેર અને દુકાને દુકાને આશોપાલવના તોરણો બંધાઈ ગયા હતા નગરના પ્રત્યેક રાજમાર્ગપર સુવાસિત શીતલ-જલનો છંટકાવ થઇ રહ્યો હતો તેમજ સ્થળે સ્થળે વિકસ્વર ચંગબેરંગી ગુલાબ વિગેરેના પુષ્પો તથા અત્તરોની સુગંધ ફેલાઇ રહી હતી સમગ્ર નગર વિચિત્ર વર્ણવાળી સુશોભિત ધ્વજાઓથી શણગારવામા આવ્યુ હતુ સ્થળે સ્થળે રાજમાર્ગપર રાજપુરૂષો મહારાજા તરફથી અનેક યાચકોને દાન આપતા હતા યાચકો પણ પ્રસન્નમુદ્રાએ મહારાજાને અંતઃકરણની શુભાશિષ અર્પણ કરતા પોતાના કાર્યમા વ્યગ્ર થતા હતા બંદીખાનામા રહેલા મગળા કેદીઓને આજે છોડી મુકવામા આવ્યા હતા તેથી તેઓ પણ પોતાના મુખથી મહારાજાને આશીર્વાદના શબ્દોથી નવાજતા હર્ષભેર પોતાના સ્વજન વર્ગને મળવા શીઘ્રવેગે ઘર તરફ જઇ રહ્યા હતા આજે વિદ્યાર્થીઓને પણ રમવાની છુટ મળી હતી તેથી તેઓ પણ નાચતા કુદતા સહચારી મિત્રોની સાથે આનંદજનક ક્રિડામા મગ્ન થયા હતા

અનુક્રમે દીનકરના કિરણોની પ્રભા વૃદ્ધિ પામતી કમલપુર નગરની પ્રજાને આનંદાબ્ધિના ઉત્તુંગ કલ્લોલોમા ઝુકાવતી હતી કચેરીમંડપમા દરબાર ભરાવાનો સમય થવા આવ્યો હતો ઇભ્ય, શ્રેષ્ઠી, સાર્થવાહ, વિગેરે અનેક નગરવાસી જનો વસ્ત્રાલંકારથી વિભૂષિત થઇ પોતાના કરકમલમા મૌક્તિક વિગેરે ઝવેરાતના ઉમદા ભેટણા ધારણ કરી રાજભુવન તરફ પ્રયાણ કરી રહ્યા હતા મહારાજા પોતે પણ સ્નાન વિગેરે કાર્યોથી પરવારી પ્રધાનમંડળની સાથે આનંદભેર કચેરીમંડપમા જવા પોતાના આવાસમાથી નીકળી ચુકયા હતા ટુંકાણમા કહીએ તો આખુ નગર આજે ઇંદ્રભુવનની જેમ અદ્ભૂત લીનામા નિમગ્ન હતુ રાજભુવનમા કે પ્રજાના ભુવનોમા સર્વત્ર આનંદ, આનંદ અને આનંદજ પ્રવર્તિ રહ્યો હતો

વાચકો ! સ્વયં સમજી શક્યા હશે કે ઉપર દર્શાવેલો સર્વ પ્રકારનો મહોત્સવ મહારાણી ભાનતીના સિંહસ્વપ્ન સુચિત પુત્ર જન્મને આભારી છે

જે રજનીએ મહારાણીને પુત્ર પ્રાપ્તિની અગાહી સૂચક સિંહનુ સ્વપ્ન આવ્યુ ત્યારથી આરંભીને પુણ્યશાળી ગર્ભના પ્રભાવે તેના નિર્મળ અંતઃકરણમા જિનેશ્વર દેવની નિર્મળ ભક્તિ, સદ્ગુરૂસેવા, ધર્મ

તત્ત્વનુ શ્રવણ, અમારી પ્રવર્તન, સુપાત્રદાન, જિનમદીરોમા અષ્ટાન્હિકા મહોત્સવ, સાધર્મિક વાત્સલ્ય, યાચકોને દ્રવ્યદાન વિગેરે વિગેરે ઉત્તમોત્તમ કાર્ય શ્રેણીની અભિલાષાઓ પ્રગટ થઇ વિશુદ્ધ પ્રેમાળ મહારાજાએ પણ મહારાણીની દરેકે દરેક અભિલાષાઓ પૂર્ણ કરી ગર્ભના અનુભાવથી રાણીનુ શરીર સૌન્ધર્ય તેમજ મુખની લવણિમા વિગેરે વિગેરે અધિકાધિક વિકાશ પામ્યા હતા ગર્ભને કોઇપણ પ્રકારની બાધા ન થાય તે માટે તે અવસ્થાને ઉચિત ભિષક્ શાસ્ત્રમા દર્શાવેલા સર્વ નિયમોને તેણે સપૂર્ણપણે જાળવ્યા હતા રસના ઇંદ્રિયની લોલુપી નહિ બનતા રાણી માત્ર ગર્ભને સુખકર અને અનુકૂળ પદાર્થોનુ ભક્ષણ અને પાન કરતી હતી આ પ્રમાણે અનુકૂળ કાર્યો દ્વારા સર્વથા પ્રકારે ગર્ભનુ પરિપોષણ કરતી મહારાણી માલતીએ ગર્ભ કાલ પરિપૂર્ણ થયે, શુભ મુહૂર્તે પૂર્વ દિશા જેમ તેજસ્વી સૂર્યને જન્મ આપે તેમ અતીત રજનિએ સિહ સમાન તેજસ્વી પુત્ર રત્નને જન્મ આપ્યો દીર્ઘ સમયે મનોવાછિત આશાતરૂ નવપલ્લવિત થઈ ફળીભૂત થયો જાણી રાણી હર્ષ પામી, તેમા પણ પુત્રનુ વદન અનુપમ લાવણ્યથી ભરપૂર નિહાળી તેના અત કરણમા નિ સીમ આનદ ઉદ્ભવ્યો તરતજ અતપુરની દાસીએ મહારાજા સમક્ષ જઈ હર્ષપૂર્ણ વદને પુત્ર જન્મની વધામણી આપી પુત્રરત્નરૂપ ઇષ્ટવસ્તુની પ્રાપ્તિના આનદમા મહારાજાએ તેજ ક્ષણે દાસીને અનર્ગલ દ્રવ્યનુ દાન આપ્યુ, જે દાનમા દાસીનુ જીદગીભરનુ સેવકપણુ દૂર થયુ ભાગ્યશાળી રાજ પુત્રના જન્મના શુભ સમાચાર રાજભુવનમા તો શુ પણ ક્ષણવારમા નગરના દરેકે દરેક વિભાગમા વિજળી વેગે પ્રસરી ગયા અને સર્વના અત કરણમા અભિનવ આનદ ઉદ્ભવ્યો

દુનિયામા અનેક જીવો મનુષ્યજન્મ ધારણ કરે છે તેમા પૂર્વોપાર્જીત દૂર્ભાગ્યના ઉદયે કેટલાક મનુષ્યોના જન્મ વખતે સ્વ યા પરને અનેક પ્રકારના સકટો ઉપસ્થિત થાય છે કયાતો ક્ષણવારમા પોતાનો અગર પોતાની જન્મદાતા માતાનો અગર પીતાનો વિનાશ, સપત્તિનો વિયોગ, કુટુમ્બવર્ગમા કલેશ, રાષ્ટ્ર યા નગરમા ઉપદ્રવ વિગેરે આકસ્મિક ઉપાધિઓની ઉત્પત્તિ અને પ્રાણઘાતક ઉપદ્રવોનો જન્મ થાય છે, ત્યારે કોઇ પુન્યશાળીના જન્મ સમયે ઉદ્ભવેલી વિપત્તિઓનો વિનાશ, સપત્તિનુ આહ્વાહન, મરકી વિગેરે જનસહારક ઉપદ્રવની શાંતિ, ભુપતિનો જય, શત્રુઓનુ મર્દન, ઇષ્ટ સયોગ વિગેરે કાર્યોદ્વારા સર્વત્ર શાતિનુ સામ્રાજ્ય સ્થપાય છે નિષ્પુણ્યકના જન્મને

કોઇ જાણી પણ શકતુ નથી સગી માતાને પણ તેના પ્રત્યે પ્રેમાકુર જાગૃત થતો નથી તો તેની માતાઓને પોતાનો પુત્ર મહોત્સવનુ સ્થાન શાનુ જ હોય ? ત્યારે પુન્યશાળી પુત્રની જન્મ સબધી વધામણી વિના પ્રયાસે વાયુની માફક સર્વત્ર સમૂહમા ફેલાઇ જાય છે અને જેને સાભળીને સર્વના હૃદયમા નહિ દેખ્યા છતા પણ તે વ્યક્તિ પ્રત્યે પ્રેમ જાગૃત થાય છે જેઓના જન્મ સમયે તિર્યંચો–પશુ પક્ષીઓનો સમુદાય પણ સ્વાભાવિક આનદ કલ્લોલમા મગ્ન થાય છે અરે **મહા પુન્યવાન પુણ્યશ્લોક જગદ્વદ્ય ત્રૈલોક્યાધિપતિ તીર્થંકરપ્રભુના** જન્મ સમયે ક્ષણભરના વિલબ વિના નિરતર અતુલ વિપત્તિનો અનુભવ કરનારા, પરમાધામીઓના અસહ્ય પ્રહારો મહાકષ્ટે સહન કરનારા નારકી ગતિના જીવોને પણ થોડીવાર આનદ ઉત્પન્ન થાય છે

સિહ સ્વપ્ન સૂચિત **માલતી** રાણીનો સિહ પરાક્રમી પુત્ર પણ પોતાના નિસીમ ભાગ્યોદયનેજ સુચવતો હોય તેમ તેના જન્મ અવસરે ઉપર દર્શાવેલો મહોત્સવ અને સર્વત્ર શાતિ દેવીનો આભોગ પ્રવર્તમાન થયો

પ્રધાનમડળની સાથે રાજભુવનમાથી નિકળેલા મહારાજા બરોબર અવસરે કચેરીમડપમા આવી પહોચ્યા અને સિહાસન ઉપર આરૂઢ થયા ક્ષણવારમા મહારાજાની સમક્ષ ઇભ્ય શ્રેષ્ઠિ વિગેરે પ્રજાજનોએ ક્રમસર ગોઠવેલા પુત્ર વધામણીના મનોરજક ભેટણા સાક્ષર ચિત્રકારે યથાયોગ્યરીતે ચીત્રેલા ચિત્રોની માફક શોભવા લાગ્યા મહારાજાએ સર્વ ભેટણાનો સાદર સ્વીકાર કરી સર્વને યથાયોગ્ય સન્માન, દાન અર્પણ કરી, અતરમા ઉછળતી આનદ લહરીઓને બીજના ચદ્રની ચદ્રિકાની માફક અધિક ઉલ્લસાયમાન કરી

ટુક વખત સુધી મહારાજાએ સભામા સભ્યોની સાથે વિનોદજનક વાર્તાનો સવાદ કર્યો, અને ત્યારબાદ સભા વિસર્જન કરવાની આજ્ઞા થતા સર્વ સભ્યો પોતાના સ્થાન પ્રત્યે જવા રવાના થયા અને મહારાજા પણ રાજન્યમડળ સાથે રાજભુવન તરફ પાછા ફર્યા.



# પ્રકરણ ૩ જું.

## સદ્દગુરૂની સંપ્રાપ્તિ.

કુમલપુરના રાજમહાલયમાં આજે આનંદ મહોત્સવ થઈ રહ્યો હતો. મહારાજા તરફથી આજે સર્વ સામંત રાજાઓ પ્રધાન વર્ગ અને જ્ઞાતી વર્ગને સ્વજન પરિવાર સહિત રાજમંદીરમાં આવવાની નિમંત્રણા હોવાથી દરબારગઢ તરફ સુંદર પોષાકમાં સજ્જ થયેલા અનેક રાજપુરૂષોનું ગમનાગમન થઈ રહ્યું હતું. દાસ દાસી વિગેરેનો સમુદાય પણ મનોરંજક વસ્ત્રો અંગ પર ધારણ કરી આનંદપૂર્વક રાજમહાલયનાદ્વારમાં પ્રવેશ નિર્ગમન કરતા દૃષ્ટિગોચર થતા હતા. આજે આ આનંદમહોત્સવનું ઉત્થાન મહારાણી માલતીના પરાક્રમી પુત્રરત્નના નામનિર્દેશને ઉદ્દેશીનેજ હતું.

મહારાજાએ, સામંતરાજાઓ મંત્રી વર્ગ વિગેરે રાજન્ય પરિવારની સાથે ભોજન વિગેરે કર્યું અને ત્યારબાદ સર્વ સમુદાય સમક્ષ પુત્રની લાવણ્યથી ભરપૂર તેમજ ઓજસ્વી તથા તેજસ્વી મુખમુદ્રા નિહાળી ‘ ભીમકુમાર ’ નામ આપ્યું.

મહારાણી માલતી વિગેરે અનેક રાણીઓના નેત્રને આનંદદાયી ભાગ્યવાન ભીમકુમાર અનેક યુવતીઓના વહાલમાં ઉછરતો ધાવ માતાઓથી લાલન પાલન કરાતો અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. બાલ્યાવસ્થામાજ તેનામાં અપ્રતિમ ઔદાર્ય વિવેક, વિનય, લજ્જા, નમ્રતા, ધૈર્ય, અને ક્ષમા વિગેરે અદ્દભુત ગુણોનો આવિર્ભાવ થયો, જેમ જેમ બાલ્યાવસ્થાનો અતિક્રમ થતો ગયો તેમ તેમ તેનામાં તે ગુણો અધિક વિકાશ પ્રામવા લાગ્યા.

મહારાજાના મંત્રિશિરોમણી બુદ્ધિલને પણ અતિશય સૌંદર્યવાન તેમજ અદ્દભુત બુદ્ધિશાળી એક પુત્ર હતો. બુદ્ધિ વૈભવાદિ ગુણને અનુસાર જેનું નામ પણ મતિસાગર રાખવામાં આવ્યું હતું. તે મતિસાગરની સાથે ભીમકુમારને મૈત્રી થઈ. પુર્વ પ્રારબ્ધને અનુસાર સ્વભાવિક અરસપરસ બન્નેના અંતઃકરણમાં પ્રેમભાવ જાગૃત થયો. બન્નેની વય પણ લગભગ સમાનજ હતી. દિનપ્રતિદિન ગાઢ સંસર્ગને લઈને તેમની પ્રીતિમાં એટલે સુધી વધારો થતો ગયો કે દરેકે દરેક કાર્યોમાં તેઓ બન્ને સાથેજ રસ લેતા હતા. ક્ષણભરપણ તેઓ

એક એકનો વિરહ સહન કરી શકતા ન હતા ભોજન શયન ક્રિડા વિગેરે કાર્યોની સામ્યતા તો દૂર રહો પણ અંતઃકરણના વિચારો પણ લગભગ સામ્યાવસ્થાને અનુસરતા હતા ટુંકાણમાં કહીએ તો રાજપુત્ર **ભીમ**કુમારને **મ**તિસાગર અને **મ**તિસાગરને રાજપુત્ર, રહસ્યના સ્થાન હતા આથીજ **મ**તિસાગર **ભીમ**કુમારનો મિત્ર અને મંત્રી હતો

એક અવસરે પ્રભાતના સમયે મહારાજા પોતાના કેટલાક સામંત રાજાઓ અને મંત્રીઓની સાથે રાજમહાલયમાં રહેલા એક ભવ્ય આરામ મંદિરમાં કોઈ કાર્ય માટે વાર્તાલાપ કરી રહ્યા હતા જે નાજુક અને મનમોહક આરામમંદિરની રચના લગભગ કચેરી મંડપને મળતીજ હતી ચારે બાજુએ દેશીય અને દેશાંતરીય કારીગીરીવાળુ વિવિધ પ્રકારનું રાચરચીલું ગોઠવેલુ હતુ ચારે દિશાઓની ભીંતોપર સુંદર ચિત્રકાર પાસે ઘણી બારીકાઇથી વિવિધ પ્રકારના આશ્ચર્યક ચિત્રો આલેખાવ્યા હતા મહારાજાનુ સિંહાસન બરોબર પ્રવેશદ્વારની સન્મુખજ રાખવામાં આવ્યુ હતુ અને આજુબાજુએ સામંતરાજા, મંત્રી વર્ગ તેમજ દેશાંતરીય ઇભ્ય સાર્થવાહ વિગેરેનુ ઔચિત્ય સાચવવા માટે બીજા પણ આસનો ગોઠવી રાખવામાં આવતા હતા ઘણું ખરૂ કચેરીના અવસર સિવાય બાકીના અવસરમાં મહારાજાના ઘણા સમયનો વ્યય આજ સ્થળે થતો હતો, એટલે ખાનગી કાર્ય માટે અગર મુલાકાત લેવા માટે આવતા મનુષ્યોને બીજા અવસરે મહારાજાનો મેળાપ આજ આરામ મંદિરમાં થતો હતો

ઉપર દર્શાવ્યા પ્રમાણે મહારાજા, આજે સામંતરાજાઓ તેમજ મંત્રીવર્ગની સાથે કોઇ કાર્યના ઉકેલની અને વચમાં વચમાં વિનોદની વાતોમાં મશગુલ થયા હતા આ અરસામાં ભાગ્યશાળી **ભીમ**કુમાર પોતાના મિત્ર **મ**તીસાગરની સાથે હંમેશના રિવાજ મુજબ તીર્થસ્વરૂપ પૂજ્ય પીતાશ્રીને અભિવંદન કરવા નિમિત્તે આવ્યો સિંહાસન ઉપર અલંકૃત થયેલા મહારાજાએ પોતાની તરફ લલિતગતિએ આવતા વ્હાલા પુત્રને દૂરથી જોયો પ્રફુલ્લ વદનવાળા ગુણનીધિ પુત્રને નિહાળી મહારાજાનુ અંતઃકરણ કેવા આનંદરસને અનુભવતુ હશે તે તો તેનો આત્માજ જાણે

સ્વાભાવિક રીતે માતા પિતાઓને પોતાની સંતતિ પ્રત્યે નિબિડ અનુરાગ હોય છે, પછી ભલે તે સંતતિ નિર્ગુણી હોય કે ગુણવાન હોય, પ્રશસ્ત રૂપવાન હોય કે કદરૂપી હોય, તેની મુખા-

કૃતિ અને વર્તન જનતાને વલ્લભ હોય છે ચાહે તેવી હોય તો પણ માતા પિતાઓ તે સતતિ પ્રત્યે સ્નિગ્ધ દૃષ્ટિએ જુએ છે અને તેને દેખીને સ્હેજે તેઓના અતકરણમા આનદરસની ઉર્મિઓ જાગૃત થાય છે, તો પછી શોકસાગરમા નિમગ્ન જનસમૂહને એક વખતે રતિસાગરના ઉત્તુગ કલ્લોલોમા કલ્લોલિત કરે તેવી પ્રશમરસવાહી મુખાકૃતિવાળી વિનય, વિવેક અને પરાક્રમ વિગેરે ઉચ્ચતમ ગુણ-ભડારક સતતિને જોઇ તેના માતાપીતા આનદીત થાય એ સભવીત જ છે તે સતતિ પોતાના જનક જનનીના અતકરણમા નૂતન ચૈતન્ય ઉત્પન્ન કરે એ બનવાજોગ છે

લઘુતામાજ પોતાનુ ગૌરવ સમજનાર, વિનય નમ્ર **ભીમ**-કુમાર આરામ મદિરમા પહોચ્યો, અને સન્મુખ રહેલા મહારાજા ( પોતાના પિતાશ્રી ) ના ચરણમા પોતાનુ મસ્તક નમાવ્યુ પુષ્પના મકરદનો અભિલાષી ભ્રમર જેમ સુગધી વિસ્તારતા કમલ અગર પુષ્પ વિગેરે સમુહને છોડતો નથી તેમ **ભીમ**કુમાર પણ પિતાશ્રીના ચરણથી પોતાનુ મસ્તક ઉચુ કરતો નથી પ્રેમાકુરિત પિતાએ પોતાના સુકોમલ બન્ને બાહુથી પુત્રને ઉભો કરી, પ્રણયપૂર્વક ગાઢ આલિગન કર્યુ અને ખોળામા બેસાડ્યો વિનીત રાજપુત્ર **ભીમ**-કુમાર તરતજ પિતાશ્રીના ખોળામાથી ઉઠી અને તેમનાજ પાદપીઠ ઉપર બેસી પોતાના ખોળામા પિતાશ્રીના ચરણ સ્થાપન કર્યા અને અભિનવ ઉત્પન્ન થયેલા અપૂર્વ ઉત્સાહ અને બહુમાનપૂર્વક તેમની સવાહના (પગચપી) કરવા લાગ્યો

રાજપુત્રનુ આ કાર્ય જોઈ ત્યા રહેલો સર્વ રાજન્ય પરિવાર આશ્ચર્યથી મુગ્ધ બન્યો અને વિચાર કરવા લાગ્યો કે, ક્રિડા યોગ્ય બાલ્યાવસ્થામાજ ભાગ્યવાન કુમાર આ વિનય, આ વિવેક, પ્રજાપ્રત્યે આવુ બહુ માન અને આતર પ્રીતિ, કયા ઉપાધ્યાય પાસે શિખ્યો હશે ? ઘણાએ રાજપુત્રો નિહાળ્યા, તેમજ ઘણાએ મત્રી પુત્ર જોયા, પરતુ આવો અનુપમ આદર્શ કોઇ પણ સ્થળે દૃષ્ટિપથમા આવ્યો નથી ભાગ્યશાળીમા રહેલો આ સર્વ ગુણ વૈભવ પ્રાચીન સુકૃતનેજ આભારી છે ખરેખર **ભીમ**કુમારે "**વિનય રાજપુત્રેભ્ય**" એ ઉક્તિને અક્ષરશ સત્ય કરી બતાવી

ઉદાર પ્રકૃતિશીલ આત્માઓનુ ધ્યેય ઉચ્ચતર દશાને પ્રાપ્ત થયેલુજ હોય છે તેઓ લઘુતામાજ પોતાની પ્રભુતા સમજે છે અ-ચિત્ય પ્રભાવસપન્ન મણી, મત્ર, કે ઔષધી કરતા પણ તેઓ વિનયને

અગ્રસ્થાન આપે છે તેઓની દૃષ્ટિએ દુનિયામાં જનસમુહને આકર્ષણ કરવાનું અમોઘ શસ્ત્ર કે વશીકરણ તે માત્ર વિનયજ છે ચોક્કસ છે કે વિનય એ કટ્ટા વિરોધીને પણ પોતાનો સહયોગી બનાવવા માટે અપૂર્વ મંત્રનું કાર્ય કરે છે

પુન્યશાળી કુમારની આ ઔદાર્ય વૃત્તિ તેને ભવિષ્યમાં થનારી સ્વર્ગીય સુખલીલાની આગાહીજ સુચવે છે, કેમકે દુનિયામાં કહેવત છે કે 'પુત્રના લક્ષણ પારણામાંથીજ માલમ પડે છે' આ અવસ્થામાં પણ જે હૃદય પોતાના ઉપગારી પ્રત્યે અવિહડ પ્રીતિવાળુ છે તે અંતઃકરણ પોતાની પ્રૌઢાવસ્થામાં કેવા સ્નેહને દાખવશે તે સમજવુ રહેલ છે સુગંધી પુષ્પપરાગની અભિલાષા ધારણ કરનાર વિવેકી મધુકર, પોતાની રમનાને સંતોષવા માટે વિકસ્વર કમલવનમાંજ પરિભ્રમણ કરે છે, ત્યાંથી અન્ય સ્થળે જવાની વિચારણા માત્ર પણ કરતો નથી તેવીજ રીતે જેણે વિનય વિવેકરૂપી કલ્પવૃક્ષના અતુચ્છ ફળોનો આસ્વાદ અનુભવ્યો તેનુ અંતઃકરણ મિષ્ટ ફળદાયી આંબા જામફળી કે સીતાફળી સન્મુખ પણ જતુ નથી, તો પછી આવળ બાવળ કે પીપળનું નામ પણ શાનુંજ લે ? છેવટે દરેકના અંતઃકરણમાં એજ ધ્વનિ થયો કે જેમ રાજહંસ માનસરોવરનેજ પોતાની સર્વ સંપત્તિનું સ્થાન માને અને તેથીજ તેઓ હંમેશા તેમાંજ સર્વાત્માએ મગ્ન રહે છે, બીજા જલાશયની ઇચ્છા પરખી પણ તેઓને થતી નથી, તેવીજ રીતે આ વિવેકી રાજહંસ હંમેશા આવી ઉદાર ભાવનામય માનસરોવરમાં સર્વ સંપત્તિનું સ્થાન માનો અને તેમાંજ રતિ કરો અર્થાત્ **ભીમ**કુમારના નિર્મળ અંતઃકરણમાં આવી ઉદાર ભાવના હંમેશા અવિચળ રહો

આ પ્રમાણે ગુણરાગી રાજન્ય પરિવાર **ભીમ**કુમારના ગુણની અનુમોદનાના રસમાં ચકચૂર થયો હતો તે અરસામાંજ પ્રસન્ન મુદ્રાવાળી એક વ્યક્તિ શીઘ્ર વેગે આરામ મંદિર તરફ આવતી નજરે પડી મહારાજા વિગેરે સર્વ પરિવારની દૃષ્ટિ તે વ્યક્તિ તરફ વળી અને સઘળાઓએ તે વ્યક્તિને ઓળખી લીધી તેના સ્મિતવદને સર્વના હૃદય ઊત્કંઠિત કર્યા

આરામ મંદિર તરફ આવતી વ્યક્તિ તે નગરની બહાર રહેલા ચંપક ઉદ્યાનનું રક્ષણ કરનાર મહારાજાનો આરામિકજ હતો તેના સ્મિતવદનથી આનંદિત થએલા સર્વ સભાસદોએ એજ કલ્પના કરી કે ખુશમિજાજમાં આવતો આરામિક આપણને કાંઇક ને કાંઇક

શુભ સમાચાર દર્શાવશે સ્વાભાવિક રીતે આરામિકની ગતિ પ્રવૃત્તિ અને અંતરના આનંદને સુચવનારી આકૃતિ તેની કલ્પનાનું સ્થાન આપે એ સુસંભવિતજ છે

મહારાજા વિગેરે સર્વ સમુદાયના નેત્રયુગલ માત્ર સન્મુખ આવતા ઉદ્યાનપાલકની તરફજ સ્થિર થયા હતા ઉદ્યાનપાલક પણ હૃદયની અવ્યક્ત આનંદલહરીથી રોમાંચિત અંગે શીઘ્ર વેગથી આરામમંદિરમાં મહારાજા સન્મુખ આવી પહોચ્યો દૂરથીજ મહારાજાને પ્રણામ કરી તેમની સમક્ષ મૃદુ અને મીઠી વાણીએ હૃદયના હર્ષની સાથે અંતરમાં રહેલો દિવ્ય સંદેશ પ્રગટ કરવાનો પ્રારંભ કર્યો મહારાજાની પાસે રહેલો સર્વ પરિવાર પણ ઉદ્યાનપાલકના વચનો શ્રવણ કરવા પહેલેથીજ ઇંતેજાર હતો એટલે આ અવસરે કોઈ પણ વ્યક્તિના વદનમાંથી શબ્દનો અવ્યક્ત ધ્વનિ પણ નિકળતો ન હતો સઘળાઓની ઇંતેજારી વચ્ચે ઉદ્યાનપાલકે પોતાનું વૃત્તાંત ચલાવ્યું

મહારાજા ! આજે હું આપની સમક્ષ આપના રમણીય ઉદ્યાનની શી શોભા વર્ણવું ? ચારે દિશાઓમાં પણ પક્ષીઓના સમૂહે પોતાનો આનંદજનક કોલાહલ ઉદ્યાનના પ્રત્યેક વિભાગમાં પ્રવર્તાવી મૂક્યો છે વિવિધ જાતીય વૃક્ષસમૂહ પણ ફળફુલના સમુદાયથી ફાલીત થઇ પ્રેક્ષકોના અંતરમાં આનંદ ઉત્પન્ન કરે છે વિકસ્વર કમલદલ ઉપર પરિભ્રમણ કરતા ભમરાઓ પોતાના ગુંજારવથી વિવિધ પ્રકારના વાજીંત્રોનું અનુકરણ કરી રહ્યા છે મહારાજા ! આપને હું અધિક શું કહું ? અનેક જંતુઓ આપના પવિત્ર ઉદ્યાનની શીતળ છાયાનો આશ્રય કરીને કદી ન ભૂલાય તેવી આપની પરોપકાર દૃષ્ટિને વ્યક્ત કરતા અંતરના ઉમળકાથી પોતપોતાની ભાષાએ આપની ઉપર આશિર્વાદની વૃષ્ટિ વરસાવી રહ્યા છે હું ધારું છું કે મહારાજા ! આ સર્વ પ્રભાવ તે મહર્ષિ મહાત્માનોજ છે, આ વાક્યે મહારાજા વિગેરે શ્રોતૃગણના અંતરમાં ચમત્કાર ઉત્પન્ન કર્યો તેઓને તે મહર્ષિ કોણ અને ક્યારે પધાર્યા તે સંબંધ જાણવાની ઇંતેજારી વધી મહારાજાએ વચમાંજ તે સંબંધી પ્રશ્ન કર્યો અને નમ્ર વદને હસ્ત યોજનપૂર્વક ઉદ્યાનપાલકે તેનો નીચે પ્રમાણે ઉત્તર આપ્યો –

' મહારાજા ! દિવ્યવાણીવાળા દેવાશી મહાત્મા શ્રીમાન્ **અભિનંદનસૂરીશ્વરજી** પોતાના સુશિષ્યના પરિવારથી પરિવરેલા આજેજ આપના ચંપક ઉદ્યાનમાં પધાર્યા છે. ' ગુરુવર્યના આવા-

ગમનને સૂચવનારી ઉદ્યાનપાલકની નિર્વ્યાજ વચનપદ્ધતિથી મહારાજા વિગેરે સભાજનોના અંતઃકરણો અતિશય પ્રમુદિત થયા અને હર્ષથી રોમાંચ વિકસ્વર થયા, સર્વના મુખ ઉપર પ્રસન્નહૃદયની રક્તતા છવાઇ ગઇ.

દિવ્યગુણ પરિમલની સુરમ્ય વાસનાથી વાસિત વિશિષ્ટ વિજ્ઞાનશાળી પ્રકર્ષ ચારિત્રવંત મહામુનિનું આવાગમન કોને સાશ્ચર્ય અને સહર્ષ ન કરે ? આ અવસરે મહારાજા, યુવરાજ, સામંત વિગેરે સભાસદોના પ્રસન્નવદનમાંથી એજ ઉદ્ગારો નિકળ્યા કે-" આજે આપણા આંગણે સુરતરૂ ફળ્યો પૂર્વજન્મોપાર્જીત પુણ્યના અંકુરો પ્રગટયા આજે અમકલ્પિત મુક્તાફલની વૃષ્ટિ થઇ પ્રબલ પુણ્યોદયે આજે આપણને સદ્ગુરૂનો સમાગમ થશે તે પવિત્ર મહર્ષિના મુખારવિંદમાંથી ઝરતા દિવ્ય વચનામૃતોનું પાન કરી ભવાટવીના ત્રિવિધ તાપથી સંતપ્ત અંતઃકરણને આપણે પ્રશાન્ત બનાવીશું અને શમ સામ્રાજ્યનું અનુપમ સુખ અનુભવીશું

હર્ષિત અંતઃકરણવાળા મહારાજાએ ગુર્વાગમનની વધામણીમાં ઉદ્યાનપાલક પ્રત્યે પોતાનો ઉદાર હાથ લંબાવ્યો એક તો ઉદાર રાજાનું સ્વાભાવિક ઔદાર્ય અને તેમાં વળી ગુર્વાગમનની વધામણી, આવા ઉભય સંયોગોમાં દાનની સ્થિતિ ઉન્નત પ્રકારની હોય એમાં આશ્ચર્ય જેવું કશું નથી મહારાજા હરિવાહને પ્રસન્ન હૃદયે આરામિકને આ અવસરે રાજચિહ્ન-મુગટને છોડીને પોતાના અંગ ઉપર રહેલા અમૂલ્ય આભુષણો દાનમાં અર્પણ કર્યાં

આ સ્થળે કવિ કલ્પના કરે છે કે ગુરૂવર્ધાપનિકાજન્ય હર્ષરોમાંકુરથી સ્થુલ દેહમાં તે આભૂષણો સમાઇ શક્યા નહિ, માટે મહારાજાએ આ માર્ગે તેનો વ્યય કર્યો આરામિક પણ અવનિપતિ તરફથી મળેલા પ્રીતિદાનનો સહર્ષ સ્વીકાર કરી અતિશય આલ્હાદ પામતો પોતાના ચંપકઉદ્યાન તરફ પાછો ફર્યો

ગુરૂદર્શનના ઉત્કટ અભિલાષી પૃથ્વીપતિએ મંત્રી શિરોમણી બુદ્ધિલની સન્મુખ પોતાની દૃષ્ટિ ફેંકી વિચક્ષણ મંત્રીએ પણ તેમની દૃષ્ટિમાં રહેલો તેમનો અંતર્ગત અભિપ્રાય જાણી લીધો તત્ક્ષણ પોતાના સેવકને બોલાવી આદેશ કર્યો કે-શીઘ્ર વેગે જાઓ અને વિલંબ વિના પટહવાદક મારફત નગરના પ્રત્યેક વિભાગમાં નીચેની હકીકત જાહેર કરવાની યોજના કરો

" જંગમ કલ્પવૃક્ષ સમાન તીર્થસ્વરૂપ દિવ્યજ્ઞાની શ્રીમાન્ અભિનંદનસૂરિશ્વરજી પવિત્ર ચારિત્રવંત શિષ્ય સમુદાય સહિત પોતાની

પવિત્ર ચરણ રજથી પૃથ્વીતલને પાવન કરતા આજેજ આપણા નગરની બહાર રહેલા ચપકઉદ્યાનમા પધાર્યા છે અને તે પવિત્ર મહર્ષિના દર્શન નિમિત્તે આપણા મહારાજા, યુવરાજ, સામત, મત્રી વિગેરે રાજન્ય પરિવાર સહિત મહાન્ મહોત્સવપૂર્વક પધારે છે માટે પ્રજાજનોએ વસ્ત્રાલકારથી વિભૂષિત થઈ દરબારગઢ તરફ આવવુ "

મત્રીના વચનને અનુસાર સવકે સઘળુ કાર્ય બજાવ્યુ સમગ્ર નગરમા સ્થળે સ્થળે એજ વાત પ્રસરી ગઇ પ્રજાજનો પણ ગુરુ આગમથી હર્ષિત થયા અલ્પ સમયમાજ ઇભ્ય, શ્રેષ્ઠિ, સાર્થવાહ વિગેરે જનસમુહ પોતપોતાની યોગ્યતાને અનુસાર સુશોભિત વસ્ત્રાલકારથી સુસજ્જ થઈ દરબારગઢ તરફ આવવા લાગ્યા મહારાજા હરિવાહન, યુવરાજ પુત્ર ભીમકુમાર, અન્ય સામતરાજાઓ, મત્રી શીરોમણી બુદ્ધિલ, મતિસાગર સેનાધિપતિ વિગેરે રાજન્ય પરિવાર પણ પોતાના આવાસમા જઈ યોગ્ય સામગ્રિથી સજ્જ થઇ નિર્માણ કરેલા સ્થાનકે આવી પહોચ્યા સર્વ જનસમુહ ગુરુ દર્શનની તીવ્ર આકાક્ષાવાળો જણાતો હતો રાજમહાલયના મડપમા સર્વ સમુદાય એકત્ર થયો એટલે પ્રયાણ ભભાનો ગભીર અવાજ કર્ણગોચર થયો તરતજ હસ્તિ ઉપર આરોહણ થનારા, અશ્વારોહકો, રથીકો વિગેરે સમુદાય પોતપોતાના વાહનોપર આરુઢ થઇ પ્રયાણની તૈયારી કરવા લાગ્યા પાયદળ પણ નિયત આકારમા ગોઠવાઈ ગયુ થોડાજ વખતમા હર્ષભેર પ્રયાણ શરુ થયુ અનુક્રમે ચતુરગ સૈન્યથી પરિવરેલા મહારાજા વિવિધ પ્રકારના વાજીત્રોના ગભીર અને કર્ણપ્રિય નિનાદોની સાથે નગરના દરવાજાની બહાર નિકળ્યા અને ભાવજ્યોતિથી ઉદ્યોતિત અને સાક્ષાત્ પુણ્ય રાશિથી પવિત્ર ચપક ઉદ્યાનમા આવી પહોચ્યા

ઉદ્યાનમા પ્રવેશ કરતાની સાથેજ વિવકવત મહારાજાએ છત્ર ચામર, ખડ્ગ વિગેરે રાજવૈભવદર્શક ચિન્હોનો અને વાહનનો પણ ત્યાગ કર્યો અને ગુરુ સન્મુખ જતા સાચવવા યોગ્ય પાચ પ્રકારના અભિગમો—' પુષ્પમાલા વિગેરે સચેતન પદાર્થનો પરિત્યાગ ૧, અલકાર વિગેરે અચેતન વસ્તુઓનો અપરિહાર ૨, દૂર છતા પણ દર્શનના બહુમાનપૂર્વક હસ્તયોજન—અજલી ૩, અન્ય વ્યાપારથી પરાઙ્મુખ માત્ર ગુરુદર્શનમા ચિત્તની એકાગ્રતા ૪, અને ભૂમીપ્રમાર્જન વિગેરે જીવરક્ષા નિમિત્તક એક સાડી ઉત્તરાસન ૫, સાચવ્યા ગુરૂ મહારાજાને દૂરથી નિહાળતાજ મહારાજા, યુવરાજ, વિગેરે આ

ગળ ચાલતા સર્વ રાજન્ય પરિવારમા અપૂર્વ આનદ ફેલાયો નિરવદ્ય આસને અલકૃત સુરીશ્વરજી મહારાજાની ભવ્ય મુદ્રાએ મહારાજાના હૃદયમા વળી નવીન ચમત્કાર ઉત્પન્ન કર્યો અને તેથીજ તેના અતરમા અવનવા સકલ્પો આવિર્ભાવ પામ્યા

આહાહા !!! શી દિવ્ય મૂર્તિ !!!! જો કે દેખાય છે તો સૂર્ય સમાન તેજસ્વી પરતુ સૂર્યતેજ આ મહર્ષિની દિવ્ય મૂર્તિની સાથે તો બરાબરી ન જ કરી શકે, કેમ જે તેના પ્રચડ કીરણોનો ઉગ્રતાપ જનસમૂહને વિહ્વળ બનાવે છે ત્યારે આ ભગવાન સુધાનિધિની તપ તેજોમય દિવ્યકાતિ તો જનતાના તાપનુ હરણ કરે છે શીતરશ્મિવાન્ ચદ્રબિબ કરતા પણ સન્મુખ દૃષ્ટિગોચર થતા સૂરિપુરદરનુ બિબ તો કોઇ અલૌકિક ગુણનેજ ભજે છે કેમકે ચદ્રબિબ સમાન શીતલ અને આલ્હાદક સ્વભાવની સાથે તેમા રહેલી વક્રતા અને હરિણની આકૃતિનુ અનુકરણ કરનારી શ્યામતા–સદોપતાથી તો તદ્દન અલાછિતજ છે ધન્ય છે !! કોટીશ ધન્ય છે !!! આવા પવિત્ર મહર્ષિને પ્રશમ રસવાહી તેમની મુખમુદ્રાજ અનાદિ કાળથી ભવચક્રમા અથડાતા અમારા જેવા પુદ્ગલાનદી પ્રાણીઓના સાસારિક ત્રિવિધ તાપને દૂર કરવા સમર્થ છે, તો પછી તેમના પવિત્ર ચરણકમલની સેવા નિશેષ કર્મોની વિનાશક થાય એમા નવાઈ નથી આવા પવિત્ર પુણ્યવતા પરમર્ષિના દર્શનથી પણ અવશ્ય અસખ્ય ભવોના ઉપાર્જન કરેલા નિબિડ પાપકર્મો વિલય પામી જાય અહા ! આ મહર્ષિની પ્રસન્નમુદ્રા મને રત્નાકરનુ ભાન કરાવે છે જેમ તે ગભીર રત્નાકર જાતિવત રત્નોનો સગ્રાહક કહેવાય છે તેમ અહિયા પણ અનુપમ સપદાના આકર્ષક વિશિષ્ટ જ્ઞાન દર્શન ચારિત્ર વિગેરે ગુણરત્નોનો સમૂહ દૃષ્ટિગોચર થાય છે તો પણ રત્નાકર તો નહિજ કેમકે પરતુ અહિયા રત્નાકર ક્ષારત્વ-ખારાશ અને જડત્વ–જળના સસર્ગથી દૂષિતછે, કેમકે અન્ય પ્રત્યે ક્ષારત્વ–ઇર્ષા અથવા દ્વેષ તથા જડત્વ–જડતા અજ્ઞાનતાના સસર્ગનો પણ અભાવ છે

આ પ્રમાણે વિચારશ્રેણીમા આરૂઢ થયેલા મહારાજા સમુદાય સહિત છેક ગુરૂ મહારાજા સમક્ષ આવી પહોચ્યા અને તેમના પવિત્ર ચરણપકજમા પોતાનુ મસ્તક નમાવ્યુ સૂરીશ્વરજી મહારાજાએ પણ શીતલ અને મધુર વાણીથી સસારસાગરનો પાર ઉતારનાર સર્વ કલ્યાણસપત્તિના દાતા દુરીતવિનાશક ધર્મ લાભનો આશિર્વાદ અર્પણ કર્યો

મહારાજા ! મારૂં અહો ભાગ્ય કે અચિંતિત ફળદાયી ચિંતામણી રત્નસમાન આપનો મને સમાગમ થયો. કૃપાસિંધુ નાથ ! આપના પવિત્ર ચરણથી આ ઉદ્યાનની ભૂમિ પણ આજે નવપલ્લવિત થઇ છે. મારા સર્વ પાપો વિલય પામ્યા. પ્રભુ ! આપનુંજ મારે શરણ હો. આ પ્રમાણે હૃદ્ગત હૃદયંગમ ભાવો પ્રકટ કરી મહારાજા સર્વ પરિવારની સાથે યથોચિત આગળ બેઠા. અનુક્રમે સર્વ જનસમૂહ પણ ગુરૂવર્યને વંદના કરી યોગ્ય સ્થાને સ્થિત થયો.

---

## પ્રકરણ ૪ થું.

### ધર્મ દેશના.

વિશ્વમોહક અવર્ણનીય વિભૂષાથી અલંકૃત ચંપક ઉદ્યાનની શોભા આજે નંદનવનની શોભાને પણ હંકાવી રહી છે. ઉદ્યાનના મધ્ય પ્રદેશમાં રહેલા એક સુંદર ઘટાદાર વૃક્ષની નીચે નિર્દોષ સ્થાને વિશ્વવલ્લભ જૈનશાસનના નભોગણ ભાસ્કર સુરિપુંગવ શ્રીમાન્ અભિનંદનમુનીન્દ્ર પોતાના આસને બિરાજમાન થયા હતા. ગત પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે મહારાજા હરિવાહન વિગેરેએ પણ ગુરૂવંદન કરી તેમની મધુરી ધર્મદેશના શ્રવણ કરવા માટે ગુરૂ મહારાજાની સન્મુખજ પોતાનું સ્થાન નિયત કર્યું હતું. ચંપક ઉદ્યાનનો ઘણો ખરો વિભાગ મનુષ્યોની મેદનીથી ભરપુર ભરાઈ ગયો હતો, અને હજુપણ મનુષ્યોનો બહોળો સમુદાય ઉદ્યાનમાં પ્રવેશ કરી રહ્યો હતો. કોઇપણ વ્યક્તિના મુખ ઉપર અપ્રસન્નતાનું નામ નીશાનજ ન હતું. સર્વત્ર શાંતિ અને સુખનીજ લીલાઓ અનુભવાતી હતી. વાહનોમાં સંયોજાએલા અને પૃથગ્ રહેલા હસ્તિ, અશ્વ, વૃષભ વિગેરે પશુગણ પણ ગુરૂમહારાજાની પ્રસન્નમુદ્રા નિહાળી પ્રમોદ પામતો હર્ષોદ્ગાર કરતો હતો.

આ અવસરે મહારાજા હરિવાહનનું લક્ષ્યબિંદુ માત્ર ગુરૂમહારાજા સન્મુખજ હતું. તેમના નેત્રયુગલ પ્રભુની સુધારસ ભરપુર પ્રસન્ન દૃષ્ટિથી નિકળતા અમૃતના ઝરણાનુંજ પાન કરી રહ્યા હતા, એટલામાં એકાએક મહારાજાની દૃષ્ટિ સન્મુખ રહેલા એક વૃક્ષની નીચે એકત્ર થયેલા મુનિવરોની ઉપર પડી જેઓ સૂરીશ્વરજીના શિષ્ય પ્રશિષ્ય વિગેરે હતા, તે મુનિવર્યોના અદ્‌ભૂત દૃશ્યે અને તેમની વિ-

નય અને વિવેકભરી પ્રવૃત્તિએ મહારાજાના નેત્રયુગલનુ અને અત - કરણનુ આકર્ષણ કર્યું

કોઈ સ્થળે ઘટાદાર વૃક્ષની શીતળ છાયામા કેટલાક મુનિવરો અન્ય મુનિવરોને હર્ષભેર અભિનવ જ્ઞાનની વાચનાઓ આપી રહ્યા હતા, કોઈ સ્થળે એકત્ર થયેલો મુનિવરોનો સમહ પરસ્પર વિનય-પૂર્વક પૂર્વપઠિત શાસ્ત્રોનુ પર્યાલોચન કરી રહ્યો હતો વળી કોઈ જગ્યાએ કેટલાક મુનિઓ આગમ વિગેરે ગ્રથોનો પોતાની મેળે અર્થ-ની વિચારણા અને વિશિષ્ટ વૈરાગ્યભાવનાપૂર્વક સ્વાધ્યાય કરી રહ્યા હતા જેઓનો ગભીર અને મધુર ધ્વનિ છેક મહારાજાના કર્ણપથ પર્યત પહોચી વળતો હતો કોઈ સ્થળે મુનિવરો સૂર્યસન્મુખ દૃષ્ટિ રાખી અમુક આમને આતાપના કરતા હતા વળી કોઇ મુનિઓ એકાગ્ર ચિત્તે શાસ્ત્રોના ગભીર રહસ્યની વિચારણા ા અને પ્રશસ્ત ભાવનાઓમા લીન થયા હતા કોઇ શિષ્યો તો પોતાના ગુરૂ મહારાજ પાસે વિવિધ પ્રકારના અભિગ્રહો ધારણ કરતા હતા વિશેષ નિર્જ-રાના અર્થી કોઈ મહાત્માઓ સમુદાયમા રહેલા બાલ, વૃદ્ધ, ગ્લાન, ગીતાર્થ, વિગેરે મુનિવરોની વૈયાવચ્ચનો અપૂર્વ લાભ લઇ રહ્યા હતા, ટુકાણમા કહીએ તો કોઇ જ્ઞાનમા, કોઇ ધ્યાનમા, કોઈ તપશ્ચર્યામા, કોઈ પ્રશસ્ત ક્રિયાકાડમા વિગેરે વિગેરે જૈનદર્શનમા દર્શાવેલા કર્મ-ક્ષયના પ્રકૃષ્ટ સાધનભૂત વિવિધ પ્રકારના યોગોમા પ્રવૃત્તિ કરી રહ્યા હતા સર્વનુ સાધ્યબિન્દુ એકજ ધ્યેય તરફ રહેલુ હતુ સર્વને સર્વ-થા પ્રકારે કર્મક્ષયનીજ આકાક્ષા હતી એટલે મોક્ષપ્રાપ્તિરૂપ ધ્યેયમા ભિન્નતા સભવજ નહિ, માત્ર ભિન્નતા તો તેઓશ્રીથી આચરણ કરાતા પરસ્પર અવિરોધી માર્ગમાજ હતી

ઉપર પ્રમાણે મહારાજા હરિવાહને વિવેકવત મુનિવરોનો આ-નદજનક કાર્યઆદર્શ જોયો, જેથી તેનુ અત કરણ હર્ષની ઉર્મિ ઓથી ઉભરાવા લાગ્યુ અને અતરમા વિશુદ્ધતર ગુણાનુવાદની ભાવ નાઓ પ્રાદુર્ભાવ પામી

આહાહા !!! શુ તેઓના આનદની અપૂર્વ લીલા, ધન્ય છે આ મહાત્માઓને કે જેઓએ ચિતામણીરત્નસમાન પોતાની મનુષ્ય-જીદગીને એકાતે સ્વપરોપકારના પથમા પ્રવર્તાવી સફળ કરી એક તો જીવદળ ઉત્તમ અને વિશેષમા વળી તેઓશ્રીને દિવ્ય પ્રતિભાનપન્ન આવા પવિત્ર ગુરૂ મહારાજા માર્ગપ્રવર્તક મળ્યા પૂર્ણ ભાગ્યોદય વિના સર્વ પ્રકારના સાનુકુલ સાધનોની સપ્રાપ્તિ પ્રાય અસભવિત

છે ભાગ્યવાન મહર્ષિઓએ ગુરૂ નિર્યામક (સુકાની) દ્વારા ત્રિકાલાબાધિત પ્રભુપ્રણિતપ્રવચન નિર્દિષ્ટ અકુટીલ માર્ગ જાણ્યો અને તેને અનુલક્ષિનેજ સુવ્યવસ્થિત માર્ગે પોતાની જીવનનૌકા અગાધ સંસાર મહાસાગરમા પેલે પાર જવા માટે પ્રવર્તાવી મારો પણ તે અવસર ક્યારે આવે કે હુ પણ તેઓની જેમ નિર્ગ્રંથ બની નિર્ગ્રંથ પ્રવચનની સંપૂર્ણ આજ્ઞાનો પાલક થાઉ અને આવા ઉત્તમોત્તમ ગુરૂ મહારાજાના પવિત્ર ચરણની સેવા કરી, મારા જન્મને કૃતાર્થ કરૂ તેઓશ્રીના આદર્શ ગુણો મારા હૃદયદર્પણમા પ્રતિબિંબિત થાઓ એટલુજ હુ ઇચ્છુ છુ

મહારાજા ઉપર્યુક્ત વિચારશ્રેણીમા–વિશુદ્ધ ભાવનામા તલ્લીન બન્યા હતા, એટલામા જ્ઞાનારાધન વિગેરે વિવિધ ક્રિયામા મશગુલ થયા હતા, તે મુનિવરો પણ પોતપોતાની ક્રિયાઓ સમાપ્ત કરી ગુરૂ મહારાજા પાસ આવી પહોચ્યા આ બાજુએ ઉદ્યાન પણ ગુરૂદર્શને આવનાર મનુષ્યસમૂહથી ભરચક ભરાઈ ગયુ નગરની ભાગ્યેજ કોઇ નિભાગ્ય વ્યક્તિ ગુરૂ દર્શનના આવા અપૂર્વ લાભથી વંચિત રહી હોય એટલે હવે ઉદ્યાનમા પ્રવેશ કરનારા નવીન મનુષ્યોનો અભાવ હોવાથી સઘળો કોલાહલ શાંત પડવા લાગ્યો સર્વ જનસમૂહને ગુરૂ મહારાજાની ધર્મદેશના સાંભળવા માટે તીવ્ર ઉત્કંઠા થઈ હતી એટલે કોઇપણ મનુષ્ય, શબ્દનો ઉચ્ચાર સરખો પણ નહોતુ કરતુ સઘળાઓ ગુરૂવર્યના વચનસુધાનુ પાન કરવાની તીવ્ર જીજ્ઞાસાથી તેમના મુખકમલની સન્મુખ અંજલી કરવાપૂર્વક ઉચુ મુખ કરી અનિમેષ દૃષ્ટિએ અવલોકન કરી રહ્યા હતા કે ક્યારે પ્રભુ ચારે બાજુએ પોતાની દિવ્ય વાણીનો પ્રકાશ ફેલાવી અમારા ઘન અજ્ઞાનતિમિરનો વિલય કરે આ પ્રમાણે જ્યારે ઉદ્યાનમા સંપૂર્ણ શાંતિનુ સામ્રાજ્ય સ્થપાયુ ત્યારે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવના જાણ અભિનન્દનસૂરીશ્વરજી મહારાજાએ વીતરાગપ્રભુના પ્રવચનનો ઝળહળતો તેજસ્વી પ્રકાશ ભવ્ય પ્રાણીઓના અંતઃકરણમા પ્રગટ કરવાની શરૂઆત કરી ગુરૂવર્યનો ગંભીર અને ઉદાર ઘોષ ઉદ્યાનના પ્રત્યેક વિભાગમા પહોચી વળે તેવોજ હતો વચનામૃતોનુ ઝરણુ નિકળતાની સાથેજ સર્વના હૃદયની અસ્વસ્થતા–ચંચલતા દૂર નાસી ગઈ અને એકાગ્રચિત્તથી સઘળાઓ શ્રવણ કરવા લાગ્યા અવનિપતિ વિગેરે જનસમૂહને ઉદ્દેશીને ગુરૂમહારાજાએ નીચે પ્રમાણે ધર્મવૃષ્ટિનુ પ્રવર્ષણ કર્યુ

હે ભવ્ય પ્રાણીઓ ! આધિ, વ્યાધિ, જન્મ, જરા, મૃત્યુ વિગેરે

અનેક કષ્ટ વ્યાપ્ત આ સસાર અટવીમા અનાદિકાલથી અનતા અનત પ્રાણીઓ પરિભ્રમણુ કર્યા કરે છે કોઇ વખતે એકેદ્રિય જાતિમા વિવિધ પ્રકારની વિડ અના અનુભવે છે, વળી કાઇક પુન્ય-રાશિના પરિબળે વિકલેદ્રિય ( બેઇદ્રિય તેઈદ્રિય અને ચૌરેદ્રિય ) મા વિવિધ પ્રકારના નેપથ્થ્યો ધારણુ કરી, અનેક તરેહના નૃત્યો કરે છે ત્યાથી વળી પચેન્દ્રિય જાતિમા આવે છે, ત્યા પણુ અનેક પ્રકારની દુસહ યાતનાઓ સહન કરવી પડે છે, વળી જો પાપનો પુજ એકત્ર થયો અને દુષ્કર્મો ઉપાર્જિત આવ્યા તો પાછા હતા ત્યાના ત્યા અરહટ્ટ વટી ( રેંટ ) ની માફક ઉચ્ચ નીચ સ્થાનોમા વિવિધ જાતિની ચેષ્ટાઓ કરવાનો અવસર પ્રાપ્ત થાય છે તિર્યંચ પચે-દ્રિયમા પણુ કોઈ વખતે જલચર—મચ્છ કાચબા વિગેરે, કોઇ વખતે સ્થળચર—ચતુષ્પદ, વિગેરે કોઇ વખતે આકાશમા પરિભ્રમણુ કરનાર પક્ષી, એમ અનેક રૂપો ધારણુ કરી પ્રત્યેક સ્થાનમા પ્રાણીઓને અનતીવાર ભ્રમણુ કરવુ પડે છે આ પ્રમાણે વિવિધ સ્થાનોમા વારવાર પર્યટન કરતા કોઈ અવસરે પ્રબલ પુન્યના ઉદયે પ્રાણી-ઓને ધર્મસાધનમા પ્રકૃષ્ટ સહાયક મનુષ્ય જીદગી પ્રાપ્ત થઈ શકે છે માનવજીવન પ્રાપ્ત કરવા માટે કાઇ ઓછુ કષ્ટ સહન કરવુ પડતુ નથી મનુષ્યજીવન સબધી આયુકર્મના બધ વખતે તે આત્મામા સ્વાભાવિક કષાયની મદતા, અન્ય પ્રત્યે દાન દેવાની રૂચિ, અને મધ્યમ ગુણો, વિગેરે કાર્યાનુકુલ પ્રશસ્ત અધ્યવસાય આદિ સામગ્રિનો આવિ-ર્ભાવ થયેલોજ હોવો જોઇએ તોજ તે આત્મા મનુષ્યભવમા જવા યોગ્ય આયુષ્ય બાધી શકે છે વાસ્તવિક અને પ્રકૃષ્ટ ધર્મ આરાધનનુ મુખ્ય ક્ષેત્ર હોય તો તે મનુષ્યજીવનજ છે અન્યગતિમા રહેલા પ્રા-ણીઓ તેવા વિશિષ્ટ ધર્મનુ આરાધન નથી કરી શકતા કે જે મનુ-ષ્યાવસ્થામા બની શકે છે ધાર્મિક પ્રવૃત્તિને અગે ઉપયોગમા આ-વતી કેટલીક સામગ્રીઓ અન્ય ગતિઓમા અસાધ્ય જણાતી હોય તે સામગ્રી મનુષ્ય જીદગીમા સાધ્ય હોઈ શકે છે અન્ય જીવન અનેક પ્રકારે પરતત્રતાની મજબૂત બેડી હોઇ ઇચ્છિત કાર્યમા અ-નેક પ્રકારની કાર્યવિનાશક વિઘ્નબાધાઓ ઉત્પન્ન કરે છે ત્યારે મનુષ્ય જીવન સ્વતત્ર રીતે મનોવાછીત કાર્યને અનુકુળ થઇ સપૂર્ણ સિદ્ધ કરી શકે છે પરતુ આપણે ઉપર જોઇ ગયા તેમ આ મનુષ્ય જીવન અતિશય કષ્ટ સાધ્ય છે પુન્યશાળીઓ પુન્યના પરિબળે તેને પ્રાપ્ત કરી શકે છે એટલે કે આ જીવન વારવાર મળવુ ઘણુજ દુર્લભ છે, જેની

દુર્લભતાદર્શક અનેક નિદર્શનો આપણા પૂર્વજો, દેવાધિદેવતીર્થંકરો અને ગણધરો ઘણી સ્પષ્ટ રીતે દર્શાવી ગયા છે જે આપણે તેમણે પ્રરૂપેલા સિદ્ધાંતો દ્વારા જાણી શકીએ છીએ જેમાનુ એક કાચબાનુ દૃષ્ટાંત હુ તમોને દર્શાવુ છુ. જે ઉપરથી તમો સમજી શકશો કે આ મનુષ્યભવ પ્રાણીઓને કેટલો બધો દુર્લભ છે

કોઈ એક સ્થળે અનેક યોજનના વિસ્તારવાળો અને હમેશા અખૂટ જલથી ભરપૂર મહાવિશાળ પાણીનો કુડ હતો જે કુડની ઉપરનો વિભાગ કિનારે રહેલા વિવિધ જાતીય વૃક્ષોના પાદડાથી, ઘાસ વિગેરે કચરાથી, અને અતિશય ઘન સેવાળપટનથી, હમેશા આચ્છાદિત રહેતો હતો. એટલે સ્વાભાવિક તે કુડ ચદ્ર સૂર્યના કિરણોના પ્રકાશથી રહિતજ હતો, કેવળ સર્વત્ર અધકારનુજ સામ્રાજ્ય પ્રવર્તિ રહ્યુ હતુ પ્રકાશ વસ્તુજ કેવી હોય તેનુ જ્ઞાન અદર રહેલા જલચર જતુને ન હોય એ સ્વાભાવિક છે આવા ઘન તિમિરવ્યાપ્ત દ્રહમા એક કાચબો પોતાના સ્વજનમડળ સહિત રહેતો હતો કુડ અતિ વિશાળ અને અગાધ જળથી ભરપૂર હોઇ મગર મચ્છ વિગેરે અનેક જલચરજતુઓનો તેમા વાસ હતો જાતિસ્વભાવ કરીને ગરીબ કાચબો દ્રહમા ચારે બાજુએ ભટકતા મહાભયકર જલજતુઓને દેખતાજ ત્રાસ પામતો હતો અને કોઇ કોઈવાર તેના સઘટ્ટનથી ભય અને મહાવ્યથા અનુભવ કરતો હતો

કોઇ અવસરે સખ્ત પવનના ઝપાટાથી કુડના ઉપરના વિભાગમા રહેલી સેવાળ પટલમા અચાનક છીદ્ર પડી ગયુ દ્રહમા ચારે બાજુએ ભ્રમણ કરતો તે કાચબો પણ મધ્યરાત્રીના સમયે દ્રહની ઉપરની સપાટીએ આવ્યો, અને સવાળ પટલમા પડેલા છીદ્રમા તેની ગરદન આવી ગઇ આ અવસરે શરદઋતુ વર્તતી હતી એટલે આકાશ પણ નિર્મલ સ્ફટિકની માફક અતિ સ્વચ્છ હતુ વિશેષમા શુક્લપક્ષ હોવાથી ચદ્રબિબની જ્યોત્સ્ના અતિશય તેજસ્વી જણાતી હતી આખી જીદગીભરમા કદીપણ નહિ અનુભવેલુ દેદીપ્યમાન અને શીતલ ચદ્રકિરણોના સ્પર્શજન્ય સુખ અનુભવતા અતિશય આલ્હાદ પામ્યો, પણ દુનિયામા કહેવત છે કે-' અકરમીનો પડીયો કાણો " આ સુખનો ક્ષણભરજ અનુભવ કર્યો એટલામા તેના હૃદયમા એ વિચાર આવ્યો કે-અરે ! આ સુખનો શુ હુ એકલોજ અનુભવ કરૂ ? નહિ એમ થાયજ નહિ કદી પણ જેઓએ આવુ સુખ અનુભવ્યુ નથી એવા મારા હિતકારી સ્વજનવર્ગને પણ આ દૃશ્યનો અને

સુખનો હું અનુભવ કરાવું આ પ્રમાણે કૌટુમ્બિક સ્નેહથી આકર્ષાઇ છીદ્રમાંથી પોતાની ગરદન અંદર લઈ લીધી અને ત્વરિત ગતિથી નીચે સ્વજન વર્ગ પાસે આવી પહોંચ્યો. તેઓની સમક્ષ પોતે અનુભવેલું સઘળું દૃશ્ય કહી સંભળાવ્યું. તેઓ પણ અતિ આશ્ચર્ય પામ્યા અને તે સુખનો અનુભવ કરવા માટે ઉત્કંઠિત થયા. સર્વ સ્નેહિઓને સાથે લેઇને તે કાચબો દ્રહની ઉપરની સપાટીએ આવ્યો. ચારે બાજુએ ઘણું ભમ્યો પણ કોઈ જગ્યાએ તે છીદ્ર મળી શક્યું નહિ. ક્યાંથી મળે? કાચબાએ પોતાની ગરદન અંદર લીધી અને નીચે આવ્યો હતો, તેજ અવસરે પૂર્વની માફક ફરી પણ પવનનું સખ્ત વાવાઝોડું આવ્યું હતું અને તેથી તે છીદ્ર પુરાઇ ગયું હતું. એટલે દ્રહની સપાટી પ્રાથમિક સ્થિતિના જેવીજ થઇ ગઇ હતી. કાચબો ફરી ફરીને થાક્યો. છીદ્ર નહિ મળવાથી નિરાશ થઈ ચિત્તમાં અતિશય ઉદ્વેગ પામવા લાગ્યો. આ એક દૃષ્ટાન્ત દર્શાવ્યું. તેની દૃષ્ટાન્તિક યોજના આ પ્રમાણે છે—

જેમ 'તે કાચબો અતિ વિશાળ સરોવરમાં પોતાના સ્વજન વર્ગની સાથે રહેતો હતો,' તેમ કાચબા સ્વરૂપ સંસારી પ્રાણી અનેક રાજપ્રમાણ અતિ વિસ્તારવાળા સંસાર મહાસાગરમાં કર્મને અનુસાર વિવિધ પ્રકારના સ્વજન વર્ગની સાથે પ્રત્યેક વિભાગમાં પરિભ્રમણ કર્યા કરે છે. મુક્તિપ્રાપ્તિ પર્યંત તેઓને માટે સંસાર એજ નિવાસસ્થાન છે. 'જેમ તે સરોવર કચવર અને સેવાળ પટલથી આચ્છાદિત હોઈ અંધકારમય હતું અને અનેક પ્રકારના ભયંકર જલજંતુઓથી વ્યાપ્ત હતું' તેમ આ સંસાર મહાસાગર પણ સાંસારિક પ્રાણીઓવડે એકત્ર થતા કર્મ પરંપરાના ઘન પટલથી આચ્છાદિત અને મિથ્યા દર્શન વિગેરે ઘનતિમિરથી વ્યાપ્ત, વિવિધ પ્રકારની શારીરિક માનસિક આપત્તિઓ, નેત્રવેદના, જ્વર, કોઢ, ભગંદર વિગેરે રાજરોગો, ઇષ્ટવિયોગ, અનિષ્ટસંપ્રયોગ વિગેરે દુઃખરૂપ જલચર જીવોથી ભરપૂર છે. જેમ 'તે કાચબો જલચર જંતુઓને દેખતાજ ત્રાસ પામતો હતો અને કોઈ કોઇ વાર તેની અથડામણીથી જીવલેણ વ્યથાનો અનુભવ કરતો હતો' તેમ સંસારી પ્રાણી પણ ઉપર દર્શાવેલી કષ્ટપરંપરા દૃષ્ટિપથમાં પડતાજ ત્રાસ પામે છે અને પાપકર્મના ઉદયે તેના અનુભવ વખતે તો મહાવ્યથા ભોગવે છે. વળી તે સર્વ કોઈ પ્રાણીઓને પોતાના અનુભવ બાહ્યનો વિષય નથી. 'દ્રહમાં પર્યટન કરતા કાચબાને જેમ ભાગ્યોદયે સેવાળમાં પડેલું છિદ્ર મળ્યું અને સુધાકરના કિરણોના

શીતલ સ્પર્શનો અનુભવ કરી આનંદ પામ્યો' તેમ આ સંસારી આત્મા પણ સંસાર મહાસાગરના અતિ ઉત્તુંગ કલ્લોલોમાં અથડાતા વિવિધ સ્થાનોમાં વિવિધ જાતીય નેપથ્યો પહેરી અનેક સ્થાનોએ ભટકતા ભટકતા અનેક ભવોમાં થોડું થોડું કરીને ઉપાર્જન કરેલો વિશાળ પુન્યનો રાશિ ઉદયમાં આવ્યો એટલે સેવાળના છિદ્રની જેમ માનવ જીવન પ્રાપ્ત કરવા યોગ્ય કર્મ વિવર પામીને તે પ્રાણી મનુષ્યપણું પામે છે અને જિનેશ્વરદેવ સ્વરૂપ સુધાકરના વચન રૂપ નિર્મલ કીરણોનો શીતલ સ્પર્શ પણ અનુભવે છે કેટલાક સુજ્ઞ મનુષ્યો તે વચનોદ્વારા પૌદ્‌ગલિક અને આત્મિક પદાર્થની વાસ્તવિક સ્થિતિને પણ ઓળખી લે છે, પરિણામે તેઓને એટલે સુધી પણ ખાત્રી થઇ જાય છે કે આ માનુષી જીવન ફરી પ્રાપ્ત કરવું અતિશય દુર્લભ છે છતાં પણ જેમ 'તે કાચબો સ્વજનવર્ગના સ્નેહતંતુમાં બંધાઇ જઇ જેના પ્રભાવેજ ચંદ્રદર્શનની પ્રાપ્તિ થઇ તેવું મુશીબતે પ્રાપ્ત થયેલું સેવાળ પટલનું છિદ્ર નિષ્ફલ હારી ગયો' તેમ હિતાહિત-પરિજ્ઞાનવિકલ મૂઢ પ્રાણી સ્વજન સંતતિ વિગેરેના મોહની પરતંત્ર બેડીમાં ફસાઇ કષ્ટસાધ્ય મનુષ્ય જીવનને અરણ્ય માલતીના પુષ્પની જેમ નિષ્ફળ ગુમાવી દે છે 'કાચબાને ફરી જેમ ઘણો કાલ પર્યટન કરતા પણ છિદ્ર ન મળી શક્યું એટલે અતિશય ઉદ્વેગ પામ્યો' તેમ કેટલાક સંસારી પ્રાણીને જીંદગીની અંત્ય અવસ્થામાં તે વિચાર આવે છે કે અરે ! આખી જીંદગી નિરર્થક ગુમાવી ભવાંતરને માટે કાંઇ પણ સુકૃત ઉપાર્જન ન કર્યું હવે શું થશે ! આવી રીતે તેઓના અંતરમાં ઉદ્વેગ થાય છે, પણ અંત્ય અવસ્થાનો આ વિચાર અને ઉદ્વેગ તેઓને માટે અરણ્યરૂદન જેવો નિરર્થક થાય છે કેટલાક બહુલકર્મી જીવોને અંત્ય અવસ્થામાં આ વિચાર તેના શુન્ય હૃદયને સ્પર્શ પણ નથી કરતો અને પાશવિક જીવન અગર રાક્ષસી જીવન ગુજારી દેખીતા માનુષી જીવનની પૂર્ણાહુતી કરે છે અને આગામિ જીવનમાં માનુષી જીવન પ્રાપ્ત કરવાના દરવાજાને મજબુત રીતે બંધ કરે છે 'સામગ્રીની વિકળતાએ કાચબાને ફરીથી તે પ્રાથમિક સ્થિતિનો આનંદ મળવો દુર્લભ થઈ પડયો' તેવીજ રીતે પ્રાણીઓને વારંવાર મનુષ્યભવની પ્રાપ્તિ તેટલીજ દુર્લભ છે, બલ્કે તેના કરતા પણ અધિક દુર્લભ કહી શકાય

માટે હે ભવ્ય જનો ! મહા કષ્ટે પ્રાપ્ત થયેલા આ મનુષ્ય જીવનને તમે સફલ કરો ! જે મનુષ્ય જીવન અનુત્તર વિમાનવાસી

દેવતાઓ પણ અથાગ પ્રયત્નથી પામી શકે છે તો તમે તેને પૂર્વ પુન્યના ઉદયે પામી શક્યા છો તો હવે તમારે વીતરાગપ્રદર્શિત નિષ્કટક મોક્ષમાર્ગમા અવિચ્છિન્નપણે પ્રયાણ કરવાની અવશ્ય જરૂર છે

કેમકે મનુષ્યજીવન પ્રાપ્ત થયુ એટલા માત્રથીજ સાધ્ય સિદ્ધિ નથી અતિશય કષ્ટ સાધ્ય અને દૂર્લભ છતા પણ તે મનુષ્યજીવનને પ્રાપ્ત કરનારા તો ઘણાયે જીવો હોય છે જો કે આગળ દર્શાવાતી તેની સખ્યા એકેન્દ્રિય વિગેરે અનતાઅનત જીવ રાશીની અપેક્ષાએ અપરિમિત વિસ્તારવાળા અને અમેય જળથી ભરપૂર સ્વયભૂરમણ મહાસાગરમા રહેલા એક જળના બિદુની ઉપમા તુલ્ય પણ ન ગણી શકાય, તો પણ સામાન્ય નહિ જેવી સખ્યાની અપેક્ષાએ તે સખ્યા અધિક પ્રમાણવાળી પણ ગણાય

આ દુનિયામા વધારેમા વધારે ગર્ભજ મનુષ્યની સખ્યા અમુક અકવાળીજ હોય છે જેને માટે શાસ્ત્રમા તેનુ પ્રમાણ કાઢવાની રીત આ પ્રમાણે દર્શાવવામા આવી છે-કે જે સખ્યાને તે સખ્યાથી ગુણ-વામા આવે તેને તે સખ્યાનો વર્ગ કહેવામા આવે છે એકમા એકો બેનોજ વર્ગ હોઇ શકે છે એટલે ૨×૨=૪ આ બેનો પહેલો વર્ગ ૪×૪=૧૬ આ ચારનો તો પહેલો વર્ગ ગણાય પણ બેનો બીજો વર્ગ, એમ અનુક્રમે જાણી લેવુ ૧૬×૧૬=૨૫૬ આ ત્રીજો વર્ગ, ૨૫૬×૨૫૬=૬૫૫૩૬ ચોથો વર્ગ, ૬૫૫૩૬×૬૫૫૩૬=૪૨૯૪૯૬૭૨૯૫ પાચમો વર્ગ પાચમા વર્ગની સખ્યાને તેટલી સખ્યાએ ગુણવાથી છઠ્ઠો વર્ગ નીકળે જેની સખ્યા ૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯૫૫૧૬૧૬ થાય છે આમા દર્શાવેલી છઠ્ઠા વર્ગની સખ્યાને પાચમા વર્ગની સખ્યાથી ગુણાકાર કરવામા આવે ત્યારે સરવાળામા ૨૯ અકવાળી સખ્યા આવે છે ૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬ શાસ્ત્રીય પરિભાષાએ સાત કોડા કોડી કોડા કોડીથી તેની શરૂઆત થાય છે, અથવા આ સખ્યા કાઢવાની બીજી રીત પણ શાસ્ત્રમા દર્શાવી છે કે-એક એકની સખ્યાને છન્નુવાર ઠામબમણા કરવા એટલે ૧×૨=૨ ૨×૨=૪ ૪×૨=૮ આ પ્રમાણે છન્નુવાર બમણા કરવાથી તેજ સખ્યા આવી મળે છે વધારેમા વધારે આ દુનિયામા આટલા મનુષ્યો ઉપલબ્ધ થઇ શકે પણ એથી અધિક સખ્યાવાળા અસખ્યાતા કે અનતા ન મળી શકે છતા તે સર્વ મનુષ્યો પોતાનુ જીવન, આદર્શજીવન બનાવી સ્વ અને પરને ઉપકારક નથી બની શકતા

આપણે જોઇએ છીએ કે ઘણાએ મનુષ્યોના આતર નેત્રો

મિથ્યાત્વ રજનીના શુચિભેદ્ય ઘનતિમિરથી અતિશય તિરોહિત થયેલા માલૂમ પડે છે કુસંસર્ગના પ્રભાવે જેઓના હૃદય ઉપર સ્યાદ્વાદ સિદ્ધાંતના ઝળહળતા સૂર્યનો સત્ય પ્રકાશ પડી શકતો નથી અનાર્ય દેશ, મ્લેચ્છ જાતિ વિગેરે પ્રતિકુલ સંયોગોથી તાત્ત્વિક વસ્તુ સ્થિતિને તેઓ ઓળખી પણ શકતા નથી આવી રીતે અનેક મનુષ્યો આગામિ જીવનને સુખમય બનાવવા યોગ્ય પુન્ય ઉપાર્જન કર્યા વિનાજ પૂર્વો પાર્જીત પુણ્યનો વ્યય કરી ભવાંતરમાં ચાલ્યા જાય છે, એટલે કે કેટલાક પ્રાણીઓને માટે તો મુશ્કેલીએ પ્રાપ્ત થયેલો આ મનુષ્ય જન્મ પુષ્પફળની સંપત્તિ વિનાના અવકેશી વૃક્ષની માફક નિરર્થકજ થાય છે જ્યારે કેટલાક દીર્ભાગી પ્રાણીઓનો મનુષ્ય જન્મ તો પરને પરોપકાર કરવો તો દૂર રહો પ્રત્યુત જનતાપ્રત્યે ઘોર અત્યાચાર કરાવી વિષવૃક્ષની માફક અનેકને પરિતાપ ઉત્પન્ન કરનારો થાય છે, ત્યારે જગતને કોઇ કોઇ ભાગ્યવાન મનુષ્યોનુ જીવન વિશિષ્ટ ધર્મનુ આરાધન કરાવી કલ્પવૃક્ષની માફક મધુર અને મનોરંજક ફળને આપનારૂ થાય છે

હવે ઉપર દર્શાવ્યા પ્રમાણે મહાનુભાવો તમારા ધ્યાનમાં આવ્યુ હશે જે પવિત્ર માર્ગનુ આરાધન સર્વ મનુષ્યોના ભાગ્યમાં હોઇ શકતુ નથી જો કે માનવ જીવનની સાચી સફળતા તો એ માર્ગના આરાધનમાજ રહેલી છે પણ તે માર્ગની પ્રાપ્તિ પરિજ્ઞાન અને આરાધન ઉત્તરોત્તર અધિકાધિક પુન્યોદયે સુપ્રાપ્ય છે સુરાસુર સેવિત પૂજ્ય તીર્થંકરદેવો અને તેમની શાસનધુરાનિર્વાહક વૃષભ સમાન પૂજ્ય ગણધરદેવો તથા તેમની પરંપરાગત પ્રવર ઉપકારી મુનિવરો દર્શાવી ગયા છે કે—હસ્તગત આમલકની માફક ત્રણે કાળના સર્વ ભાવોને કેવળજ્ઞાન અને કેવળદર્શને કરી પ્રત્યક્ષ દેખનારા વીતરાગ પ્રભુએ દેખાડેલો ચિંતામણી રત્ન સમાન મોક્ષના નિષ્કંટક માર્ગભૂત-વિશુદ્ધ ધર્મ, પ્રકૃષ્ટ પુન્યના ઉદયે દ્રવ્યાદિ સાનુકુળ સામગ્રીદ્વારા ઉલ્લસિત વીર્યવાન પ્રાણી મહા મુશ્કેલીએ મેળવી શકે છે

દુનિયામાં મનુષ્યોને અનેકવિધ રત્નરાશિથી ભરપુર નિષ્કંટક એકછત્રીય સામ્રાજ્યની પ્રાપ્તિ, બલદેવ વાસુદેવ કે ચક્રવર્તીત્વ પદની પ્રાપ્તિ, તથાવિધ વિશુદ્ધ ધર્મપ્રાપ્તિ વિનાની શુષ્ક ક્રિયાજન્ય દેવાદિકના વિપુલ ભોગની પ્રાપ્તિ, અતુલ ઐશ્વર્યથી ભરપૂર ઇન્દ્રપણુ, તેની ઋદ્ધિ અન્યદેવ દેવી પ્રત્યે તેમનુ અખંડ આજ્ઞૈશ્વર્યપણુ, વિગેરે ભોગ ઉપભોગની સામગ્રી પ્રાપ્ત થવી સુલભ છે, પણ સર્વ ક્લેશ-

વિનાશક અને સાશ્વત સુખદાયી જૈનેદ્રશાસનની પ્રાપ્તિ અતિશય દુર્લભ છે

હે મહાનુભાવો ! એ રાજ્યઋદ્ધિ, બલદેવ, વાસુદેવ કે ચક્રવર્તી પણુ, વિષય ભોગો, ઈદ્રિ સબધિ ઋદ્ધિ વિગેરે સર્વભાવો પ્રાણીઓને બધનકારકજ છે, માત્ર તફાવત એટલોજ કે દુખદર્શક ભાવો લોખડની બેડી છે, ત્યારે આ સોનાની બેડી છે, પણ બેડી તો ખરીજ આ સર્વ ભાવો કેવળ પૌદ્ગલિક સુખનાજ સાધનો છે ત્યારે કેવળજ્ઞાની ભગવતે દર્શાવેલો વિશુદ્ધ ધર્મ અપૌદ્ગલિક-આત્મિક સુખનુ સાધન છે સાસારિક સુખ અને મોક્ષ સુખમા ઘણુજ અતર રહેલુ છે દુનિયામા એવી એક પણ વસ્તુ દૃષ્ટિગોચર નથી થતી કે જેની સાથે મુક્તિના સુખની સરખામણી કરી શકાય આવુ અનુપમ સુખ જો કોઈ મેળવી આપનાર હોય તો તે માત્ર જૈનેદ્રશાસનજ છે

હે મહાનુભાવો ! ઉપર દર્શાવેલા કાચબાના દષ્ટાતથી તમો સ્પષ્ટ રીતે સમજી શકયા હશો કે મનુષ્ય જીદગી પ્રાપ્ત કરવી કેટલી બધી દુર્લભ છે છતા પણ તે મનુષ્ય ભવ પામીને પણ જિનેશ્વર પ્રભુના પ્રવચનની પ્રાપ્તિ, અને વિધિપૂર્વક વિશુદ્ધ ધર્મનુ આરાધન કરવાની તીવ્રભાવના કેટલી બધી દુર્લભ છે તે કહેવાની જરૂર રહેતી નથી

જે પ્રાણીઓ આવા અચિત્ય ચિતામણી સમાન જિનેશ્વર દેવનુ ત્રિકાલાબાધિત પરમ પવિત્ર શાસન પામીને-તેને ઓળખીને પણ મોહને પરવશ બની હિસા, મૃષા, સ્તેય, મૈથુન, પરિગ્રહ વિગેરે પાપકાર્યોમા આસક્ત થાય છે, તેમાજ આનદ માને છે તે મુગ્ધ બીચારા મહાકષ્ટે પ્રાપ્ત થયેલા મનોવાચ્છિતદાયક ચિતામણી રત્નને અતિ ઉડા મહાસાગરમા ફેકી દઈ નિર્માલ્ય કાચના ટુકડાને વળગી રહે છે સુગધીમાન બાવના ચદનને બાળી કોયલાનો વ્યાપાર કરે છે લોખડની નાની ખીલી ખાતર ભર દરીયે રહેલી મહાન નૌકાનો વિનાશ કરે છે સુતરની દોરી ખાતર વૈડુર્ય રત્નોને અગર કુશળતાથી ગોઠવેલા કિમતી ઝવેરાતને છિન્નભિન્ન કરી નાખે છે આ પ્રમાણે પાપ વ્યાપારમા પ્રવતમાન થયેલા પ્રાણીઓ વિશુદ્ધ ધર્મથી પરાગમુખ હોઇ મોક્ષમાર્ગના અશની સાથે પણ જોડાઇ શકતા નથી આ પ્રાણીઓ સસારની વિચિત્રતા, મનુષ્ય ભવની દુર્લભતા અને જૈનીદ્ર શાસનની દુષ્પ્રાપ્યતા જાણુતા છતા પણ વિવેકવિહિન બની મોક્ષમાર્ગે પ્રયાણુ નહિ કરવાથી મહા ભયકર સસાર સમુદ્રમા બીચારા

દુખી થાય છે માટે હે ભવ્ય પ્રાણીઓ! સંસારના ત્રિવિધ તાપથી તમે છુટવા માગતા હો, તેના અતુલ કષ્ટો દેખી તમારૂં અંતર ધ્રુજતુ હોય અને મોક્ષ સુખ મેળવવાની તીવ્ર જીજ્ઞાસા થતી હોય તો વિલંબ વિના ત્વરિત ગતીએ તેનાજ માર્ગે પ્રયાણ કરો

મોક્ષપ્રાપક માર્ગ જીનેશ્વર પ્રભુએ બે પ્રકારનો દર્શાવ્યો છે. જેમા એક સરળ માર્ગ છે અને બીજો વક્ર માર્ગ છે આ ઉભય માર્ગ પૈકી જે સરળ માર્ગ તે પંચમહાવ્રતના પાલન સ્વરૂપ યતિનો ધર્મ છે આ માર્ગ દ્વારા વિશુદ્ધ ધ્યેય જે મોક્ષ તેની પ્રાપ્તિ ઘણી શીઘ્રતાથી થઇ શકે છે પરંતુ તે માર્ગે પ્રયાણ કરવામા ઘણી જોખમદારી વેઠવી પડે છે મહાભયંકર અટવીના અતિ વિષમ માર્ગનું ઉલ્લંઘન કરવામા જેટલી સાવચેતી રાખવી પડે તેના કરતા પણ અધિક આ માર્ગે પ્રયાણ કરતા રાખવી પડે છે, કેમકે અટવીનું ઉલ્લંઘન કરતા માર્ગમા આવતા વિષમ અપાયોમા કદાચ શરીરની આહુતી આપવી પડે અને તેથી એકવાર પોતાના વ્હાલા પ્રાણોનો પણ વિનાશ થાય, પરંતુ આ માર્ગે જતા જો બરાબર સાવચેત ન રહેવામા આવે તો અનેક ભવોમા અનેકવાર પ્રાણોના વિનાશનો અવસર આવી પહોચે છે વિષમ અટવીનું ઉલ્લંઘન નિસત્ત્વવાન કે ડરપોક પ્રાણી કરી શકતો નથી પણ તેજ કરી શકે છે કે જેનામા પ્રબળ સાત્ત્વિકતા અને નિડરતા તરવરી રહી હોય તેવીજ રીતે આ વિષમ માર્ગ પણ ઉલ્લસિત વીર્યવાન પ્રાણી વૈભાવિક વૃત્તિના ત્યાગ બળેજ ઉલ્લંઘન કરી શકે છે પ્રાચીન મહર્ષિઓએ આ માર્ગને આબેહુબ અટવીના સ્વરૂપમાજ આલેખ્યો છે.

જેમ કોઈ એક મહાભયંકર અટવી હાય કે જેમા શરૂઆતથી આરંભીને સમાપ્તિ પર્યંતના માર્ગમા એક પણ એવું સ્થાનક ન મળી શકે કે જ્યાં વિશ્રાંતિ લઈ મુસાફરીનો થાક ઉતારી શકાય અટવીના પ્રવેશદ્વારથી જ્યા આગળ વધીએ કે કોઇ સ્થળે દૃષ્ટિવિષયમા આવતાજ મહા ભય ઉત્પન્ન કરે તેવા મહાવિકાળ સિંહ અને વાઘ ચારે બાજુએ ભટકતા દૃષ્ટિગોચર થાય છે, કોઇ સ્થળે અનેક જંતુઓના પ્રાણનો વિનાશક મહાભયંકર દાવાનળ સળગતો માલૂમ પડે છે વળી કોઇ સ્થળે જવાના માર્ગની વચમાજ મ્હોટો વિષમપર્વત આડો પડેલો નજરે પડે છે કે જેનું ઉલ્લંઘન ઘણીજ મુશીબતે થઈ શકે, જો તેવામા માર્ગ ચુક્યા તો ફરી માર્ગ મળવોજ મુશ્કેલ વળી કોઇ સ્થળે એવી ઘીચ વાંસની ઝાડી આવે કે હંમેશનો તે માર્ગનો અનુભવી

પણ એક વખત માર્ગ ભૂલી જાય તેવાને પણ આ સ્થળે ચાલતા પુરી સાવચેતી રાખવી પડે છે વળી કેટલાક સ્થળે અધારીઆ અવટ જેવા અતિ ઉડા ખાડાઓ આવે છે જેનુ ઉલ્લઘન ખાસ અભ્યાસી વિના બનીજ શકે નહી વળી કોઈ કોઈ સ્થળે દૂરથી તો રળીઆમણુ અને નેત્રને આનદદાયી શીતલ પવનની મીઠી લહેરોથી ચિત્તનુ પણ આકર્ષણુ કરે તેવુ મોટુ વન આવે છે પ્રવાસીના અતઃકરણમા એમ થાય કે હાશ ! હવે શાતિનુ સ્થાન આવ્યુ પણ તે આશા આકાશકુસુમના જેવી નિરર્થકજ નીવડે છે આખુ વન કેવળ વિષવૃક્ષોથીજ ભરપૂર હોય છે કે જેનો આસ્વાદ તો દૂર રહો, તેની છાયા માત્ર પણ પ્રાણીઓના પ્રાણનો વિનાશ કરે છે આખી અટવીમા અનેક સ્થળોમા માર્ગમાજ પ્રવાસીઓની માલ મિલ્કત લુટી લેવાની તક શોધનારા મહાપ્રપચી ધૂર્તોના રહેઠાણુ આવે છે પ્રબળ પ્રયત્ને વિષમ અપાયોનો અતિક્રમ કર્યા છતા પણ તેમના પજામાથી છટકવુ મુશ્કેલીભર્યુ હોય છે આટલાથીજ આપત્તિઓની પૂર્ણાહુતી થતી નથી પણ આખી અટવીમા ઠેકાણે ઠેકાણે વિવિધ રૂપધારી વેતાલો પઝામા આવેલા મુસાફરોને અનેક પ્રકારની કદર્થના કરે છે આ સઘળી વિષમ આપત્તિઓનુ ઉલ્લઘન કરવાની શક્તિવાળાજ તે અટવીને પેલે પાર પહોચી શકે છે આ માર્ગમા ચાલાક નરવીરોને કેટલી સાવચેતીપૂર્વક ગમન કરવુ પડે છે તે કહેવાની જરૂર નથી જેવો આ અટવીનો માર્ગ દર્શાવ્યો તેના કરતા પણ અધિક વિષમ આ ઋજુ માર્ગ છે

કારણકે આ માર્ગમા પણ અટવીની માફક નીચે પ્રમાણે મહા વિષમ સકટો રહેલા છે અટવીમા રહેલા વિકરાળ સિહ અને વાઘ સમાન આ માર્ગમા રાગ અને દ્વેષ સમજવા ગૃહસ્થાવસ્થાનો ત્યાગ કરી, ધન ધાન્ય વિગેરે પરિગ્રહની મમત્વદશાનુ બધન તોડી આત્મોન્નતિના અમોઘ સાધનભૂત મુક્તિપુરીના સરળ પથરૂપ મુનિધર્મ અગીકાર કરતા છતા પણ અનાદિ કાલની સુપરિચિત દુ ખકારણિક પૌદ્ગલિક પદાર્થ પ્રત્યે સુખસાધકરૂપ મલીન વાસના આગળ આવીને ઉભી રહે છે અને નિર્મળ આતરચક્ષુ આગળ અધારા પડદા પાથરી દે છે, પરિણામે તે આત્મા પોતાની વાસ્તવિક સ્થિતિ ભૂલી જઈ ભ્રમજાળમા ફસાઈ જાય છે નિર્મળ વિવેકનેત્રના અભાવે સન્મુખ રહેલી વસ્તુના ગુણદોષનો સ્પષ્ટ પ્રતિભાસ તેના અતરઆત્મામા થઈ શકતો નથી, જેથી મનની માનેલી પૌદ્ગલિક ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ વખતે કે

અનિષ્ટના વિયોગ વખતે તેનુ ચિત્ત અતિ પ્રસન્ન થાય છે તે આત્મા ઉપર રાગ કેસરી પોતાનુ બળ અજમાવે છે અને તેના નિર્મલ અને નિરંગી આત્માને મલીન અને વિવિધરંગી બનાવી દે છે જે રાગદશાના પ્રભાવે આત્મા પોતાનુ ધ્યેય ભૂલી જઇ આશાતરંગોમા તરબોળ થતો જાય છે અને જેમ જેમ ઇચ્છાની પૂર્તિ થતી જાય તેમ તેમ અભિલાષાની અભિવૃદ્ધિ થયાજ કરે છે અને આકાશ જેવી વિશાળ આશાનો તે આત્મા કદી પણ પર પામી શકતો નથી, આવી રીતે મોક્ષમાર્ગનો પ્રવાસી આત્મા દુર્ધર રાગકેસરીના પજામા જો સપડાયો તો તેનાથી આગળ એક ડગલુ પણ ભરી શકાતુ નથી એટલુજ નહિ પણ તે દુર્ધર રાગકેસરી તેના આતરિક જીવનને છિન્નભિન્ન કરી નાખી તેને તે માર્ગથી એટલો બધો વેગળો મૂકી દે છે કે તેને તે માર્ગ મળવો મુસ્કેલ થઈ પડે

જેમ રાગકેસરી તેમ દ્વેષરૂપ વાઘ પણ પ્રાણીઓ ઉપર પોતાનુ જોર અજમાવવામા પાછી પાની કરતો નથી રાગકેસરીની જેમ તે પણ પ્રસગ પામીને વિશિષ્ટ જ્ઞાની ધ્યાની મહાત્માઓના નિર્મલ અતઃકરણમા પણ મલીનતા સ્થાપન કરે છે, અનિષ્ટ વસ્તુનો સયોગ થતા અગર પ્રિય વસ્તુની વિયોગ દશામા તેના ચિત્તમા ગ્લાની ઉત્પન્ન કરે છે, પરિણામે દુર્ધ્યાનની કાળાશથી તેના ઉજ્વળ અત કરણ ઉપર શ્યામતાનો શણગાર સજી દે છે, જેથી રાગકેશરીના પજામા ફસાયેલા આત્માની જેમ તે પણ વિષમ દુર્દશાનો અનુભવ કરે છે આ ઉભય આપત્તિ નિર્બળ આત્મા ઉપર ઘણી ઝડપથી અસર કરી દે છે સત્ત્વશાળી આત્માઓજ રાગ અને દ્વેષને ઉત્પન્ન કરનારા સયોગોમા ચિત્તની સ્વસ્થતા જાળવી સમતાને નહિ ચૂકતા તે આપત્તિને તરણાતુલ્ય ગણી ઝડપથી તેનુ ઉલ્લઘન કરી જાય છે વળી અટવીના માર્ગમા બતાવેલા જાજ્વલ્યમાન મહા દાવાનળ સમાન અહિઆ ક્રોધ, અતિ વિષમ પર્વત સમાન માન, ઘીચ વાસની ઝાડી સમાન લોભ જાણવો જેમ તે અટવીમા રહેલા મુસાફરો ભયકર દાવાનળને સમાવવા અગર તેમાથી પસાર થવા માટે પોતાની પાસે જળનો સચય રાખે છે તેમ મોક્ષમાર્ગના પ્રવાસીએ પણ ક્રોધ દાવાનળને સમાવવા માટે પોતાની પાસે શમરૂપ શીતલ જલનો સમૂહ રાખવોજ ઘટે, અન્યથા દાવાનળ ઉલ્લઘી ન શકાય કષાયના કટુક વિપાકને જાણનાર મુમુક્ષુ, બનતા સુધી તો ક્રોધ ઉત્પન્ન થવાના કારણોથી તદ્દન અલગોજ રહે, તેનાથી સેકડો ગાઉ દૂર રહેવાની ભાવનાવાળો હોય

છતા જો અચાનક કોઈ અવસરે તેના કારણો ઉપસ્થિત થાય અને ક્રોધને ઉદય થવાનો અવસર આવે તો ક્ષમાવત મુનિઓના ચરિત્રો માથી ઉદ્દ્ભવતી વિશુદ્ધ ભાવનાઓ ભાવી ઉદ્દ્ભવતા ક્રોધને અટકાવે અને ઉદિત ક્રોધને શમરૂપ શીતલ જલથી શાત કરે, આટલાજ માટે શ્રી તીર્થંકર અને ગણધરદેવો મુનિધર્મના આરાધકોમા ક્ષમાની પ્રધાનતા દર્શાવવા માટે તેઓને ક્ષમાશ્રમણ શબ્દથી સબોધે છે માર્ગમા પડતા વિષમ માનપર્વતને તે મુમુક્ષુ આત્મા રોમેરોમ પ્રસરેલી નમ્રતાના અવલબનથીજ ઉલ્લઘી શકે માયારૂપ ઘીચ વાસની ઝાડીને સરલતા રૂપ તિક્ષ્ણ શસ્ત્રથી છેદેજ છુટકો તેનો ઉચ્છેદ કર્યા વિના નિવૃત્તિનો માર્ગ મળી શકેજ નહિ વળી લોભસ્વરૂપ ઉડા અવટને કુદી જવા માટે સતોષસ્વરૂપ મજબુત અવલબની અવશ્ય જરૂર પડેજ જો સતોષનો આશ્રય કરવામા ન આવે તો સર્વગુણ વિનાશક લોભ અવશ્ય તે પ્રાણીને ગુગળાવી નાખી તેના ચારિત્ર જીવિતવ્યનો વિનાશ કરેછે લોભદશા અવનવી આશાઓના અનેક કિલ્લાઓ ઉભા કરી પ્રાણીઓને વિવેકવિહીન બનાવી દેછે, આટલાજ માટે અલ્પમાત્ર પણ તેનો વિશ્વાસ નહિ કરતા ભવભીરૂ આત્માઓ સાવધાનપણે તે લોભરૂપ ખાઈનુ ઉલ્લઘન કરી નિર્દિષ્ટ માર્ગે આગળ પ્રયાણ કરે છે વળી તે અટવીમા વિષ વૃક્ષની ઘટા સમાન પાચે ઇંદ્રિયના વિષયો, ધૂર્ત સમાન મિથ્યાદષ્ટિ પાખડીઓ અને ઠેરઠેર ભમતા વેતાળ સમાન ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ, વિગેરે બાવીસ પરિષહો સમજવા વિષવૃક્ષસમાન પાચે ઇંદ્રિયના વિષયો ઉત્કૃષ્ટ કોટીએ પહોચેલા મહત પુરૂષોને પણ ક્ષણવારમા અધપાત કરે છે, ભરદરીયે વહાણમા પડેલા અલ્પ છીદ્રની જેમ ક્ષણભર પણ તે વિષયો પ્રત્યે કરેલી બેદરકારી ભયકર પરિણામજનક નીવડે છે સાચા આતરિક જીવલેણ શત્રુઓ જો દુનિયામા હોય તો તે વિષમ વિષયોજ છે વિષમ વિષનુ ભક્ષણ જ્યારે પ્રાણીઓના પ્રાણનો વિયોગ કરે છે ત્યારે વિષમ વિષયોનુ સ્મરણમાત્ર પણ ભાવપ્રાણનો જડમૂળથી ઉચ્છેદ કરવા મથે છે અવિશુદ્ધ અને વિશુદ્ધ માર્ગના પરીક્ષક અને તેમાથી સત્ય માર્ગ તારવી કાઢી તેજ માર્ગે પ્રયાણ કરતા છતા પણ તેવી અડગ સાત્વિકતાના અભાવે કઇ પ્રાણીઓ આ કસોટીમાથી પસાર ન થઈ શકયા એટલે કે વિષવૃક્ષોની ઝેરી હવાથી આકર્ષાયા અને પોતાના ચારિત્રને છિન્નભિન્ન કરી નાખી અગાધ સસારસાગરને તળીએ કાદવમા એવા તો ખુચી ગયા કે ઘણા લાબા કાળે પણ ઉચા આવી શકયા નથી ત્યારે

સાચા સાત્વિક સુભટાગ્રણિઓજ જ્ઞાનગર્ભિત વૈરાગ્યભાવનાએ બાહ્યથી મધુરી પણ અંદરથી ચારિત્ર જીવનની ભેદક વિષયવાસનાજન્ય આપત્તિને શીઘ્રવેગે ઉલ્લઘી અક્ષય આનદ મેળવવા ભાગ્યવાન થયા છે

અટવીના મુસાફરોની માલમિલકત લુટનારા ધૂર્તસમાન મિથ્યાદૃષ્ટિ પાખડીઓ પણ ઋજુ માર્ગે મુસાફરી કરનાર વિશુદ્ધ આત્માઓને તેનુ આત્મધન જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયી લુટવા અનેક પ્રયત્નો કરે છે જે પાખડીઓ પોતાની મનમાનીતી લાલસાઓને પોષવા ખાતર, પોતે માનેલા ધર્મની જાહોજલાલી વધારવા ખાતર અને પોતાના યશાગાનની અભિલાષાથી મુગ્ધજનોને પોતાની કપટજાળમા ફસાવવા અનેક પ્રકારની લાલચો દેખાડે છે, તથાવિધ જ્ઞાનવિકલ આત્માઓ તેઓએ દર્શાવેલી વિવિધ પ્રકારની લાલચોથી વ્યામૂઢ બની તેઓના પજામા ફસાઇ જાય છે અને પોતાના અતિવિશુદ્ધ પ્રભુપ્રણીત માર્ગથી વિમુખ બને છે આવા હિતશત્રુઓથી બચવા ખાતર અવસ્ય તે મહાત્માઓએ વીતરાગપ્રરૂપિત પ્રવચનના ગહન અર્થોનો અભ્યાસ, તથાવિધ જ્ઞાની ગુરૂઓનો સમાગમ અર્થાત ગુરુકુલવાસ, વિશુદ્ધ ધર્મપ્રત્યે દિનપ્રતિદિન અચલ શ્રદ્ધા, મિથ્યાદૃષ્ટિઓના પરિચયનો ત્યાગ વિગેરેનુ સેવન કરવુ જોઈએ સ્વાભાવિક છે કે પ્રાણીઓને તેવા તેવા સસર્ગના પ્રભાવે તે તે ગુણદોષની પ્રાપ્તિ થાય છે

ક્ષુધા, તૃષા વિગેરે પરિષહોનો જય કરવો એ પણ ઘણુ મુશીબતભરેલુજ છે જે પરિષહોમા કેટલાક અનુકુલ અને કેટલાક પ્રતિકુલ છે તે ઉભય પ્રકારના પરિષહોને સમભાવે સહન કરનાર ભાગ્યવાન આત્માજ પોતાના સ્થાન પ્રત્યે પહોચી શકે

આ પ્રમાણે મોક્ષનગર પહોચવાના સરળ માર્ગમા ઘણી વિષમ આપત્તિઓ રહેલી છે, જેમાની એકેએક આપત્તિ ચારિત્રજીવનની વિનાશક છે નિર્બળ આત્મા આ આપત્તિઓને ઉલ્લઘી શકતો નથી, અતુલપરાક્રમી અને કળાવાન પ્રાણીજ આ કસોટીમાથી અણીશુદ્ધ પસાર થઇ શકે છે જેનામા પ્રતિશ્રોતે તરવાનુ સામર્થ્ય નથી તેઓ આ માર્ગે પ્રયાણ કરવા માટે અયોગ્યજ છે અને યોગ્યતાવિના અધિકાર પ્રાપ્ત ન થાય એ સ્વાભાવિક છે જો કે માર્ગ ઘણો સુદર છે અને તે માર્ગે પ્રયાણ કરનાર ભાગ્યવાન્ ઘણીજ શીઘ્રતાએ ઈષ્ટસ્થાને પહોચી શકે, પરતુ તેણે માર્ગમા આવતા વિઘ્નોમાથી પસાર થવાનુ પોતાનુ સામર્થ્ય અવસ્ય વિચારવુ ઘટે આવી રીતે

અભિનંદનસૂરીશ્વરજી મહારાજાએ સર્વજનસમક્ષ યતિધર્મસ્વરૂપ મોક્ષપુરીના સરળ માર્ગનુ યથાસ્થિત સ્વરૂપ દર્શાવી મુખ્યતાએ હરિવાહન રાજાને ઉદ્દેશીને કહ્યુ કે–

"હે રાજન્ ! અનેક ભવ્યાત્માઓએ શાસ્ત્રદર્શિત વિધિપૂર્વક આ માર્ગનો આશ્રય કરી મોક્ષપુરીમા પોતાનુ શાશ્વતસ્થાન સ્થાપિત કર્યુ છે, તમારામા પણ જો તેવા પ્રકારનુ ઉત્કટ સામર્થ્ય હોય તો વિલબવિના આજ માર્ગનો આશ્રય કરો કેમકે શીવ્રતાએ શાશ્વત સુખ સાધવા માટે યતિધર્મસમાન ઉત્કૃષ્ટ કોટીનો બીજો એકપણ ધર્મ આ દુનિયામા અસ્તિત્વ ધરાવતો નથી, સર્વમા શ્રેષ્ટ પદવી મુનિધર્મનેજ આભારી છે આ ભવમા કે ભવાતરમા પણ ભાવ-ચારિત્રસ્વરૂપ સરળ માર્ગનો આશ્રય કર્યા વિના કદીપણ મોક્ષપ્રાપ્તિ થવીજ નથી, છતા જો તમારામા તેવુ પરાક્રમ ન હોય અને તેને લઇને જો આ માર્ગે ગમન કરવુ તમોને દુષ્કર લાગતુ હોય તો અલ્પ સામર્થ્યવાળા માટે આ સિવાય ગૃહસ્થધર્મસ્વરૂપ બીજો વક્ર-માર્ગ શાસ્ત્રમા દર્શાવલો છે, જે માર્ગે પ્રયાણ કરતા ઘણા લાબા કાળે મોક્ષપુરીમા પહોચી શકાય છે આ માર્ગમા ઋજુમાર્ગ જેવી વિષમ આપત્તિઓ ઉલ્લઘન કરવી પડતી નથી, જો કે તે માર્ગે પણ પ્રયાણ કરતા બેદરકાર તો રહેવાનુ નથીજ અહિઆ પણ તેવા સામાન્ય વિઘ્નો ઉપસ્થિત તો થાય અને તેને લઇને તેવી સાવધાનતા રાખવી પડે, માત્ર એટલુજ કે પ્રથમના માર્ગે જે સાવધાનતા રાખવી પડે તેટલી બધી આકરી તો નહિજ, માટે હે ભાગ્યવાન અવનીપતિ ! જો તથા પ્રકારનુ સામર્થ્ય હોય તો પ્રથમ દર્શાવેલો યતિધર્મ અગીકાર કરો અન્યથા બીજો ગૃહસ્થધર્મ તો અવશ્ય સ્વીકાર કરો

આ પ્રમાણે મુનિવર્ય્યશ્રી અભિનંદનસૂરીશ્વરજીએ મહારાજા હરિવાહન, મત્રીશિરોમણી બુદ્ધિલ, યુવરાજ ભીમકુમાર વિગેરે પરિષદ્સમક્ષ મનુષ્યજીવનની દુર્લભતા, જૈનદ્રશાસનની દુષ્પ્રાપ્યતા અને મોક્ષપ્રાપ્તિના ઉભયમાર્ગનુ વૈરાગ્યજનક યથાસ્થિત સ્વરૂપ દર્શાવી દેશના સમાપ્ત કરી સૂરીશ્વરજીનો અપૂર્વ ધર્મોપદેશ સાભળી શ્રોતૃગણ આનદરસમા ઝીલવા લાગ્યો અને તેથી તેઓના અતરમા અપૂર્વ વૈરાગ્યરસની ઉર્મિઓ ઉછળવા લાગી



# પ્રકરણ ૫ મુ.

## પ્રતિજ્ઞા.

પ્રભુપ્રણીત વિશુદ્ધમાર્ગપ્રદર્શક અભિનદસૂરીશ્વરજી મહારાજની કર્ણપ્રિય અને વૈરાગ્ય રસવ્યજક મધુરી દેશના શ્રવણ કરી મહારાજા હરિવાહનનુ અતકરણ અતિશય પ્રસન્ન થયુ અને ધર્મ આરાધન કરવાની તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઈ નિર્મલ હૃદયમા વૃદ્ધિ પામતા ભાવોલ્લાસે રાજાને જાગૃત કર્યો સત્ય વસ્તુસ્થિતિને ઓળખાવી અને જીજ્ઞાસિત ભાવને અમલમા મુકવાની પ્રેરણા કરી દેશના સમાપ્ત થયા બાદ તરતજ હરિવાહન રાજાએ બન્ને હાથ જોડી પ્રસન્નમુખે ગુરૂ મહારાજાને હાર્દિક બહુમાનપૂર્વક વદના કરી પોતાનો અતર્ગત અભિપ્રાય તેમની સમક્ષ વ્યક્ત કર્યો

" હે પ્રભુ ! આપે આપના મુખારવિંદથી ઝરતા વચનામૃતોનુ પાન કરાવી, મારી ઉપર અવર્ણનીય ઉપકાર કર્યો, ધર્મ આરાધન પ્રત્યે મારા નિર્જીવ અતકરણને આપે ચેતનાવત કર્યુ નિર્વિવેકતાના ઘનતિમિરથી વ્યાપ્ત મારા અતકરણપર આજે આપે વિવેક દીપકનો તેજસ્વી પ્રકાશ પાડયો, ભવસાગરમા ડુબતા મારા આત્માનો આપે ઉદ્ધાર કર્યો આપની અમૃતમય દેશનામાથી મે આજે સપૂર્ણ રીતે મનુષ્ય ભવની દુર્લભતા જાણી, તેમા પણ જૈનેદ્રશાસનની દુપ્રાપ્યતા કેટલી છે તેનો પણ અનુભવ થયો પ્રભુ ! આપની અતિ વિશુદ્ધ ધર્મદેશના શ્રવણ કરી કોનુ અતકરણ વૈરાગ્યરગથી ન રગાય આપની દેશના સાભળી મારી આતરિક વૃત્તિઓ ઉન્નત દશાના ધોરી માર્ગ તરફ વળી, પરતુ મારૂ તે સદ્ભાગ્ય ન મળે કે નિર્મોહ કરૂણાવત પ્રભુના પાદપકજમા હમેશા લીન થઇ મારા આત્માને ભવોદધિથી શીઘ્ર વેગે પાર ઉતારૂ ઊડો વિચાર કરતા મને એમ માલુમ પડે છે કે આપે દર્શાવેલા મોક્ષપ્રાપ્તિના સરળ પથમા આવતી વિષમ આપત્તિઓ ઉલ્લઘવા જેટલુ સામર્થ્ય મારામા નથી, જો કે મારૂ ધ્યેય તો તેજ માર્ગે પ્રયાણ કરવાની આકાક્ષાવાળુ છે પણ તેવી શક્તિના અભાવે હુ લાચાર છુ પરતુ હવેથી તેવુ સામર્થ્ય ઉત્પન્ન કરવા માટે હમ્મેશા પ્રયત્ન કરીશ અને અલ્પ

મુદતમા આપની આગળ રજુ કરેલા મારા આતરિક વિચારને કાર્ય-દ્વારા અમલમા મુકીશ

"હે પ્રભુ ' આપની દષ્ટિએ જો મારામા બીજા પ્રકારના ગૃહસ્થધર્મસ્વરૂપ વક્રમાર્ગને આરાધન કરવાની યોગ્યતા મ લુમ પડતી હોય તો કૃપા કરી તે ધર્મ મને અર્પણ કરી, મારા આત્માને આપ કૃતાર્થ કરો '

સૂરીશ્વરજી મહારાજાએ અવનિપતિના વચનોદ્દગારથી તેની ધમ પ્રત્યે અવિચળ શ્રદ્ધા પરિણામ અને શ્રાદ્ધધર્મપાલનની તીવ્ર જિજ્ઞાસા નિહાળી, સમ્યકૃત્વ અને અણુવ્રતોનુ કિચિત્ દિગ્દર્શન કરાવ્યુ, અને ત્યારબાદ સમ્યકૃત્વ સહિત અણુવ્રતો અર્પણ કર્યા પૃથ્વીપતિએ પણ અ તરમા ઉછળતી હર્ષની ઉર્મિઓ સાથે ગુરૂ મહારાજાએ અર્પણ કરેલા વ્રતોરૂપ પ્રસાદી અ ગીકાર કરી ત્યાર પછી હરિવાહન રાજા વિગેરે પોતાના અહોભાગ્યની પ્રશ સા કરતા અને હૃદયદર્પણમા ગુરૂગુણને પ્રતિબિંબિત કરતા પોતાના સ્થાને સ્થિત થયા

અભિનન્દનસૂરિજીની અપૂર્વ ધર્મદેશનાથી મહારાજા પાસે બેઠેલા ભરયૌવનવયસ્ક યુવરાજ પુત્ર ભીમકુમારની પણ ધર્મ આરાધન કરવા માટે અપૂર્વ શ્રદ્ધા ઉત્પન્ન થઇ અ તરમા ઉદ્દભવેલી ભાવનાની કાઈક હર્ષયુક્ત છાયા તેની મુખમુદ્રા ઉપર સ્પષ્ટપણે દષ્ટિગોચર થતી હતી ગુરૂમહારાજાની દષ્ટિ પણ ભીમકુમાર ઉપર પડી અને ઇ ગિતઆકારજ્ઞ વિચક્ષણ ગુરૂમહારાજાએ તેનો અ તર્ગત અભિપ્રાય જાણી લીધો ધર્મ આરાધન કરવાની યોગ્યતા નિહાળી અને હજુ પણ તેમા પ્રોત્સાહિત કરવા ખાતર પ્રસન્ન હૃદયે નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો —

જેવી રીતે દુનિયામા ષટ્ ખડ અગર ત્રણ ખડ કે કોઇ દેશ વિગેરે બાહ્ય રાજ્યનો અધિપતિ, ચક્રવર્તિ, વાસુદેવ કે સામાન્ય મહા રાજા હોય છે તેમ સમગ્ર દુનિયાના અ તર ગ રાજ્યનો અધિપતિ ધર્મ મહારાજા છે ચક્રવર્તિ, વાસુદેવ કે મહારાજા જેમ એક પુરૂષ તરીકે છે તેમ આ ધર્મ મહારાજાને પણ ઉત્તમ પુરૂષની ઉપમા આપવામા આવે છે એટલે કે પુરૂષ જેમ ચરણ, કટીપ્રદેશ, ઉદર, હૃદય, ભૂજા, પીઠ, ગરદન, નેત્રયુગલ, નાસિકા, મુખ, કર્ણયુગલ, ભાલસ્થલ, મસ્તક, ચોટલી, અને દાઢી, મુછ વગેરે અ ગોથી સુશો-ભિત હોય છે, તેમ ધર્મમહારાજા પણ તે તે અ ગોથી સુશોભિત શાસ્ત્રમા વર્ણવ્યા છે

સામાન્ય રીતે આપણે જોઈએ તો માલુમ પડશે કે દુનિયામાં મનુષ્યની શોભા તેના સુવ્યવસ્થિત અંગોને આશ્રયી રહેલી હોય છે. વ્યવસ્થિત અંગવાળો ભલે એક વખત કુત્સિત રૂપવાન હોય તો પણ દૃઢસંહનની, તેજસ્વી, અને સૌંદર્યશાળી છતા હીન અંગોપાગવાળા મનુષ્યની અપેક્ષાએ તે અધિક પ્રશંસનીય ગણાય છે બેશક જ્યા ઉભય પરિસ્થિતિ સમકક્ષામા વર્તતી હોય એટલે કે દૃઢસંહનન, તેજસ્વિતા, લાવણ્યતા અને અન્યાનાતિરિકત અવયવો યોગ્યસ્થાને સ્થિત હોય તેવા મનુષ્યની શ્રેષ્ઠતા જનસમૂહમા વર્ણવાતી હોય તેમા તો કોઈ નવાઈજ નથી એક કે તેથી વધારે અંગ કે ઉપાગથી હીન પ્રાણી દુનિયામા શોભા ન પામે એટલુજ નહિ પણ અંગોપાગની ન્યૂનતા અગર નિર્બળતા તે વ્યકિતના તે તે કાર્યમા ઘણી સ્ખલના પમાડે છે એટલે કે તેના સાધ્યની સિદ્ધિમા મજબુત રીતે પ્રતિબધ કરે છે સામાન્ય મનુષ્યને અંગે પણ જ્યારે આ સ્થીતિ જોઇએ-છીએ તો પછી જેનામા અધિકારની અધિકતા હોય અને તેથી જેના પ્રત્યે જનતાનુ આકર્ષણ વિશેષ પ્રકારે હોય, તેવા રાજા મહારાજાઓ તો સર્વ અંગોથી સુવ્યવસ્થિત હોય તોજ દુનિયામા અધિક શોભા પામે છે, આ ઉપરથી આપણે એટલુ નિર્ણિત કરી શકીએ કે મનુષ્યોને પોતાના શરીરની શોભા કે કાર્યસિદ્ધિ તેના પ્રતિષ્ઠિત અંગોનેજ આભારી છે જેમ બાહ્ય શરીરને અંગે આપણે જોયુ તેમ અતરંગ શરીરને અંગે પણ તેની શોભા અને કાર્યસિદ્ધિ તેના પ્રત્યેક અંગોની અખંડિતતા અને બલિષ્ટતામાજ રહેલી છે હવે આપણે જોઇએ કે તે ધર્મ મહારાજાના ચરણ વિગેરે અવયવ સ્વરૂપ કયા કયા અંગો છે

શુભ કર્ત્તવ્યમા પ્રવૃત્તિ, અને અશુભ કર્ત્તવ્યથી નિવૃત્તિ, એ બે પ્રકારના નિયમરૂપ તેમના બે ચરણો છે, જેના ઉપર આખા શ-રીરનો આધાર રહેલો છે સદાચારી મનુષ્યોનો સમાગમ તેનો કટી-પ્રદેશ છે જેમ કટીપ્રદેશ વિના ચરણો રહી શકે નહિ તેમ શુભા-શુભ માર્ગે પ્રવૃત્તિ નિવૃત્તિ, ઉત્તમ જનના સંસર્ગ વિના ભાગ્યેજ ટકી શકે છે કહેવત છે કે "**सत्संगति कथय किं न करोति पुंसां**" ધાર્મિક જનનો સંસર્ગ પ્રાણીઓને શુ નથી કરતો ' એક વખતે ઉન્માર્ગમા પ્રવૃત્તિ કરવાની તીવ્ર ભાવના થઈ હોય તો પણ તેને તે સંસર્ગ પ્રવૃત્તિનો નિરોધક બને છે આસ્તિકતા-જિનપ્રવચનપ્રદર્શિત તત્ત્વો પ્રત્યે અચલ શ્રદ્ધા તેનુ હૃદય છે હેય ઉપાદેય પદાર્થનો વિવે-

ચક વિવેક તેનુ હૃદય છે ક્રોધ અને ઈન્દ્રિયદમન સ્વરૂપ શમ અને દમ તેની બે ભુજા છે માનસિક, વાચિક કે કાયિક કોઈ પણ દુષ્કાર્યનો પશ્ચાતાપ તેનો પૃષ્ઠ ભાગ-પીઠ છે અપરાધી પ્રત્યે સહનશીળતા સ્વરૂપ ક્ષમા તેની ગરદન છે શત્રુ કે મિત્ર પ્રત્યે સમદષ્ટિરૂપ સામ્ય ભાવના, અને ઉપશમજન્ય બાહ્ય શાન્તિ-સૌમ્યતા, આ બે તેનાં નેત્રો છે દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી મુર્છાનો નિરોધક સતોષ, તેની નાસિકા છે નમ્રતાસ્વરૂપ વિનય, એ તેનુ વદન છે પ્રિયપણુ, અને મત્યતા એ બે સ્વરૂપ કર્ણ યુગલ છે સમ્યક્ત્વરૂપ તેનુ ભાલસ્થળ છે. ધર્મના દઢ સસ્કારરૂપ વાસના, તેનુ મસ્તક છે આજ્ઞારૂપ સુદર ચોટલી અને શિષ્ટબોધ, તેની સુશોભિત શ્મશ્રુ-દાઢીમુછ છે

આ પ્રમાણે સર્વ અગોથી સુશોભિત શરીરવાળા ધર્મરાજાનો જીવદયા નામનો અતર આત્મા છે જેમ સર્વાગે સપૂર્ણ અને સુશોભિત છતા મનુષ્યનુ શરીર આત્મા વિના તદ્દન નિરૂપયોગીજ છે જીવ વિનાનુ તે મૃત કલેવર ચાહે તેવી ભવ્ય આકૃતિવાળુ હોય, શરીર-પરનુ લાવણ્ય પણ દેદીપ્યમાન જણાતુ હોય છતા પણ તેની પાસે કોઈ બેસવાની કે જવાની ઈચ્છા સરખી પણ કરતુ નથી ન છુટકે તેવો પ્રસગ આવી પડે ત્યારે પણ દુર્ગંધ વિગેરેના કારણે કાર્ય સપૂર્ણ થયે જલ્દીથી દુર થવાની ભાવના રાખે છે તેવીજ રીતે ધર્મરાજાનુ શરીર પણ ઉપર દર્શાવેલા સર્વ અગોથી પરીપૂર્ણ અને સુશોભિત છતા જીવદયારૂપ અતરઆત્મા વિના તદ્દન નિરૂપયોગી છે જીવહિસાદિ વિગેરે અનર્થકારી પ્રવૃત્તિને અગે તે શરીર જનતાની પ્રશસાને બદલે નિદાપાત્ર બને છે ચાહે તેવી કષ્ટકારી અને દષ્ટિએ સુદર જણાતી ધર્મરાજાના અગોરૂપ ધાર્મિક પ્રવૃત્તિઓ જીવદયાના પરિણામ વિના છારપર લીપણની જેમ નિષ્ફળ થાય છે. અહિસકભાવથી અભાવુક પ્રાણી કાયાથી ભલે ચાહે તેવી ધાર્મિક પ્રવૃત્તિઓમા પ્રવર્તે તથાપિ તેનુ હાર્દ ધર્મરગથી રગાએલુ તો નજ ગણાય આથી અહિસકપરિણામી તેનાથી જે ફળ મેળવી શકે તેના કોટયશે પણ તે મેળવી શકતો નથી, કેમકે સઘળી ધર્મપ્રવૃત્તિનુ મુખ્ય ધ્યેય જીવદયા ઉપર રહેલુ છે એટલાજ માટે તીર્થંકરદેવો અને ગણધર મહારાજાઓ મુનિવરોના પાચ કે ચાર મહાવ્રતો અને શ્રાવકના દ્વાદશ અણુવ્રતોમા પ્રથમ વ્રતનેજ મુખ્ય સ્થાન આપે છે. પ્રથમ વ્રત સિવાય બાકીના મહાવ્રતો કે અણુવ્રતો ક્ષેત્રને વાડની જેમ અગર સરોવરને પાળની જેમ માત્ર તેના રક્ષણ નિમિત્તકજ છે. જન-

સમૂહને જીવદયારૂપ ધ્યેય તરફ વાળવા માટે ગુરૂમહારાજાએ ઉપર્યુક્ત ઉપદેશ આપી મુખ્યતાએ ભીમકુમારને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યુ –

'ભાગ્યશાળી ભીમકુમાર! તમારે પણ આતરિક સામ્રાજ્યના અધિપતિ ધર્મરાજાના અતર આત્મા સમાન જીવદયાનુ વિશેષ પ્રકારે પાલન કરવા જેવુ છે'

વિશુદ્ધ હૃદયથી નિકળેલા ગુરૂ મહારાજાના આ અમોઘ વચનોએ રાજપુત્રના અતકરણ ઉપર જબરી અસર કરી રોમાચ વિકસ્વર થયા, અને જીવદયા પાલનની ઉચ્ચતમ ભાવના અતરમા ઉલ્લસાયમાન થઇ ક્ષણવારમા આનદપુલકિત અગે રાજકુમાર અને મંત્રિશિરોમણિ બુદ્ધિલનો પુત્ર મતિસાગર, કે જે બાલ્યાવસ્થાથીજ ભીમકુમારનો અતુલ સ્નેહી મિત્ર હતો, તે બન્ને જણાએ સર્વ પરિષદ્ સમક્ષ ઉભા થઇ ગુરૂ મહારાજા પાસે સમ્યકત્વ અગીકાર કર્યું, અને નમ્રવદને હાથ જોડી નીચે પ્રમાણે પ્રતિજ્ઞાઓ અગીકાર કરી

મહારાજા! આપનો વૈરાગ્યરસભરપુર વિશુદ્ધ ધર્મોપદેશ સાભળી આપે દર્શાવેલા માર્ગ તરફ ગમન કરવા અમારૂ હૃદય ઉત્કઠિત થયુ છે, અને તેથીજ અમો આપની સમક્ષ આવા પ્રકારની પ્રતિજ્ઞા અગીકાર કરીએ છીએ કે–" આજથી આરભીને જીવિતવ્યપર્યંત અમો કદી પણ નિરપરાધી પ્રાણીઓનો વિનાશ નહિ કરીએ અને તેવીજ રીતે સર્વથા પ્રકારે શિકાર કરવાનો પણ ત્યાગ કરીએ છીએ" વિવિધ પ્રકારના ક્રિડાગૃહ સમાન આવી મદોન્મત્ત યુવાવસ્થા છતા મત્રિપુત્ર મતિસાગર અને પરાક્રમી ભીમકુમારે આ પ્રતિજ્ઞા અગીકાર કરી પોતાનુ ક્ષાત્ર તેજ ઝળકાવ્યુ તેઓની ધર્મભાવનાથી સૂરિમહારાજા અતિશય પ્રસન્ન થયા વળી હૃદયમા વિચાર આવ્યો કે 'નૂતન યુવાવસ્થા હોવાથી વિષયકષાયાદિમા મગ્ન બની, રખે તેઓ પોતાની પ્રતિજ્ઞામાથી પાછા પડે' એ વિચારના પરિણામે સમયજ્ઞ સૂરીશ્વરજી મહારાજાએ મુખ્યતાએ રાજપુત્રને ઉદ્દેશીને પોતે અગીકાર કરેલી પ્રતિજ્ઞામા પ્રાણાતકષ્ટે પણ સ્થિર રહેવાનો ઉપદેશ આપી, તેના વિદ્યમાન ગુણોની પ્રશસા કરવા લાગ્યા

ભાગ્યશાળી ભીમકુમાર! આ દુનિયામા ધન્યવાદને પાત્ર તારા સમાન બીજો કોણ હોઇ શકે કે–જેણે બલાત્કારે પણ ઉન્માર્ગે ઘસડી જનારી આવી નવીન મદોન્મત્ત યુવાવસ્થામા આવુ અનુપમ કાર્ય કરી બતાવ્યુ હોય! જે યુવાવસ્થા ગુણરૂપી વનને બાળવા માટે દાવાનળનુ કામ કરે, જે યુવાવસ્થા અલ્પઋદ્ધિવાળા-વિષયોપભોગની

સામગ્રીરહિત કગાલને પણ વિકારવશ બનાવી વિષયાદિ પ્રત્યે પ્રેરણા કરે છે, જે યુવાવસ્થા પ્રાણીઓને મદોન્મત્ત બનાવી સુખ દુખના સવિભાજક પ્રેમાળ મિત્રોને પણ શત્રુ બનાવે અને જે યુવાવસ્થા અનીતિના પથે પ્રયાણ કરાવી જનસમૂહની પ્રિયતાનો વિધ્વસ કરે, તેજ યુવાવસ્થા ભાગ્યવાન, કુમાર ! તારે માટે ગુણવનને વૃદ્ધિ પમાડવા મેઘસમાન થઇ, તેજ યુવાવસ્થા વિદ્યા, રૂપ, બલ ઐશ્વર્ય વિગેરે અદ્ભૂત ગુણસામગ્રિ અને અતુલ ઋદ્ધિથી ભરપુર છતા વિષયાદિ પ્રત્યે અકુશનુ આચરણ કરનારી થઇ, તેજ યુવાવસ્થા દુનિયાના પ્રાણીઓને મિત્ર બનાવનારી થઇ અને તેજ યુવાવસ્થા તારા પુન્યના પ્રભાવે અનુકુળ થઈ તારા આત્માને નીતિના સુપથે પ્રયાણ કરાવી જનપ્રિયતાનુ અસાધારણ સ્થાન બનાવનારી થઈ આ અવસ્થામા તારી આવી પરિપકવ બુદ્ધિ, કે-જે બુદ્ધિ સામાન્ય રીતે પરિણત વયવાળાને પણ ઘણા કાલના અનુભવેજ પ્રાપ્ત થાય

પુણ્યાત્મા **ભીમ**કુમાર ! ઉત્તમ પ્રાણીઓનુ અતકરણ પ્રથમથી વૃદ્ધાવસ્થાનો અનુભવ કરવા મડે છે અને ત્યાર પછીજ તેઓનુ શરીર જરાવસ્થાથી જર્જરિત થાય છે એટલે કે તેઓનુ વિવેકી અતકરણ સારાસાર પદાર્થનુ પર્યાલોચક હોઇ દેખીતા સુદર પણ પરિણામે મહાદુખદાયી પૌદ્ગલિકપદાર્થની મોહજાળથી વિરામ પામે છે, નવીન નવીન આશાઓના હવાઇ કિલ્લાઓ તેઓના અતરમા સ્ફુરતા નથી કે જેને માટે તનતોડ પરિશ્રમ કરવાનો પ્રસગ પ્રાપ્ત થાય, માત્ર ભાગ્યને અનુસાર નીતિપૂર્વક જે કાઇ પ્રાપ્ત થાય તેમાજ સતોષ માની પોતાની ઇચ્છાને સકોચદશામાજ રાખે છે સતપુરુષોની જ્યારે આવી ઉત્તમ દિશા છે ત્યારે અધમ પ્રાણીઓ તેનાથી વિપરીત દિશામાજ પ્રયાણ કરે છે પોતાની ઇદ્રિયો અને શરીર છેક નિર્બળ થઇ ગયા હોય, અગ જરા અવસ્થાથી જર્જરિત થયુ હોય, સ્પર્શન ઇંદ્રિય શીત ઉષ્ણ વિગેરે સ્પર્શના સવેદનથી વિમુખ થઈ હોય, રસનાઇંદ્રિય વિવિધ પ્રકારના રસોને યથાર્થપણે જાણી શકતી ન હોય, ઘ્રાણેદ્રિય સુગધ દુર્ગધને યથાસ્થિતપણે ઓળખી શકતી ન હોય, ચક્ષુઇદ્રિય દૃષ્ટિમર્યાદિત પદાર્થનો પણ યથાર્થ અવબોધ કરવા અસમર્થ થઇ હોય, કર્ણેદ્રિય બધીર થઇ હોય મુખમાથી લાળો ઝરતી હોય, દાત પડી ગયા હોય, પાચનશક્તિ તદ્દન ક્ષીણ થઈ હોય, પગે ચાલી શકવાની પણ શકિત ન હોય, મસ્તકના કેશ પણ શ્વેત થયા હોય, છતા પણ સુકોમલ પદાર્થોના સ્પર્શની, મધુર રસના આસ્વા-

દની, સુગંધી પદાર્થ સુંઘવાની, રંગબેરંગી દશ્યો દેખવાની, કર્ણપ્રિય શબ્દો, મધુરા ગીતો અને વિવિધ પ્રકારના વાજીંત્રો શ્રવણ કરવાની વિગેરે અનેક પ્રકારની લાલસાઓ વિરામ પામતી નથી વિષયોપભોગની સામગ્રિનો અભાવ છતા પણ તેઓનુ અંતઃકરણ વિષયોપભોગથી પરાઙમુખ થતુ નથી મરણ પથારીએ પડયા છતા પણ તે બીચારાની એજ ઝંખના ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતી જાય છે છેવટે અન્ત્ય અવસ્થાએ પણ તેના વિમૂઢ અંતઃકરણમા એના એજ પડઘા પડયા કરે છે ઉત્તમપ્રાણીઓ અને અધમપ્રાણીઓની આચરણામા આવાજ પ્રકારનો ભેદભાવ રહેલો છે જ્યાગે એક આત્મા ઉન્નત્તિના માર્ગ તરફ પ્રયાણ કરે છે ત્યારે બીજો અવનતિના કુપથે ઘસડાય છે

સાત્ત્વિકશિરોમણિ ભીમકુમાર ! જગતમા ત્રણ પ્રકારના પ્રાણીઓ શાસ્ત્રમા વર્ણવ્યા છે, જેમા કેટલાક દ્રાક્ષસમાન કેટલાક, ઈંદ્રવર્ણા સમાન ત્યારે કેટલાક આમ્રફળ સમાન છે તેઓનુ સ્વરૂપ અનુક્રમે આ પ્રમાણે છે જેમ દ્રાક્ષ બાહ્ય રૂપરંગના અભાવે દેખાવમા સુંદર જણાતી નથી પરંતુ તેમા અભ્યંતર મધુર રસની પરિપૂર્ણતા હોવાથી તેના રસનો આસ્વાદ લેવા સર્વ કોઈનુ અંતઃકરણ આકર્ષાય છે, તેવીજ રીતે કેટલાક મનુષ્યો પોતાના શરીરની બાહ્ય રમણીયતા સુંદરતા, તેજસ્વીતા કે લાવણ્યતાના અભાવે પ્રથમ જનસમૂહનુ આકર્ષણ ન કરી શકતા હોય છતા પણ તેઓનુ હૃદય અતિસ્વચ્છ અને ગુણ સમૂહથી ભરપૂર હોઈ જનતાને તેનો અનુભવ થતા જનસમૂહનુ અજબ આકર્ષણ કરી શકે છે અને તેઓનો પરિચય સર્વ કોઈના અંતઃકરણને આલ્હાદ ઉત્પન્ન કરે છે આવા પ્રકારના મનુષ્યો દ્રાક્ષની માફક બાહ્યથી રમ્ય નહિ છતા પણ અભ્યંતરથી રમ્ય હોઇ ઘણાને ઉપકાર કરી શકે છે

ઈંદ્રવર્ણું બાહ્ય રૂપરંગે અતિશય શોભિતુ સુવર્ણના જેવા વર્ણવાળુ ગોળાકાર અને ચક્ષુને આલ્હાદકારી હોય છે જેથી દષ્ટિપથમાં આવતાજ તેને ગ્રહણ કરવાની અભિલાષા ઉત્પન્ન થાય છે, પરંતુ માહેથી સ્વાદ લેતા તેનો રસ કડવો ઝેર જેવો હોય છે, આવીજ રીતે કેટલાક પ્રાણીઓ બાહ્યથી સુશોભિત જણાતા હોય, તેઓનુ શારીરિક બંધારણ અને તેજસ્વીતા જનતાનું આકર્ષણ કરતી હોય, બાહ્ય શાંતિનો ડોળ એટલો બધો જણાતો હોય કે મુગ્ધ પ્રાણીઓ તેઓની પ્રપંચજાળમા ફસાયા વિના ભાગ્યેજ બચી શકે, તેઓનો આ સઘળો ઠાઠ માત્ર બાહ્યનોજ સમજવો, તેઓનુ જો અંતર તપાસીએ તો હિંસા-

મય વાતાવરણથી ભરપુર ભરેલુ હોય છે દયાનો અશ માત્ર પણ તેનામા હોતો નથી કેવળ પાપારભના કાર્યોમાજ ચચળ મન ભટકતું હોય છે કુડકપટ પ્રપચ વિગેરે પાપસ્થાનોનુ તે કેન્દ્રસ્થાન ગણાતો હોય છે આવા મનુષ્યો ઈંદ્રવર્ણા સમાન જાણવા જેઓ બીચારા પોતાના આત્માને અધોગતીના દ્વાર તરફ ધસડે છે, એટલુજ નહિ પરતુ અન્ય મનુષ્યોને પોતાની ભ્રમજાળમા ફસાવી આત્મિકકર્ત્તવ્યથી ભ્રષ્ટ કરી પોતાની પાછળ આવવા પ્રેરણા કરે છે સુજ્ઞ મનુષ્યોએ આવા હિતશત્રુઓથી વિશેષ સાવચેત રહેવુ પડે આવા પ્રાણીઓ સમાજને અવનતિના ઉડા ગર્ત્તમા ફેકવા માટે રાક્ષસનુ કાર્ય કરે છે, એકાતે તેઓ સમાજને શ્રાપરૂપજ છે

કેટલાક ભાગ્યવાન ઉત્તમ પ્રાણીઓ આમ્રફળની જેમ બાહ્ય અને અભ્યતર ઉભય ગુણથી સુશોભિત હોય છે જેમ પરિપકવ દશામા પહોચેલુ આમ્રફળ પોતાની સુરમ્ય સૌરભથી તથા નેત્રને આલ્હાદકારી મનોરજક વર્ણ અને આકારથી સામા મનુષ્યનુ આકર્ષણ કરે છે અને તેના મધુરરસનો આસ્વાદ લેનારના અતકરણને પ્રસન્ન બનાવે છે એક વખત સ્વાદ લીધા પછી વારવાર તે ફળના આસ્વાદની આકાક્ષા રહ્યાજ કરે છે એટલે કે આમ્રફળ બાહ્યથી પણ રમ્ય અને અભ્યતરથી પણ રમ્ય હોય છે તેવી રીતે તે પ્રાણીઓ પણ ઉન્નત ભાગ્યના ઉદયે ઉભયપ્રકારે રમ્ય હોય છે. તેઓના આચાર વિચાર અને વર્તનમા કદી પણ ભિન્નતા આવતી નથી સ્વાભાવિક રીતે તેઓની આકૃતિ લોકપ્રિયતાનુ આકર્ષણ કરે છે અને જેમ જેમ તેઓના ઉદાત્તગુણોનો દુનિયાને પરિચય થતો જાય છે તેમ તેમ તેઓના પ્રત્યે નિર્વ્યાજ વિશ્વપ્રેમ મજબુત રીતે નિયત્રિત થતો જાય છે દુનિયામા તેઓના દુશ્મન જવલ્લેજ હોય છે જનતા તેઓના દુખો દેખીને દુખી બને છે તેઓની પ્રસન્નતામાજ પોતાની પ્રસન્નતા માને છે આવા પ્રાણીઓ આ લોકમા રહ્યા છતા પણ સ્વર્ગીય સુખનો આનદ અનુભવે છે જેઓ દુનિયાના વ્યવહારમાર્ગમા અનુસરતા છતા પણ નિવૃત્તિમાગને શીઘ્રવેગે પોતાની સન્મુખ કરતા જાય છે અને અનેક ભવ્યાત્માઓને ઉન્નતિના માર્ગે ચડાવવા નિર્યામકનુ કાર્ય કરે છે આવા પુણ્યશાળી આત્માઓ સમગ્ર વિશ્વને આશિર્વાદજનક છે

સદ્વર્ત્તનશાળી ભીમકુમાર ! તમો પણ આમ્રવૃક્ષના મધુર ફળ જેવ જ છો તે બાબતમા તમારા નિર્મલ અતકરણનો વિશુદ્ધ અધ્યવ-

સાયજ સાક્ષી પુરે છે તમારી લેશ્યાઓ બહુ વિશુદ્ધ છે સૂક્ષ્મ કે બાદર, ત્રસ કે સ્થાવર કોઇ પણ પ્રાણીને મન વચન કાયાથી સપૂર્ણતાએ જીવહિસા નહિ કરનાર, અન્યની પાસે નહિ કરાવનાર અને જીવહિસા કરનારની પ્રશસા પણ નહિ કરનાર પ્રાણી શુદ્ધ અહિસક ધર્મનો પાલક હોઈ સર્વોત્તમ લેશ્યાવાન કહેવાય છે એ વાત તો નિસશય છે, પરતુ માત્ર નિરપરાધી ત્રસ પ્રાણીઓની હિસા નહિ કરવાની ભાવનાવાળાઓને પણ વિશુદ્ધ લેશ્યા શાસ્ત્રપ્રણેતાઓ ફરમાવે છે માત્ર એટલુ જ કે તેઓની ઉત્તમતામા તારતમ્યતા રહેલી છે અવિશુદ્ધ અને વિશુદ્ધ લેશ્યા કોને અને કેવા પ્રકારના પરિણામવાળાને હોય છે સામાન્યત તેનુ દિગ્દર્શન કરાવવા આ પ્રમાણે દૃષ્ટાત શાસ્ત્રમા નિરૂપણ કરેલુ છે, તે તમે સાભળો —

કોઇ એક અવસરે ચોરીના ધનવડે પોતાની આજીવિકા ચલાવનાર છ નિશાચરો એકત્ર થઇને કોઈ દુશ્મનના ગામનો વિનાશ કરવા માટે નિકળ્યા માર્ગમા અનેક પ્રકારના વાર્તા વિનોદ ચાલી રહ્યા હતા તે પ્રસગમા માર્ગમા ચાલતા છ નીશાચરોમાથી એક ચોરે બાકીના પાચની સમક્ષ પોતાના હૃદયમા ઉદ્ભવેલો વિચાર જાહેર કર્યો ભાઇઓ ! આપણે જે ગામનો વિનાશ કરવા જઇએ છીએ તે ગામમા જઇને આપણે એવુ પરાક્રમ ફોરવવુ કે તે ગામમા એકપણ પ્રાણી જીવતો ન રહેવો જોઇએ ગાય, ભેસ, બળદ, અશ્વ, વિગેરે જે કોઈ પશુ કે મનુષ્ય દરેકેદરેક પ્રાણીનો વિનાશ કરવો કે જેથી આપણે આપણા દુશ્મનનુ વૈર સપૂર્ણરીતે વાળી શકયા કહેવાઇએ વળી સર્વ પ્રાણીનો વિનાશ થવાથી આપણી ધન• પ્રાપ્તિની ઇચ્છા આબાદ સફળ નીવડે કેમકે એક શ્વાન સરખુ પણ આપણા કાર્યમા પ્રતિબધ કરનાર ન થઈ પડે આ પ્રમાણે જ્યારે પ્રથમના ચોરે બીજાઓની સમક્ષ પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો ત્યારે બાકીના પાચ ચોરમાથી કાઇક કોમલ પરીણામી બીજો ચોર બોલી ઉઠયો

ભાઇઓ ! આ ભાઇએ કહ્યા પ્રમાણે આપણે કરવુ તે યોગ્ય કહેવાય નહિ કેમકે આપણને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવામા પ્રતિબધક અને દુશ્મન તરિકે જો જોઇએ તો માત્ર મનુષ્યો છે પણ પશુઓ નહિ. તો નિરર્થક પશુઓનો સહાર આપણે શા માટે કરીએ ? પશુઓનો સહાર કરવામા આપણને કશો લાભ નથી આ પ્રમાણે જ્યારે બીજા ચોરે સર્વ સમક્ષ ઉપર પ્રમાણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો ત્યારે

બાકી રહેલા ચાર ચોરમાથી એક ચોર કે જે બીજા ચોર કરતા
કાંઇક વિશેષ દયાળુ હતો તેને આ વાત પણ રૂચીકર થઈ નહિ અને
સર્વસમક્ષ બોલ્યો કે–પશુઓનો સહાર નહિ કરવો એતો જાણે સારૂ
કહેવાય, પરતુ ગામમા રહેલા સર્વ મનુષ્યોનો સહાર કરવો એ પણ
વ્યાજબી નથી કેમકે દરેક મનુષ્યો આપણા વિરોધિ કે ઇષ્ટપ્રતિબધક
નથી ગરીબ બીચારી સ્ત્રીઓ કે દુનિયા જેઓને અબલા નામથી
સબોધે છે, તેઓને મારવાથી આપણને શુ લાભ મળી શકવાનો હતો ?
જે બીચારાઓ આપણા શસ્ત્રને અને આપણને દેખતાની સાથેજ
ધ્રુજી ઉઠશે તો પડતાપર પાટુની જેમ તેઓની ઉપર પ્રહાર શો
કરવો ? માટે સ્ત્રીઓનો તો આપણે સહાર નજ કરવો આ અવસરે
ચોથો ચોર બોલી ઉઠયો કે જેના દયાના પરિણામ ત્રીજા ચોર
કરતા પણ બલવત્તર હતા તેને ઉપરની વાત પણ ગેરવ્યાજબી લાગી
તેથી પોતાના અતરમા ઉદ્દભવેલો વિચાર સર્વસમક્ષ રજુ કર્યો

બધુઓ ! ગામમા રહેલા સર્વ પુરૂષોનો પણ આપણે સહાર
કરવો એ ઠીક નહિ કેમકે અગોપાગવિહીન લુલા, લગડા, બ્હેરા, વૃદ્ધ,
ગ્લાન, રોગી, બીકણ વિગેરે પુરૂષો તો કોઇપણ પ્રકારે આપણને વિઘ્ન-
કર્ત્તા થઇ પડે એમ નથી તેઓ આપણી સન્મુખ જીવતા રહ્યા છતા
પણ આપણે આપણુ કાર્ય સાધી શકીશુ તો શા માટે નિરર્થક
તેઓના વ્હાલા પ્રાણોનો આપણે વિનાશ કરીએ ? એક તો સ્વાભા-
વિક બીચારા પોતાના દુ ખે દુ ખી હોય અને તેમા આપણા તરફથી
જીવલેણ અસહ્ય પ્રહાર પડે તે તેઓને કેવો દુ ખદાયી થઇ પડે ?
માટે આપણે તો તે ગામમા રહેલા પુરૂષો પૈકી જેઓએ શસ્ત્ર
ધારણ કર્યા હોય તેનોજ માત્ર સંહાર કરીએ શસ્ત્રવિનાના મનુષ્યો-
નો આપણે સ્પર્શમાત્ર પણ ન કરીએ આ વખતે પાચમો ચોર
પણ વચમા બોલી ઉઠયો કે મને તો એ પણ અયોગ્ય લાગે છે.
શસ્ત્રધારણ કરે એટલા માત્રથી આપણે તે પુરૂષોનો વિનાશ ન
કરીએ, કારણ કે સર્વ કોઇ પ્રાણીને મરણભય એ અતિશય ઉદ્વેગ
ઉત્પન્ન કરનાર છે માટેજ સર્વ ભયોમા તેને અગ્રસ્થાન આપવામા
આવેલુ છે મરણ ઉપસ્થિત થતાજ પ્રબળ પરાક્રમી અને નિડર
છતા પણ પ્રાણીઓ નિર્માલ્ય બની જાય છે, અને તેઓનુ અત -
કરણ નિયમમા રહી શકતુ નથી એટલે કોઇ પણ ઉપાયે શક્તિનુ
ઉલ્લઘન કરીને પણ તેઓ પોતાનો બચાવ શોધવાની પ્રવૃત્તિમા પડે
છે એટલે કે સામાપ્રાણીને પ્રહાર કરવાની અશક્તિને લઇને અગર

સ્વાભાવિક પ્રહાર કરવાની ભાવના નહિ છતા પણ દુશ્મન તરફથી આવતા પ્રહારોને વિફળ કરવા પોતે શસ્ત્ર ધારણ કરે છે અને તે-દ્વારા પોતાની ઉપર આવી પડતા શસ્ત્રોને બચાવી લે છે આવી રીતે માત્ર સ્વસંરક્ષણની ખાતર કેટલાક પુરૂષો પોતે શસ્ત્ર ધારણ કરે માટે શસ્ત્રધારી હોય તેનો નિગ્રહ કરવો કોઇ રીતે યોગ્ય નથી, માત્ર જેઓ પોતાના હાથમા શસ્ત્રધારણ કરી આપણો પરાજય કરવા સામા ધસે અગર આપણા કાર્યમા શસ્ત્રદ્વારા પ્રતિબધ કરે, અગર આપણને પ્રહાર કરે તેનો જ આપણે વિનાશ કરીએ આ પ્રમાણે પાચમા ચોરે પોતાનો નમ્ર અભિપ્રાય સર્વ સમક્ષ રજુ કર્યો એટલામા છઠ્ઠો ચોર કે જે ઉજ્વલપરીણામી હતો, તથાવિધ સામગ્રિએ જેના અતરમા દયાના બીજો વવાયા હતા અને તેના અકુરાઓ પણ પ્રફુલ્લ થયા હતા, બીજા નીશાચરો કરતા જેનુ ધ્યેય ઉચ્ચકોટીનુ હતુ તેણે પોતાની સાથે ચાલતા પાચે ચોરસમક્ષ પોતાનો નમ્ર અભિપ્રાય નિવેદન કર્યો

ભાઇઓ ! જેમ જળમા ડુબતો પ્રાણી તરણાનુ પણ અવલબન લઈ પોતાનો પ્રાણ બચાવવા પ્રયત્ન કરે છે તેમ પ્રાણસકટે નિર્બળ પ્રાણી પોતાનામા હોય તેટલુ પરાક્રમ ફેરવી પોતાના જીવ બચાવવા તનતોડ મહેનત કરે છે અને કાર્યના પરિણામને નહિ તપાસતા વગરવિચાર્યે સામા દુશ્મન ઉપર શસ્ત્રપ્રહાર કરવા મડી પડે છે તેની સઘળી પ્રવૃત્તિઓ ભૂતાવિષ્ટ ગ્રથીલ મનુષ્યના જેવી થઇ જાય છે, આમા તે પ્રાણીનો દોષ નથી પણ તેના હૃદયમા ઉદ્ભવેલો મરણભય તેને તેમ કરવા પ્રેરણા કરે છે આવા ગરીબ માણસોને મારવાથી શુ ? ત્યારે આપણે તો માત્ર આપણો દ્રોહ કરનાર આપણા શત્રુસિવાય કોઇનો પણ સહાર કરવો યોગ્ય નથી

આ પ્રમાણે આત્મિક પરિણામની વિચિત્રતાએ પ્રત્યેક ચોરોની વિચારણામા ફેરફાર પડયો આ આત્મિક પરિણામની વિચિત્રતા આત્માને તેવા તેવા પુદ્ગલોના સહવાસથી ઉત્પન્ન થાય છે, કેમકે આત્માનો સહજ સ્વભાવ નિર્મલ સ્ફટિકસમાન અતિ સ્વચ્છ છે જેમ સ્ફટિક અતિ સ્વચ્છ અને ઉજ્વળ વર્ણવાળુ છતા વિવિધપ્રકારના વર્ણવાળી વસ્તુના સયોગે વિવિધરગી જણાય છે તેમ અતિ સ્વચ્છ આત્મા પણ વિવિધવર્ણીય પુદ્ગલસયોગે વિચિત્ર પરિણામ રૂપ વિ-વિધરગોથી ભરપૂર થાય છે તે વિવિધરગી આત્મપરિણતિને જીનેશ્વરદેવો લેશ્યા શબ્દથી સબોધે છે અવાતર ભેદો સિવાય સામાન્ય

રીતે તે લેશ્યાઓ છ પ્રકારે છે, જેમા પ્રથમની ત્રણ અપ્રશસ્ત લેશ્યા છે જેઓના નામ કૃષ્ણ નીલ અને કાપોત છે, પાછળની ત્રણ લેશ્યાઓ પ્રશસ્ત અને તેઓના નામ તેજો, પદ્મ અને શુક્લ છે આ છએ લેશ્યા-વાળાના પરિણામો કેવા પ્રકારના હોય છે એ પ્રશ્નનુ સ્પષ્ટિકરણ ઉપ-ર્યુક્ત દ્રષ્ટાંતમા દર્શાવેલા છ ચોરના અધ્યવસાયોથી થઇ જાય છે સર્વ જીવોનો સહાર કરૂ, આ ભાવનાવાળો કૃષ્ણલેશ્યાવાન જાણવો, એ પ્રમાણે અનુક્રમે છેવટે માત્ર અપરાધીને છોડીને અન્યપ્રાણીનો સહાર નહિ કરવાની ભાવનાવાળો શુક્લલેશ્યાવાન જાણવો આવા શુક્લલેશ્યાવાન પ્રાણીઓ જગતમા ઉત્તમ પુરૂષ તરિકે ગણાય છે અને તેવા ઉત્તમ લઘુકર્મી પ્રાણીઓના વિશુદ્ધહૃદયપર વિશુદ્ધધર્મની છાયા વણી ઝડ-પથી પડી શકે છે તેઓને સન્માર્ગે દોરવા માટે અધિક પ્રયત્નની જરૂર રહેતી નથી તેઓને આપેલો અલ્પ ઉપદેશ પણ નલધર્મ રાજાની માફક ઉન્માર્ગના વિષમપથમા પ્રયાણ કરતી આત્મિક પરિણતીને બલાત્કારે ધમડી સન્માર્ગની સિધી સડકપર વેગપૂર્વક ગમન કરવા પ્રેરણા કરે છે નલધર્મનુ દ્રષ્ટાંત સાભળવાની તીવ્ર જીજ્ઞાસાઓ ભીમકુમારે વચમાજ ગુરૂ મહારાજાને પ્રશ્ન કર્યો, પ્રભુ ! તે નલધર્મ રાજા કોણ અને તે કેવી રીતે બોધ પામ્યા તે મારી ઉપર કૃપા કરી મને જણાવો કુમારની વિજ્ઞપ્તિથી ગુરૂ મહારાજાએ સભા સમક્ષ નલ-ધર્મ રાજાનુ આખ્યાન શરૂ કર્યું

## નલધર્મ.

વિજયપુર નામના નગરમા પૂર્ણકળાવિભૂષિત પૂર્ણિમાના ચદ્ર-સમાન મુખવાળી પૂર્ણકલા નામની પટરાણી યુક્ત ન્યાયનિષ્ઠ નલધર્મ નામનો રાજા રાજ્ય કરતો હતો રાજાને સર્વ મત્રીઓમા તિલક સમાન અને પોતાની નિર્મલ બુદ્ધિએ કરીને સર્વ પ્રજાને આનદ ઉત્પન્ન કરનાર એટલુજ નહિ પરતુ રાજાના ચિત્તનુ પણ આકર્ષણ કરનાર તિલક નામનો મત્રી હતો એક દિવસ રાજા અશ્વારૂઢ થઈ તિલક મત્રી આદિ સર્વ પરિવાર સહિત શિકાર કરવા અર-ણ્યમા ગયો હાથમા આવેલો શિકાર છટકી ન જાય એટલા માટે સર્વ લશ્કરને ચારે બાજુએ અમુક આકારમા ગોઠવી દીધુ, પછી રાજા અને મત્રી બન્ને શિકાર શોધવા માટે ચારે બાજુએ દ્રષ્ટિ ફેકે છે એટ-લામા વિસ્તીર્ણ અને મજબુત શીંગડાવાળા એક હરણ ઉપર રાજાની દ્રષ્ટિ પડી શિકારીરાજા સન્મુખ રહેલા શિકારને જોઈ, ધનુષ્યને સજ્જ કરી બાણ ચઢાવી મૃગ ઉપર જ્યા છોડવાની તૈયારી કરે છે, તેજ ક્ષણે

તે મૃગ મનુષ્ય ભાષાએ રાજાને ઉદ્દેશીને આ પ્રમાણે બોલવા લાગ્યો.

દીન, દુખી પ્રાણીઓનુ રક્ષણ કરનાર હે ક્ષત્રીય રાજન્! મારા જેવા નિરપરાધી ક્ષુદ્ર પ્રાણીનો બાણથી વિનાશ કરવો એ શુ તારે યોગ્ય છે? તને શુ એટલી પણ ખબર નથી કે વિશુદ્ધ કુલમા ઉત્પન્ન થયેલા સત્વશાલી ક્ષત્રીઓ, શસ્ત્રરહિત શત્રુઓ તરફ કદી પણ પોતાના શસ્ત્રનો પ્રહાર કરતા નથી મહાપરાધી દુશ્મન પણ પ્રાણાન્તકષ્ટે મુખમા તરણુ ધારણ કરે છે, તે અવસરે ક્ષત્રીઓ તેને જીવતો છોડી દે છે, ત્યારે શસ્ત્રરહિત, નિરપરાધી, માત્ર તરણાનુ ભક્ષણ કરનારા પ્રત્યે શસ્ત્રનો પ્રહાર કરનારાઓમા ક્ષત્રીયતા શી રીતે સભવે?

રાજન્! આવુ કાર્ય કરવાથી શુ તારૂ ક્ષાત્રતેજ કલકિત નથી થતુ! રાજાતો મૃગના આ વચનો સાભળી સ્તબ્ધ થઇ ગયો તેનુ હૃદય ઉડા વિચાર સાગરમા ડુબી ગયુ એટલામા તો મૃગના બીજા શબ્દો પણ કાને અથડાયા "**क्षतात् त्रायन्ते" इति क्षत्रीया** (દુખીનુ રક્ષણ કરે તે ક્ષત્રીય) સકલ લોક વ્યાપી આ વ્યુત્પત્તિનુ શુ! તને વિસ્મરણ થયુ! શુ ક્ષત્રશબ્દનો અર્થ તુ નથી જાણતો? ખરેખર તારી મતિભ્રમનો આ દોષ છે હરણ રાજા સમક્ષ આટલાજ શબ્દો સભળાવી વિરામ નહી પામતા હવે આવેશયુક્ત વચનથી ફરી પણ રાજાને શીખામણ આપવા લાગ્યો "હે રાજન્! શુ તારો ખજાનો ખાલી થઇ ગયો છે? શુ! અતપુરમાથી પણ દ્રવ્ય વિગેરેનો વિનાશ થયો છે? શુ તારા સમગ્ર નગરમાથી પણ સર્વ પ્રકારની સામગ્રી નાશ પામી છે? કે જેથી અમારા જેવા દીન દુખી અશરણભૂત પ્રાણીઓનો વિનાશ કરવાને માટે તુ તૈયાર થયો છે નહી, નહી, રાજન્! હવે મને યાદ આવ્યુ જે અન્ય કવિઓ પણ કહી ગયા છે કે, આ દુનીયામા જલ એજ જેનુ જીવન છે એવા મગરમચ્છો, માછલાઓ, વિગેરે જે જલચર જતુઓ અને સ્વાભાવિક જગલમા ઉત્પન્ન થયેલા તરણા અને નદીના નિર્ઝરણાના પાણી ઉપરજ પોતાની આજીવિકા ચલાવનારા હરણીઆઓ, સસલાઓ, વિગેરે ગરીબ દુખી અને શરણ વિનાના પ્રાણીઓ, અને સતોષમાજ સુખ માનનારા ઉત્તમ પુરૂષો પ્રત્યે અનુક્રમે માછીમારો, પાપે પેટ ભરનારા શિકારીઓ, અને ક્ષુદ્ર પુરૂષો, નિષ્કારણ શત્રુઓ છે"

અદ્યાવધિ રાજાએ લક્ષપૂર્વક મૃગના સર્વ વચનો શ્રવણ કર્યા, જ્યારે મૃગ બોલતો બધ થયો ત્યારે અત્યત આશ્ચર્ય પામેલા રાજાએ પોતાની પાસે રહેલા બુદ્ધિશાલી તિલક મત્રીને પૂછ્યુ કે—અહો! આ અદ્ભુત આશ્ચર્ય કેવા પ્રકારનુ છે કે—આવા ભયકર જગલમા

નિર્ભયરીતે પશુઓ પણ મનુષ્ય ભાષા બોલે છે વિચક્ષણ મંત્રીએ કહ્યું કે–દેવ ! આ આપની સમક્ષ રહેલો મૃગ તે મૃગ હોય એવી સભાવના થઈ શકતી નથી કોઇ દેવ અથવા દાનવ કોઇ પણ કારણે મૃગનું રૂપ ધારણ કરી અહિં આવેલ હોય તેમ જણાય છે, માટે હાથમાં રહેલા ધનુષ્યને છોડી દો અને જલ્દી ચાલો અશ્વોને વેગથી દોડાવો આગળ જઇને જોઇએ કે તે મૃગ ક્યાં જાય છે અને શું કરે છે બુદ્ધિવાન્ મંત્રીથી ઉચ્ચારાએલા યુક્તિપૂર્વકના વચનો સાભળી રાજા પ્રસન્ન થયો, અને તે પ્રમાણે મૃગની સન્મુખ ચાલ્યા મૃગ પણ પોતાની સમક્ષ રાજા અને પ્રધાનને આવતા જોઇ મોટી મોટી ફલગો મારતો આગળ દોડવા લાગ્યો રાજા અને મંત્રી પણ અશ્વને દોડાવતા મૃગની પાછળ ગયા આગળ જતો મૃગ છેવટે એક વૃક્ષ નિકુંજમા પેઠો

રાજા અને મંત્રી પણ તેની પાછળ એજ ઝાડીમા પેઠા આગળ જઇને જુએ છે તો સન્મુખ એક વિશાળ વૃક્ષની નીચે કાયોત્સર્ગ મુદ્રાએ રહેલા એક ધ્યાનસ્થ મુનિવર્ય્યને જોયા મોટી મોટી છલગો મારીને આગળ ગયેલો મૃગ પણ તેજ મુનિવર્ય્યની પ્રશાત અને ગંભીર મુદ્રા સન્મુખ નિહાળી નિર્ભય રીતે સ્થિર ચિત્તથી ઉભેલો જોયો રાજા અને પ્રધાન બન્ને આ આશ્ચર્યકારી બનાવથી વિશેષ આનંદિત થયા સ્હેજે મુનિની તપ તેજોમય ભવ્ય આકૃતિના દર્શનથી હૃદય પુલકિત થયુ છતા પણ જૈન દર્શનમા દર્શાવેલા વિનયથી અનભિજ્ઞ રાજા અને મંત્રી બન્ને અશ્વ ઉપર બેઠા બેઠાજ મુનિવર્ય્યની પ્રશાત મુદ્રા નિહાળી રહ્યા હતા જે મહર્ષિના શરીરનો વર્ણ તપેલા સુવર્ણ જેવો સુદર્શનીય હતો, કાયોત્સર્ગ મુદ્રાએ રહેલા હોવાથી જેમની બન્ને ભુજાઓ લબાયમાન હતી, મન અને કાયાદ્વારા કંદર્પને જીતેલો હોવાથી જેઓ કામદેવ કરતા પણ અતિશય સ્વરૂપ સપન્ન હતા, જેઓનો આત્મા ક્ષણે ક્ષણે વિશુદ્ધ વિશુદ્ધતર અધ્યવસાયની શ્રેણિમા આરોહણ કરી રહ્યો હતો, જેઓનુ નિર્મળ ચિત્ત સાસારિક સઘળી આળપપાળથી વિરામ પામી માત્ર અલૌકિક પરમબ્રહ્મ સ્વરૂપનુજ ચિંતવન કરી રહ્યુ હતુ, ધ્યાનસ્થ હોવાથી જેઓના વચનની અને કાયાની ચેષ્ટા લગભગ વિરામ પામેલીજ હતી, નાશિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ સ્થાપન કરીને રહેલા ધ્યાનમગ્ન આ યોગીને જોઇ રાજા અને મંત્રી બન્નેના હૃદયો અતિશય નમ્ર થયા યોગીના પદ પંકજમા નમન કરવાની તીવ્ર ભાવના ઉદય પામી આ અવસરે મુનિવર્ય્ય પાસે રહેલો મૃગ રાજા તથા પ્રધાનની સઘળી ચેષ્ટાઓ જોઇ

રહ્યો હતો તરતજ તેણે મુખ્યતયા રાજાને ઉદ્દેશીને કહ્યું-રાજન્! અશ્વ ઉપરથી નીચે ઉતરી આ મહર્ષિને નમસ્કાર કરો.

મૃગના મધુર વચન શ્રવણ કરતાની સાથે રાજા અને પ્રધાને અશ્વો ઉપરથી નીચે ઉતરી ગુરૂમહારાજાને વન્દના કરી. ગુરૂ સમક્ષ રાજા અને મંત્રી યોગ્ય સ્થાને બેઠા. સઘળું સૈન્ય પણ પાછળથી તેજ સ્થાને આવી પહોચ્યું. ધ્યાનસ્થ મહાત્મા પોતાનું કાર્ય સમાપ્ત થવાથી ધ્યાનમુક્ત થયા અને ધર્મલાભનો આશિર્વાદ આપી, સર્વ જનસમુદાય સમક્ષ તેઓશ્રીએ વૈરાગ્ય રસપૂર્ણ અમૃતવાહિની નિર્મલ દેશનાનો પ્રારંભ કર્યો શરીરની કાન્તિથી અને મધુર વચનપરિમલથી ચંપકપુષ્પની સ્પર્ધા કરતા મહાત્માની દેશનાથી વિસ્મય પામેલા રાજાએ દેશના સમાપ્ત થયા પછી મહર્ષિને અંજલિપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે-હે નાથ! આપના મનોહર શરીરની કાન્તિ, આપનું વચનમાધુર્ય અને અસાધારણ સ્વરૂપથી નિશ્ચય થાય છે જે આપ કોઇ મહાન કુલને વિષે ઉત્પન્ન થયા છો, પરંતુ આવી નૂતન યુવાવસ્થામાં આપને ઉત્કટ વૈરાગ્યનું કારણ શું મળ્યું તે આપ મારી ઉપર કૃપા કરી નિવેદન કરો.

અવસરના જાણ ગીતાર્થ મહર્ષિએ પોતાના જ્ઞાનદ્વારા અતિશય લાભ જાણી રાજાની સમક્ષ પોતાનું આત્મ વૃત્તાંત કહેવા લાગ્યા, હે! મહાભાગ્યશાળી! નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા રૂપ ગતિચતુષ્ટયના દુસહ્ય સંકટ મિશ્રિત આધિ વ્યાધિ ને ઉપાધિમય આ સંસાર સિવાય પ્રાણીઓને જગતમાં વૈરાગ્યનું કારણ બીજું કયું હોઇ શકે? છતાં રાજન્! જો તારે વિશિષ્ટ કારણ જાણવાનીજ જિજ્ઞાસા હોય તો હું કહું છું તે એક ચિત્તથી શ્રવણ કર

સિદ્ધપુર નામના નગરમાં ભૂવનસાર નામનો એક રાજા હતો અને તેમને સર્વ મંત્રીઓમાં શિરોમણી મહામતિ નામનો બુદ્ધિનિધાન મંત્રી હતો કોઇ એક અવસરે દક્ષિણ દેશના નાટ્યકારો દેશાટન કરતા અનેક મનુષ્યોને આશ્ચર્યમાં મગ્ન બનાવતા સિદ્ધપુર નગરમાં આવ્યા રાજા સમક્ષ નાટ્ય કરવાની પોતાની જિજ્ઞાસા રાજાને દર્શાવી રાજાએ તેમની વિજ્ઞપ્તિ માન્ય કરી યોગ્ય અવસર આપ્યો મંત્રીઓ, સામંત રાજાઓ અને પૌરજનોથી ભરપુર રાજ્યસભામાં રાજા નાટક જોવા બેઠો નાટ્યકારોએ નાટકની શરૂઆત કરી. સમતાલવાળા મૃદંગાદિ વાજીંત્રોના ગંભીર શબ્દોથી આકર્ષક અને તાલછંદને અનુસાર વારાંગનાઓના નૃત્યથી મનોહર અને એકી સાથે કર્ણ કોટરમાં

પ્રવેશ કરતી શુદ્ધ સ્વર અને શુદ્ધ આલાપથી સુંદર ગીતધ્વનિ રૂપ અમૃતરસયુક્ત નાટ્યવિધિ જોવામા રાજા અત્યત લયલીન થઇ ગયો અન્ય સર્વ કાર્યોને છોડીને રાજાનુ અત કરણ માત્ર નાટકમાજ પ્રવિષ્ટ થયુ તે અવસરે દ્વારપાળે રાજસભામા આવી હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી કે રાજન્! અષ્ટાગ નિમિત્તનો જાણ કોઇ બ્રાહ્મણ પુત્ર આપના દર્શનની અભિલાષા ધરાવે છે, તો તેને આપની સમક્ષ હુ મોકલુ કે કેમ? આપની શી આજ્ઞા છે? રાજાએ દ્વારપાળને આજ્ઞા કરી કે હમણા તેની જરૂર નથી દેવતાઓને પણ અત્યત દુર્લભ એવા નાટક જોવાને અવસરે એનુ શુ પ્રયોજન છે? શુ એમને મળવાનો આજ અવસર છે? સમીપ બેઠેલા મત્રીએ સર્વ હકીકત જાણી નિર્ભયતાપૂર્વક સ્પષ્ટ શબ્દોમા રાજાને જણાવ્યુ કે, હે વિભો! આપ આ શુ બોલો છો? આ પ્રેક્ષાકૌતુક તો સુલભ છે, પરતુ અષ્ટાગ નિમિત્તને જાણ-નાર પુરૂષની પ્રાપ્તિ અત્યત દુર્લભ છે, માટે આપ તેના આગમનનો નિષેધ ન કરો રાજાએ મત્રીનુ વચન માન્ય કર્યુ તરતજ દ્વારપાળને તેને સભામા મોકલવાની આજ્ઞા કરી આજ્ઞા મળતાની સાથેજ ભવ્ય આકૃતિવાળો અને શ્વેત વસ્ત્રથી વિભુષિત બ્રાહ્મણ પુત્ર, પોતાના હાથમા એક નાનુ પુસ્તક ગ્રહણ કરી રાજસભામા મહારાજાની સમક્ષ આવી પહોચ્યો અને મત્રોચ્ચારણપૂર્વક માગલિક સૂચક ઉજ્વલ અક્ષત મહારાજાને અર્પણ કરી યોગ્ય આસને બેઠો નાટક સમાપ્ત થયા પછી રાજાએ સ્મિતાનને બટુને પુછ્યુ કેમ! કુશળક્ષેમ છે ને! તેણે પણ દીનમુખે અને દીન સ્વરે કહ્યુ જે, રાજન્! ક્ષેમકુશળ તો એવા પ્રકારનુ છે કે જે કહી શકાય તેમ પણ નથી અનિષ્ટસૂચક ઉપર્યુક્ત વચન સાભળવાથી ક્ષોભ પામેલા રાજાએ આવેશમા આવી જઇને બટુને જણાવ્યુ કે શુ! આકાશમાથી વાદળુ તુટી પડનાર છે કે આમ ધ્રુજતે સ્વરે બોલે છે? ભાવિસૂચક રાજાના મુખમાથી નીક-ળતા આવેશવાળા વચનો સાભળી તેને શાત કરવાના હેતુથી, મધુર વચને બટુએ વિજ્ઞપ્તિ કરી કે વિભો! એમજ થવુ છે, આપ આમ એકાએક કોપાયમાન શા માટે થાઓ છો? મે જ્ઞાને કરીને જે હકી-કત જાણી છે તેજ હુ આપની આગળ નિવેદન કરૂ છુ, તેમા આપને ક્રોધ કરવાની જરૂર નથી ભાવિ આગળ આપણે નિરૂપાય છીએ, માટે શાત થાઓ ઉપરોક્ત વચનો સાભળી શાત થએલા શકાશીલ રાજાએ આદરપૂર્વક ફરી બટુને પુછ્યુ કે—હે સુદર! લેશ પણ સંકોચ રાખવાની જરૂર નથી. જે પ્રમાણે જ્ઞાનદ્વારા તે જાણ્યું હોય તેજ

પ્રમાણે નિશક હૃદયથી તુ મારા આગળ નિવેદન કર રાજાની આજ્ઞા થવાથી બટુએ પોતાનુ બોલવુ શરૂ કર્યું પ્રશ્નના જવાબમા તેણે કહ્યુ કે રાજન્ ! સેકડો ઉપાયથી પણ જેનુ નિવારણ ન થઈ શકે તેવા અનિષ્ટકારક બનાવને કથન કરવાથી શુ ? છતા પણ આપનો વિશેષ આગ્રહ હોવાથી હું તેને નિવેદન કરૂ છુ તે આપ શ્રવણ કરો.

એકજ મુહૂર્ત પછી અર્થાત્ થોડા સમય પછી પૃથ્વીતલ ઉપર મેઘની એવી મુશલધાર વૃષ્ટિ થશે કે જે વૃષ્ટિથી નાના પદાર્થો તો દૂર રહો, પરતુ ઉન્નત અને વિશાલ પર્વતાદિ સ્થળો દેવાલયો, રાજમહાલયો આદિ સર્વ વસ્તુઓ અદૃશ્ય થશે અને જલપ્રવાહથી આખુ નગર સમુદ્ર સમાન એકાકાર થઈ જશે

રાજા અને બટુકનો ઉપરનો સવાદ ચાલી રહ્યો છે, તેટલા માજ ઉત્તર દિશાથી મદ મદ ભ્રમણ કરતી શીતલ પવનની લહેરો વાવા લાગી અને આકાશમા કચોળા જેટલુ નાનુ વાદળ ચડી આવ્યુ બટુએ સભા મડપમા બેઠેલા સર્વ મનુષ્યોને કહ્યુ કે ઉત્તર દિશામા રહેલા આ નાના વાદળને જુઓ ! જે વાદળ થોડાજ સમયમા સપૂર્ણ આકાશમડલને ઘેરી લેશે

કચેરીમા રહેના સર્વ મનુષ્યોએ ભાવિ દુખથી પોતાનો બચાવ કરવાની ખાતર જાણે આકાશમા જવાની અભિલાષાથીજ હોય નહિ શુ ? તેમ પોતાની દષ્ટિ ઉત્તર દિશામા રહેલા વાદળ તરફ કરી અને તે નાનુ સરખુ વાદળ પણ તેના તરફ જવાની અભિલાષાવાળા સર્વ મનુષ્યોને રોકવાને ચાહતુ હોય તેમ ચારે બાજુ ફેલાવા લાગ્યુ થોડાજ વખતમા સપૂર્ણ આકાશ વાદળથી છવાઈ ગયુ અને ભયકર ગર્જનાથી ગર્જારવ કરવા લાગ્યુ' જેનાથી ભયભ્રાત થએલી પૃથ્વી પણ મહાન્ પર્વતો અને ગુફામાથી થતા પ્રતિશબ્દોના ( પડઘાના ) બ્હાનાથી બુબારવ ( પોકાર ) કરતી હોય તેવા દેખાવ દૃષ્ટિગોચર થયો સાક્ષાત્ યમરાજાના મુખમા રહેલી ચપળ જીવ્હાજ પૃથ્વીને ગળી જવા તૈયાર થઈ હોય તેમ ચારે દિશામા પ્રસાર પામતા મહાપ્રચડ અને ભયાનક વિજળીના ચમકારાની સાથે ભવિષ્યમા થવાવાળા પ્રલયથી ભયભ્રાન્ત થયેલા અને ક્ષણવાર અજબ ઘટનાથી વિસ્મય પામેલા સર્વ મનુષ્યોના દેખતાજ મેઘ રાજાએ મુશળધારાથી વૃષ્ટિનો પ્રારભ કર્યો અનુક્રમે પૃથ્વી પટ ઉપર જલ પ્રવાહ વૃદ્ધિ પામ્યો. સર્વે નગરવાસીજનો ક્ષોભ પામ્યા રાજા પણ વિચારવમળમા ગુચાયો કે શુ ? હવે પૃથ્વીનો પ્રલયકાળ આવ્યો.

જોત જોતામા રાજમહાલયના સભા મડપમા પણ પાણીનો પ્રવેશ થયો પરાક્રમી છતા પણ ભયભીત થયેલો રાજા પ્રાણ રક્ષણ કરવાની ખાતર મહામતિ મત્રી અને ભટ્ટની સાથે રાજમહેલની સાતમી ભૂમિકાએ આરૂઢ થયો

હમ્મેશા પ્રજાપાલનમાજ તત્પર પરોપકારી ન્યાય નિષ્ણાત રાજાને સાતમી ભૂમિકાએ રહ્યા છતા " હા કોઇ રક્ષણ કરો અમો અશરણ અને અનાથના બચાવ કરવા કોઇ શુરવીર જાગ્રત થાઓ જાગ્રત થાઓ ! ! " આવા નગરવાસી જનોના હૃદયભેદક આક્રદો જેમ જેમ કર્ણગોચર થતા ગયા તેમ તેમ તેનુ કોમળ અત કરણ દુ ખસાગરમા ઝોલા ખાવા લાગ્યુ પરતુ અત્યત દુ ખથી હૃદય શુન્ય થએલો રાજા કોઇ પણ ઉપાય ન સુઝવાથી લાચાર બની જોઈ રહ્યો પ્રજાપાલની પ્રજાપાલનની ઉન્નત ભાવના આ સમયે કાર્યરૂપે નહિ પરિણમતા હૃદયમાજ વિલય પામી વિચારવમળમા ગોથા ખાતા રાજાએ પોતાની સમીપ અનુક્રમે વૃદ્ધિ પામતો પાણીનો પ્રવાહ સાતમી ભૂમિકાની સપાટી સુધી વહેતો જોઇ જીવિતવ્યની આશા છોડી

વિષમ સકટમા પણ દેવાદિકનુ સ્મરણ પુણ્યશાળીઓનેજ પ્રાપ્ત થાય છે આ અવસરે રાજાની દશા પલટાઇ, પુણ્યવાન રાજાના મનોમદિરમા શુભ ભાવનાઓ જાગૃત થઇ આવિર્ભાવ પામેલી હૃદયગત ભાવનાઓને વ્યક્તપણે વચનદ્વારા પ્રગટ કરતો રાજા મત્રીને ઉદ્દેશીને કહેવા લાગ્યો " હે મત્રીશ ! ધર્મારાધન વિના અત્યાર સુધીનુ મારૂ જીવન અરણ્યમા ઉત્પન્ન થએલા માલતીના પુષ્પની માફક નિષ્ફળ ગયુ જીવનમા એક પણ શુભ કાર્ય ન કર્યું જલતરગની માફક ક્ષણિક આયુષ્ય પણ ચાલ્યુ ગયુ અકસ્માત આવેલા આ મહાન સકટને જોઇ મારૂ અત કરણ ઉન્નત શીખર પર રહેલી પવનલહેરીઓથી ફરકતી પતાકાની માફક થરથર કપે છે ઉત્તમોત્તમ ધર્મ સામગ્રી યુક્ત શ્રાવક કુલ પામીને પણ વિષયાસક્ત થઇ સર્વજ્ઞ પ્રણીત માર્ગની પણ મે ઉપેક્ષા કરી ધર્મ આરાધન વિના સઘળું જીવન એમનુ એમ નિષ્ફળ ચાલ્યુ ગયુ હે મત્રિન્ ! પદાર્થોનો સ્પષ્ટ પ્રતિભાસ કરાવનાર વિસ્તીર્ણ અને નિર્મલ નેત્રો પણ મોહતિમિરથી એવા આચ્છાદિત થયા કે જેના પરિણામે મે થોરના વૃક્ષને માટે કલ્પવૃક્ષનો, પત્થરને પકડી ચિન્તામણી રત્નનો અને કાચના ટુકડા માટે વૈડુર્ય રત્નનો પણ તિરસ્કાર કર્યો હું શુ કરૂ ! કોનુ

સ્મરણ કર ! આપત્તિ રૂપી વાદળ મને ચારે બાજુ ઘેરી રહ્યુ છે ”

રાજાની આવા પ્રકારની સ્થીતિ થઇ રહી છે તેવામાજ રાજા-ની સમીપ પાણી ફરી વળ્યુ નીરાશ થએલા રાજાએ જીવિતવ્યની સપૂર્ણ આશા છોડી જેટલામા હૃદયમા નમસ્કાર મત્રનુ સ્મરણ કરે છે તેટલામાજ પાણીની સપાટી ઉપર જલતરગમા અથડાતુ સાક્ષાત્ પોતાનુ જીવનજ હોય નહિ તેનુ દુરથી આવતુ વહાણ તેની દૃષ્ટિગોચર થયુ અત્યાર સુધી જીવન અને મરણ વચ્ચે ઝોલા ખાતુ દુખસાગરમા ડુબેલુ રાજાનુ અતકરણ આનદ અને આ-શ્ચર્યમા મગ્ન થયુ આશાવત પ્રાણીઓ શુ નથી ચિતવતા જહાઝ પણ જલકલ્લોલોમા ક્રીડા કરતુ મહેલની સાતમી ભૂમિકાએ રાજાની સમીપ રાજા અને મત્રીને આશ્ચર્યમગ્ન કરતુ સ્થિર થયુ આ ચમ-ત્કારથી આશ્ચર્ય પામેલો મત્રી રાજાને નિવેદન કરે છે કે સ્વામીનાથ! હજુ આપનો પુણ્યોદય જાગૃત છે આપના પુણ્યથી પ્રેરાયેલા કોઈ દેવતાએ આપનુ રક્ષણ કરવા માટે આ નૌકા મોકલી હોય એમ જણાય છે, માટે જલ્દી સજ્જ થાઓ અને નૌકા ઉપર આરોહણ કરો

પ્રેરક મત્રીની પ્રેરણાથી રાજા જ્યા નૌકા ઉપર આરૂઢ થવા પગ ઉચો કરે છે, તેવામા આશ્ચર્યકારક અજબ ઘટનાનો સાક્ષાત્-કાર થયો અત્યત વૃદ્ધિ પામતા અને ભયકર જળકલ્લોલોને જોઈ રાજા અને મત્રી ભયભીત થયા હતા તે જળપ્રવાહ તેઓની દૃષ્ટિથી દુર થયેલો જણાયો જેના પ્રભાવે સૂર્યપ્રભા પણ લુપ્તપ્રાય થઈ હતી અને દિવસરાત્રીનો ભેદ પણ મુશીબતે જાણી શકાયો હતો, તેવી વિસ્તીર્ણ અને શ્યામવર્ણની મેઘપક્તિ પણ અદૃશ્ય થઇ જેના દર્શન માત્રથીજ રાજાનુ અતકરણ આનદીત થયુ હતુ અને સાક્ષાત નવિન અવતારજ પ્રાપ્ત થયો હોય નહી કે શુ ! એવી અનુપમ સ્થીતિનો સાક્ષાત્કાર કરાવનાર નૌકા પણ અદૃશ્ય થઇ જે ગર્જારવથી પૃથ્વીપતી આદિ મનુષ્ય તો દુર રહો, સાક્ષાત્ પૃથ્વી પણ મહાન્ પર્વતો અને ગુફાઓથી નીકળતા પ્રતિરવો ( પડઘા ) ના બહાનાથી પોતાની ભયભીતતાને સુચવતી હતી તે ગર્જારવ પણ રાજાને કર્ણગોચર થયો નહી યમજીહ્વા સમાન ચમકાર કરતી વીજળી પણ અદૃશ્ય થઈ હા કોઇ રક્ષણ કરો, બચાવો ! ઈત્યાદિ શબ્દો દ્વારા આતરીક દુખને વ્યક્ત કરતા જનસમુહના આક્રદો પણ રાજાના કાને પડતા બધ થયા આ સર્વ ભયાનક બનાવ

રાજાથી દુર થયો એટલુજ નહી, પરંતુ પોતાને પ્રથમની સ્થીતિ પ્રમાણે પોતાનાજ નગરમા પોતાનીજ રાજસભામા સિંહાસન ઉપર આરૂઢ થયેલો જુએ છે સઘળા નગરવાસી જનો પણ આનંદિત થઈને આલ્હાદક ચેષ્ટાઓ કરતા દષ્ટિએ પડે છે કોઇ મધુર ધ્વનિથી આલાપપૂર્વક ગાયન કરે છે, કોઇ કર્ણને આનંદદાયી વાજીત્રનો નાદ કરે છે, કોઈ ચિત્તાકર્ષક નાટકમા મશગુલ થયેલા છે, આ સર્વે અજબ ઘટના દેખી રાજા આશ્ચર્ય મહાસાગરમા નિમગ્ન થયો અને તેના મુખ ઉપર હર્ષની છાયા પ્રગટપણે દષ્ટિગોચર થવા લાગી

આવા અદ્દભૂત બનાવોથી આશ્ચર્યમુગ્ધ થયેલા રાજાએ અષ્ટાગ નિમિતજ્ઞ બ્રાહ્મણને પ્રશ્ન કર્યો કે અરે દૈવજ્ઞ ! આ આશ્ચર્યકારી સઘળી ઘટના તે શુ ? ત્યારે દૈવજ્ઞે પોતાનુ વાસ્તવિક સ્વરૂપ નિવેદન કર્યું કે,–અવનીપતિ ! હુ દૈવજ્ઞ કે નિમિત્તવેદી નથી, પરતુ માત્ર આપને કૌતુક દેખાડવાની ખાતરજ મે આ ઈંદ્રજાળની રચના કરી છે આથી પ્રસન્ન થયેલા રાજાએ તેને ઘણુ દ્રવ્ય આપી, આનંદપૂર્વક વિસર્જન કર્યો વિચક્ષણ રાજાએ ઈંદ્રજાળની સાથેજ સસારની સર્વ પરિસ્થિતિ પણ અતરમા નિહાળી લીધી તેના અતકરણમા તે સમયે જે સુદર ભાવનાઓ જાગૃત થઇ હતી તે ભાવનાઓ હજુ તેની તે અવસ્થામા હયાત હતી તે ભાવનાઓએ રાજાના અતરમા કોઇ નવોજ પ્રકાશ ઉત્પન્ન કર્યો કે જેની અસર આખી જીદગીપર્યંત પણ જઇ શકે તેવી નહોતી વૈરાગ્ય રસના તરગોમા ઝોલા ખાતા રાજાનુ હૃદય કોઇ અનુપમ કાર્ય કરવાની વિચારશ્રેણીમા નિમગ્ન થવા લાગ્યુ કચેરી મડપમાજ રાજાએ, રાણીઓ અને મત્રીવર્ગને ઉદ્દેશીને પૂછ્યુ કે–તમોએ ઈંદ્રજાળ જોઈ ? હા સ્વામીનાથ ! આપની નિર્મલ કૃપાએ સઘળો આશ્ચર્યકારી બનાવ જોયો. રાણીએ એ અને મત્રી વર્ગે કહ્યુ

વૈરાગ્ય તરગોમા ઝીલતા રાજાનુ હૃદય હવે ઇદ્રજાળના પ્રભાવે સસારજાળથી વિરામ પામી અધ્યાત્મ માર્ગ તરફ વળી ચુક્યુ હતુ જે માર્ગ પોતે અગીકાર કર્યો છે તેજ માર્ગ સાચો છે. આ પ્રતીતિએ તેને હજુ આગળ પ્રયાણ કરવા પ્રેરણા કરી એ પ્રેરણાને ઝીલી તો ખરી પણ રાજાને હજુ વચમા નડતા પ્રતિબધકો દૂર કરવાનુ કામ બાકી હતુ તે પ્રતિબધકો દૂર કરવા માટે જોયેલી ઇદ્રજાળજ તેને શસ્ત્રરૂપ થઇ પડી હતી આ શસ્ત્રનો ઉપયોગ તેણે પ્રતિબધકો ઉપર કરવાની શરૂઆત કરી

વિવેકી મંત્રીવરો ! ઉંડું આલોચન કરતાં દષ્ટિપથમાં આવેલી આ ઈંદ્રજાળ અને સંસારજાળમાં મારી દષ્ટિએ કશોએ તફાવત માલૂમ પડતો નથી. જેવી ઈંદ્રજાળની અવાસ્તવિક અને વિનશ્વર સ્વભાવવાળી પરિસ્થીતિ આપણે નિહાળી તેવી જ રીતે રૂપ, યુવાવસ્થા, સ્નેહ, આયુષ્ય અને વિભવાદિક દરેકે દરેક દુનીઆના પદાર્થો અતાત્ત્વિક અને વિનશ્વરાદિ સ્વભાવવાળા જ છે. પૌદ્‌ગલિક સુખમાં આનંદ માની રહેનારાઓની મોહાચ્છાદિત દષ્ટિ ભલે પુદ્‌ગલમાં વાસ્તવિક સુખ માને, પરંતુ જેઓનું અંતઃકરણ શાસ્ત્રીય તત્ત્વામૃતથી સિંચાયેલું છે, જેઓએ ત્રિકાળાબાધિત સર્વજ્ઞ પ્રભુનો માર્ગ સૂક્ષ્મ બુદ્ધિથી નિહાળ્યો છે, તેવા તત્ત્વજ્ઞાનીઓ તો તેમાં સુખનો લેશ માત્ર પણ જોઈ શકતા નથી. પ્રત્યુત દુઃખનો રાશિ જ તેઓની દ્રષ્ટિએ પડે છે.

૧ કામદેવ સમાન સૌંદર્યવાન્ અને તેજસ્વી મનુષ્યો કે જેઓ સ્ત્રીવર્ગના નેત્રને ખાસ આનંદદાયી અને મહોત્સવભૂત હોય છે તેજ મનુષ્યો કુષ્ટ આદિ મહાન્ રોગરૂપ દાવાનળથી દગ્ધ થઈ એવી કરૂણાજનક દુર્દશાને આધિન થએલા જોવામાં આવે છે કે સૌંદર્યાવસ્થામાં અત્યંતમોહિત થએલી પ્રમદાઓ આ અવસ્થામાં તેઓની સન્મુખ વક્રદષ્ટિથી પણ જોવાની અભિલાષા ધરાવતી નથી.

૨ જેમ ચૈત્ર માસમાં સર્વ વનરાજીઓ નવપલ્લવિત થાય છે, સર્વત્ર સુંદર ઘટાદાર વૃક્ષો નજરે પડે છે, દરેકે દરેક દિગ્ વિભાગોમાં કર્ણપ્રિય મધુર સ્વરથી ગુંજારવ કરતી અને વિકસ્વર પુષ્પના મકરંદ (રસ) નું પાન કરતી ભ્રમર પંક્તિઓ અને આનંદદર્શક કલ્લોલોમાં મગ્ન થતી પશુ અને પક્ષીઓની પંક્તિઓ, સર્વસ્વ સુખનો અનુભવ કરતી દષ્ટિએ પડે છે અને ચંદ્રકિરણોની માફક નેત્રને આલ્હાદકારી વનના રમણીય પ્રદેશોને સ્પર્શ કરવાથી મંદમંદ શબ્દ કરતી શીતલ મધુર અને સુવાસિત પવનલહરી પ્રાણીવર્ગને આનંદ મગ્ન કરે છે, તેજ નવપલ્લવિત વનરાજી અને ઘટાદાર વૃક્ષોની સર્વ શોભા ફાગણ મહિનામાં ભ્રમરાદિકના ગુંજારવ, પશુપક્ષીઓની આનંદમગ્નતા અને પ્રાણી વર્ગને આનંદમય કરનારી મધુર શીતલ અને સુવાસિત લહરીને, પોતાની સાથેજ વિલય કરતી વિનાશ પામે છે, માર્ગના પરિશ્રમથી ખિન્ન થએલા મુસાફરોને પોતાની ઘટાદાર છાયા અને શીતળતાથી શાંતિ આપનારા વૃક્ષો પણ ફાગણ માસમાં પત્ર પુષ્પ વિગેરેનો નાશ થઈ શુષ્ક ઠુંઠા સમાન થઈ જાય છે તેજ પ્રમાણે યુવાવસ્થાના પ્રતાપે પુષ્ટ શરીરવાળા, નિરોગી, રૂપવાન્ અને

અન્યના નેત્રોને આકર્ષણ કરનારા મનુષ્યોને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં રોગનો આવિર્ભાવ અને શરીરે શિથિલતા થઇ મુખમાથી દાત પડી જાય છે, લાળ ઝરે છે, નાસિકામાથી શ્લેષ્મ નીકળ્યો જાય છે, નેત્રમાથી પ્રાણીનો પ્રવાહ વહે છે, ચામડી ઉપર વળીઆ પડી જાય છે, કમ્મર વાકી વળી જાય છે, લાકડીના ટેકા વગર ચાલી શકાતુ નથી, ઓઠીગણુ વિના બેસી શકાતુ નથી અર્થાત્ શરીરે સર્વ પ્રકારે અશક્ત થઈ દીન બની જાય છે સેકડો મનુષ્યોના સલાહકારક, અનેકને આશ્રય આપનાર અને શબ્દ માત્રથી હજારો મનુષ્યોને ધ્રુજાવનારા પણ પરવશ બની જઇ બાકીની જીદગી દુખમાજ વ્યતીત કરે છે

૩ નખમાસ સમાન પ્રીતિનો આશ્રય કરનારા પ્રેમીઓ જેમને પરસ્પરનો વિયોગ પ્રાણાત કષ્ટદાયી થઈ પડે અને પરસ્પરનુ અદર્શન પણ હૃદયમા અનેક આશકાઓ ઉત્પન્ન કરાવી જલ વિનાના મચ્છની માફક વિહ્વળ બનાવે તે નિસીમ પ્રેમીઓની સ્થિતિ પણ કાલાતરે દેદિપ્યમાન દીપક અને નિબીડ અધકાર સમાન પરસ્પર વિરોધી દૃષ્ટિગોચર થાય છે.

૪ છિદ્રયુક્ત ઘડામા રહેલુ પાણી નિરતર ઝરતુ ક્ષય પામે છે, તેમ જળકલ્લોલસમાન ચપળ આયુષ્ય રાત્રિ દિવસ રૂપી છિદ્ર વાટે નિરતર ક્ષય પામે છે કહ્યુ છે કે -

"અજલિ જલ જ્યુ આયુ ઘટત હે, પાની બીચ પતાસા"

અર્થાત્ અજલિમા રહેલુ પાણી ટપકી જતા વાર લાગતી નથી અને પાણીમા રહેલા પતાસાને પીગળતા વાર લાગતી નથી, તેમ ચચલ અને ક્ષણિક આયુષ્યને નષ્ટ થતા વાર લાગતી નથી

૫ લક્ષ્મી વાયુથી ફરકતી દીપકની જ્યોત સમાન અસ્થિર છે પવન વિગેરેના આઘાતથી રહિત દીપકની જ્યોત સ્થિર તેજસ્વી અને પતગ આદિ જતુઓને સુવર્ણની ભ્રાતિ કરાવે છે અને તેજ દીપકલિકા પવન વિગેરેના આઘાતથી બુઝાઈ જઈ તેની સર્વ કાતિ નષ્ટ થઇ આશ્રયભૂત સર્વ સ્થાનને નિબીડ અધકારમા ડુબાવી દે છે તેજ પ્રમાણે પાપરૂપી પવનવડે આઘાત નહિ પામેલી લક્ષ્મી પણ સ્થિર, તેજસ્વી અને લુબ્ધ પ્રાણીઓને સુખમય જીવિતવ્યની ભ્રાતિ કરાવે છે, પણ પાપરૂપી પવનનો જરા પણ આઘાત લાગતા ક્ષણવારમા નષ્ટ થઇ તેજ પ્રાણીઓને અધકારમય દશામા ફેકી મૃત્યુનુ ભાન કરાવે છે લક્ષ્મીની ખાતર પ્રાણીઓ અધ થઈ ભયકર અટવીમા પરિભ્રમણ કરે છે, દેશાટનમા અનેક સકટોનો અનુભવ કરે

છે, અગાધ જલનિધિમા ઝપલાવે છે, અત્યત પ્રિય પ્રાણોને પણ સશયમા સ્થાપન કરે છે અને અનેક હસ્તિસમૂહથી અપ્રવેશ્ય સગ્રામમા પણ પ્રવેશ કરી સ્વપ્રાણોનુ બળીદાન અર્પણ કરવા તૈયાર થાય છે આવી રીતે અત્યત કષ્ટ અને કદર્થનાપૂર્વક પ્રાપ્ત થતી લક્ષ્મી, પોતાની ઉપર લુબ્ધ થઈ અધ બનેલા પ્રાણીને ધવળ શેઠ, મમ્મણશેઠ, અને સુભૂમ ચક્રવર્તી આદિ મનુષ્યોની પેઠે આ ભવમા અત્યત કદર્થના પમાડી પરભવમા નર્કગમન કરાવે છે

મત્રિવરો ! આ આપણી સાસારિક પ્રપચજાળ અને બટુએ દેખાડેલી ઇદ્રિજાળમા કશોએ તફાવત તમોને માલૂમ પડે છે ? હુ નથી ધારતો કે આ સર્વ સ્થિતિ જાણ્યા પછી તમો તેની સાદશ્યતામા કોઇપણ પ્રતિબધક પુરાવો રજુ કરી શકો વિવેકદષ્ટિનો જ્યાસુધી અભાવ હોય ત્યાસુધી મોહમુગ્ધ પ્રાણીઓ કદીએ આવો વિવેક કરી શકે નહિ એ સ્વાનુભવસિદ્ધ છે અત્યારસુધી મારામા પણ આ વિવેક કરવાની શક્તિ નહતી ઇદ્રજાળ દર્શાવનાર બટુએ મને મારા સાચા માર્ગની દિશા દર્શાવી. અત્યારસુધી તો હુ ઇંદ્રિયોના વિષયોમાજ ચકચૂર હતો તેનેજ હુ સારભૂત માનીને બેઠો હતો પરતુ હવે મારી દિશા પરિવર્ત્તન પામી જેને હુ સુખદાયી માનતો હતો તેને આજે હુ ઘોર દુખના ઉત્પાદક માનુ છુ

"વિવેકી મત્રીઓ ! રોગરૂપ શત્રુના આગમન સુધી જ હયાતિ ભોગવતુ રૂપ, જરારૂપ ડાકણના દર્શન માત્રથીજ દૂર ભાગનારી યુવાવસ્થા, કાલાતરે દીપક અને અધકાર સમાન વિરોધ ભાવ ધારણ કરતો વિનશ્વર સ્નેહ, છિદ્રયુક્ત ઘડામા રહેલા પાણી સમાન ક્ષણભગુર આયુષ્ય, અને પવનથી સ્ફુરાયમાન થતી દીપકની જ્યોતિ સમાન ચચલ લક્ષ્મી, આદિ સર્વ સસારના પદાર્થો તાત્ત્વિક દષ્ટિએ જોતા વિનશ્વર અને ક્ષણભગુર જણાય છે છતા કામ ક્રોધાદિથી અધ થએલા પ્રાણીઓ તેમા મુઝાઇ મશગુલ બને છે અને અનિષ્ટ કર્મબધ કરી નરક તિર્યચાદિ ગતિ પ્રાપ્ત કરે છે દુનિયાના સર્વ પદાર્થોની અનિત્યતા અને દુર્ગતિ જ જેનો સાર છે એવા કામક્રોધાદિની સ્થિતિ વિચારતા તુષમુષ્ટિ સમાન આ સાસારિક પદાર્થો પ્રત્યે મારો આત્મા નિરાશષ વૃત્તિવાળો થયો છે, કહો કે એકાત વિરક્ત દશા પામ્યો છે, માટે હે મત્રીવરો આ રાજ્યાદિ સર્વ પરિવારનો ત્યાગ કરી મારા પૂર્વજોએ મોક્ષને માટે અગીકાર કરેલો એકાત હિતકારી, પ્રાણી માત્રને અભયદાતા સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રધર્મ હુ અગીકાર કરીશ

મંત્રી વિગેરે સઘળો પરિજન વર્ગ રાજાની ભાવના અને યુક્તિપૂર્વકના વચનોથી સ્તબ્ધ થઇ ગયો, સઘળાઓની આકૃતિઓ ગમગીનોથી છવાઈ ગઈ, મંત્રીઓએ અને સ્વજના વર્ગે રાજાને ઘણી રીતિએ સમજાવ્યા પરંતુ રાજા આગળ તેમના સઘળા પ્રયત્નો નિષ્ફળ નિવડયા પરિણામે તે ભુવન સાર રાજાએ સર્વ સમુદાય સમક્ષ પોતાના પુત્ર હરિવિક્રમને રાજ્યાસન ઉપર સ્થાપન કરી શુભમાર્ગમા અનર્ગલ દ્રવ્યનો ઉપયોગ કરી શ્રમણધર્મ અંગીકાર કર્યો

રાજન્! સિદ્ધપુરનો નરેશ ભુવનસાર તેજ ભુવનસારમુનિ હુ પોતેજ છુ જો કે પોતાનાજ મુખથી પોતાનુ વૃત્તાત અન્યને નિવેદન કરવુ તે પોતાની લઘુતા દર્શાવનારૂ છે તો પણ રાજન્! તમારા જેવાને તે ગુણકારક હોવાથી સર્વ વૃત્તાત મે તમારી સમક્ષ નિવેદન કર્યુ

ભુવનસાર મુનિના વદન કમલથી ઝરતો અને અનેક પ્રાણીઓના હૃદયને વૈરાગ્ય રસથી સિંચન કરતો ઉપર્યુક્ત સર્વ વૃત્તાત શ્રવણ કરવાથી રાજાનુ મુખ અને હૃદય બન્ને અત્યંત પ્રફુલ્લિત થયા ભક્તિનમ્ર, વિવેકી અને વિચારક રાજા સદ્‌ભાવપૂર્વક ભુવનસાર મુનિની સ્તુતિ કરતા કહેવા લાગ્યો કે–મહાસત્વશાળી મહાત્મન્! આપે તો આપના શૌર્યથી, સાસારિક સુખમા મગ્ન પ્રાણીઓના વિવેક નેત્રનો વિનાશક, રણસંગ્રામમા સેંકડો ગજઘટાના વિદારકો, હજારો અને લાખો શુરવીર સુભટોની પંક્તિઓના વિનાશકો, રાજા, મહારાજાઓ, વાસુદેવો, અને ચક્રવર્તિઓ, જેવા સમર્થ શુરવીરો પણ જેના શુરાતન આગળ પોતાનુ પરાક્રમ અજમાવી શકયા નહિ, જેના તિક્ષ્ણબાણોથી જર્જરીત થયા, અરે તે સાસારિક ક્રિડા રસિકો તો દૂર રહો, વિશુદ્ધ ચારિત્ર ધર્મના ઉપાસક અને ધર્મપાલનની વિશુદ્ધ ભાવના જેના રોમે રોમમા વ્યાપી રહી છે, તેવા મહાત્માઓ પ્રત્યે પણ જેણે પોતાની પ્રબલ સત્તાનુ સામ્રાજ્ય ફેલાવ્યુ છે, આવા પ્રબલ પરાક્રમી મોહરાજાના તિક્ષ્ણ શસ્ત્રો નિર્મલ ધર્મરૂપ કવચે કરી નિષ્ફલ કર્યા આપ જેવા પરાક્રમી અને વિવેકી આત્માઓ આપની માફક મોહ સુભટનો પરાજય કરી શકે છે પરંતુ પરાક્રમહીન મહામોહ રાજાથી પરાજય પામી તેનાજ બંદીવાન થઈ રહેલા અને ક્રોધ, માન, માયા, અને લોભ એ કષાય ચતુષ્ટય રૂપ મહાન ભયંકર શત્રુઓના પંજામા સપડાયેલા મારા જેવા નિર્ભાગી પ્રાણીઓને મોક્ષની વાર્તા પણ કર્ણગોચર થવી દુર્લભ્ય છે, પરંતુ મારા હૃદયમા એટલો તો નિશ્ચય

થાય છે કે—કૃપાસાગર ગુરૂવર્ય ! પુર્વ ભવોમા મે તેવા પ્રકારનુ પુ-ણ્ય અને પાપ ઉભય ઉપાર્જન કર્યું છે કે—જે પુણ્યના પ્રભાવે અરણ્ય-મા શિકારના બ્હાને નિરપરાધી પ્રાણીઓને હણવા ઉદ્યત થએલા મને, લોકોત્તર શમદમાદિ ગુણગણવિભુષિત આપના ચરણ કમળના દર્શન થયા અને ભવકુપોદ્ધારક, કુગતિવારક, તેમજ મોહલુબ્ધપ્રાણીઓના મોહનો ઉચ્છેદ કરનારી અને શમસામ્રાજ્ય સુખસપત્તિની અર્પણ કરનારી આપની અમૃતમય દેશના શ્રવણ કરી હુ કૃતકૃત્ય થયો પણ મહારાજા ઉપાર્જિત કરેલા ઉત્કટપાપના ઉદયથી કલ્પવૃક્ષ સમાન વાછિત ફલદાતા આપના પવિત્ર ચરણકમલની અહર્નિશ સેવા કરવાનુ મદભાગ્ય મને પ્રાપ્ત ન થયુ, તે પરાક્રમ ન મળે કે મોહરાજા-ના બધનો તોડી, કષાય શત્રુઓનુ આક્રમણ કરી, આપની પાસે અનત અને અવ્યાબાધ અનુપમ સુખના સાધનભૂત ચારિત્ર અગીકાર કરૂ માટે હે કૃપાનિધી ! કરૂણા રસસાગર પ્રભુ ! આ દીન ઉપર કૃપા કરી જેવા પ્રકારના ધર્મપાલન કરવાની યોગતા મારે વિષે આપ દેખો તેવા પ્રકારના ધર્મ પાલનનો મને આદેશ કરો

**નલધર્મ** રાજાનુ ઉપર્યુક્ત વચન શ્રવણ કરી અને તેની વિશુદ્ધ ચારિત્ર પાલનમા અસમર્થતા જાણી તત્વદર્શી ગુરૂ મહારાજાએ નીચે પ્રમાણે શુદ્ધદેવ શુદ્ધગુરૂ, અને શુદ્ધધર્મના શ્રદ્ધાનરૂપ સમ્યકત્વનુ સ્વરૂપ સમજાવ્યુ

આ દુનિઆમા સર્વજ્ઞ, રાગદ્વેષાદિભાવશત્રુઓના સમૂળ વિનાશક, ત્રૈલોક્યપૂજીત, અને યથાસ્થિતવસ્તુસ્વરૂપના પ્રબોધક દેવા-ધિદેવ અર્હન્ તથા સપૂર્ણ અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અકિચનરૂપ મહાવ્રતના પાલક ગીતાર્થ, ભિક્ષા માત્રથી આજીવિકા ચલાવનાર, શમાભોધિમગ્ન ધર્મોપદેશ દાતા મુનિ સદ્ગુરૂ અને ત્રિકા-લાબાધિત, સર્વજ્ઞ ભગવાને નિરૂપણ કરેલો, દુર્ગતિમાથી બચાવી સુગતિમા ધારણ કરનાર, ધર્મ એ રત્નત્રયીને વિષે શકા કાક્ષાદિ દોષ રહિત અનુપમ શ્રદ્ધા તેજ સમ્યકત્વ હે **નલધર્મ** રાજા શુદ્ધ હૃદયથી આ સમ્યક્ત્વનુ તુ પાલન કર

એ પ્રમાણે ગુરૂ મહારાજના કર્ણપ્રિય અમૃતમય વચનો શ્રવણ કરી રાજા અને મત્રી બન્ને જણાએ શુદ્ધ સમ્યકત્વ અગીકાર કર્યું પછી અજલી જોડી રાજાએ હૃદયમા રહેલી શકાનુ સમાધાન કરવા પ્રશ્ન કર્યો સ્વામી ! આપના દર્શન અને ચરણ સ્પર્શનના મૂળ હેતુ ભૂત અને મારા શુભોદયના કારણભૂત મારો પરમ ઉપકારી આ

અવસર દેખીને મતિસાગર નામના ગુરુ મહારાજે જ્ઞાનદ્વારા રાજા અને મંત્રીનો પૂર્વ ભવનો સંબંધ જાણી તેમની આગળ નિવેદન કર્યો કે અન્યભવમાં સન્મુખ રહેલો આ મૃગ બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલો તારો મિત્ર હતો. સર્વ ઇચ્છિત અક્ષય સુખદાતા ધર્મની પ્રાપ્તિના અભાવે અજ્ઞાન કષ્ટ કરી અન્ત્ય સમયે શુભ ધ્યાનમાં કાલધર્મ પામી આ જીવનમાં તે યક્ષ થયો. હમેશા મારા દર્શનથી ભદ્રક ભાવ પામ્યો છે. પૂર્વ ભવના સ્નેહથી તમોને પ્રતિબોધ કરવા અર્થે જ તેણે મૃગનું રૂપ ધારણ કરી સન્મિત્રની ફરજ અદા કરી તમારા ઉપર મહાન્ ઉપકાર કર્યો. તેજ અવસરે મૃગે પણ પોતાના મૂળ યક્ષ સ્વરૂપમાં પ્રત્યક્ષ થઈ અત્યન્ત પ્રસન્નતાપૂર્વક ગુરુ મહારાજને વિજ્ઞપ્તિ કરી "હે પ્રભુ ! કાલધર્મ રાજા અને તિલક મંત્રીની માફક મેં પણ આપની પાસે આજથી સમ્યક્ત્વ અંગીકાર કર્યું છે. ત્યારબાદ ગુરુ મહારાજ પાસે અન્ય પણ ધર્મ વિષયક યોગ્ય ઉપદેશ શ્રવણ કરી, યથાશક્તિ તેનો આદર કરી, છેવટ ગુરુ મહારાજને નમસ્કાર કરી, સર્વ સમુદાય સહિત રાજા અને મંત્રી સ્વસ્થાને પ્રાપ્ત થયા. અદ્યાપિ પર્યંત રાજાની જે કર્તવ્યદિશા હતી તે બદલાઈ ગઈ. ગુરુ મહારાજાના વચનામૃતોનું વારંવાર સ્મરણ કરતો રાજા વિશુદ્ધ ધર્મમાં લીન થયો. સમસ્ત દૂષણરહિત અને અનેક ગુણ વિભૂષિત જિનેશ્વર પ્રભુની પ્રશમરસ નિમગ્ન નેત્ર યુગલ, અને શસ્ત્ર રહિત કર યુગ્મવાળી, વિશ્વસનીય ભવ્યાકૃતિથી ભવ્ય પ્રાણીઓના અંતઃકરણમાં ચમત્કાર ઉત્પન્ન કરનારી, પ્રતિમા ભરાવી-વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરાવી હમેશા વિશુદ્ધ અંતઃકરણથી તે બિંબની પૂજા કરતો રાજા સાધર્મિક-વાત્સલ્યાદિ ધર્મોન્નતિના અતિ ઉત્તમ માર્ગોનું અવલંબન કરતો અર્થાત્ વિશેષ પ્રકારે શાસનોન્નતિને વિસ્તારતો ચુસ્ત શ્રદ્ધાવાન શ્રાવક થયો. અનુક્રમે સદ્ગુરુ સમાગમે મોહમહામલ્લના મર્મસ્થાનનો ભેદ કરનારી, અખંડ અને અનુપમ મુક્તિ સુખને અર્પણ કરનારી, ભાગવતી દીક્ષા અંગીકાર કરી ગીતાર્થ થઈ અતિચાર રહિત ચારિત્રનું અખંડ ધારાએ પાલન કરી, અન્ત્ય સમયે ભાવનાપૂર્વક અનશન અંગીકાર કરી, વિશુદ્ધ અધ્યવસાયમાંજ કાલધર્મ પામી, વિશિષ્ટ પુન્ય પ્રાગ્ભારના ફલિત રૂપમાં અનુભવ કરવા સર્વોત્કૃષ્ટ દેવલોક-સર્વાર્થસિદ્ધવિમાન નામના અનુત્તર વિમાનમાં દેવ થયો. ત્યાં તેત્રીશ સાગરોપમ પર્યંત દૈવિક સુખનો અનુભવ કરી, ત્યાંથી આયુષ્ય ક્ષયે ચ્યવન કરી, આ જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય ભવ પ્રાપ્ત કરી, શુભ ગુરુ-

સયોગે ચારિત્ર અગીકાર કરી, અકુઠ પરાક્રમથી વિધિપૂર્વક પાલન કરી, સસારચક્રવાલમા ચારે બાજુએ પરિભ્રમણ કરાવનાર કર્મ સમૂહનો સમૂલ ઉચ્છેદ કરી, અક્ષય અવ્યાબાધ અને અનુપમ મુક્તિ સુખનો આસ્વાદ લેવા ભાગ્યશાળી થશે

પ્રશસ્ત લેશ્યાવાન કુમાર! તમે પણ સન્માર્ગના ધોરી રસ્તાના મુસાફર બનેલા હોવાથી સત પુરૂષોમા અગ્રણી છો, માત્ર અમારે તો હવ તમોને એટલુજ જણાવવાનુ કે—જેવા પ્રકારના નિર્મલ અધ્યવસાયથી તમે પ્રતિજ્ઞાઓ અગીકાર કરી છે, તેવીજ રીતિએ તમો ઉત્તરોત્તર તમારી પ્રશસ્ત અધ્યવસાયની ધારાને વૃદ્ધિ પમાડતા અસાધારણ દઢતાપૂર્વક પ્રતિજ્ઞાઓનુ અખડ પાલન કરજો અને તમારા સમાગમમા આવતા હિસક પ્રાણીઓને અહિસકધર્મનો મર્મ સમજાવી તેમા દઢ કરજો

આ પ્રમાણે અચિત્ય ચિતામણિ સમાન ગુરૂ મહારાજનો દિવ્ય ઉપદેશ શ્રવણ કરી ભીમકુમારે વિનયનમ્ર મસ્તકે હાથ જોડીને વિજ્ઞાસ કરી,

'મહારાજા! આપના સુધારસથી ભરપૂર અમોઘ વચનો મારા રોમેરોમમા પ્રસરી ગયા છે આપની આજ્ઞા અવશ્ય મારે શિરોધાર્ય છે પ્રાણાતે પણ હુ આપના વચનનુ ઉલ્લઘન નહિ કરૂ મારૂ અહોભાગ્ય કે—આપ જેવા જ્ઞાની ગુરૂભગવતનો મારે સમાગમ થયો આપે આપના તેજસ્વી વચનકિરણોથી મારા અતરમા રહેલા ઘનઅધકારનો વિનાશ કરી અનહદ ઉપકાર કર્યો મહારાજા! વિશેષ શુ કહુ ભિન્ન ભિન્ન સ્થળે આમ તેમ ભટકતા અનાથ અને કગાળ દારિદ્રિને આપે અવિનશ્વર અનાદિ નિધન દ્રવ્યનુ દાન આપી ધનપતિ બનાવ્યો આપે મારી ઉપર એટલો બધો અનર્ગલ ઉપકાર કર્યો છે કે જે ઉપકાર તળે દબાએલો હુ ભવોભવમા પણ આપની સેવાથી અનૃણી ન થઈ શકુ જેમ વાઘ વરૂ વિગેરે શિકારી શ્વાપદોથી વ્યાપ્ત, વિષમ પર્વતશ્રેણિથી ગહ્વર, અતિશયવક્ર અને ઉડી ખીણોથી ભરપૂર તેમજ વિવિધ પ્રકારના વૃક્ષ સમૂહથી અતિ ગુપીલ અરણ્યમાર્ગનો પાર સાનુકુલ સામગ્રિદ્વારા સાર્થવાહના બળેજ પામી શકાય છે, તેમ ક્રોધ—કષાયસ્વરૂપ વાઘવરૂ વિગેરે શ્વાપદોથી વ્યાપ્ત, માનશૈલથી અતિગહ્વર, લોભ સ્વરૂપ ઉડી ખીણોથી અતિશય વિષમ, માયા સ્વરૂપ ગુપીલ વશજાલથી ભરપૂર ભવાટવીનુ ઉલ્લઘન આપ જેવા સમર્થ સાર્થવાહના સમાગમેજ થઈ શકે. ખરેખર આપે મારા

પ્રત્યે અદ્દભૂત સાર્થવાહનું કાર્ય કરી મારો નિસ્તાર કર્યો આ ભવમા અને ભવાંતરમા મને હમેશા આપનો સમાગમ રહો ' આ પ્રમાણે ભીમકુમારે ગુરૂમહારાજાની બહુ માનપૂર્વક સ્તુતિ કરી અવસર સમાપ્ત થયેલો હોવાથી મહારાજા હરિવાહન વિગેરે સભ્યજનોએ પણ ગુરૂ મહારાજાને ભક્તિ બહુ માન પૂર્વક નમસ્કાર કર્યો અને ઉલ્લસિત હૃદયે ધર્મભાવનાથી ઓતપ્રોત થતા સવળાઓ ઉદ્યાનમાથી નગર તરફ વિદાય થયા સત્યપ્રતિજ્ઞ ક્ષત્રીય વીર ભીમકુમાર ત્યારથી આરભીને ગુરૂમહારાજાએ દર્શાવેલી વિધિ અનુસાર પ્રભુપૂજા, સદ્દગુરૂ વદન દાન વિગેરે ધર્મકાર્યોમા ઉદ્યુક્ત થઇ દયાધર્મનુ આરાધન કરતો સુખપૂર્વક કાલ નિર્ગમન કરવા લાગ્યો



## પ્રકરણ ૬ ઠું.



## પાખંડીની પ્રપંચજાળ.

એક અવસરે રાજમહાલયના ભવ્ય દિવાનખાનામા વીરશીરોમણિ ભીમકુમાર પોતાની ધાર્મિક અને વ્યાવહારિક નિત્યક્રિયાથી પરવારી પોતાના પ્રિયમિત્ર મંત્રિપુત્ર મતિસાગરની સાથે વિનોદજનક વાર્તાલાપ કરી રહ્યા હતો તે અરસામા કોઈ એક મનુષ્ય કુમારશ્રીને મળવાની તીવ્ર ઉત્કંઠાથી શિઘ્ર વેગે ગમન કરતો રાજમહાલયના પ્રવેશદ્વાર આગળ આવી પહોચ્યો, અને જેટલામા મહેલની અંદર પ્રવેશ કરવાની તૈયારી કરે છે એટલામા રાજમહાલયના દ્વાર આગળ રક્ષક તરિકે ઉભેલા દ્વારપાલે તેને અટકાવ્યો અને આમ એકાએક જલ્દીથી અંદર પ્રવેશ કરવાનુ કારણ પુછ્યુ આવનાર પુરૂષે રાજપુત્ર ભીમકુમારને મળવાની પોતાની તીવ્ર ઇચ્છા દર્શાવી તરતજ તે પુરૂષને પોતાના પહેરા આગળ બેસાડી દ્વારપાળ કુમારશ્રીની આજ્ઞા મેળવવા કુમારના દિવાનખાના તરફ ચાલ્યો, દૂરથીજ કુમારને નમન કરી પોતાને આવવાનુ કારણ દર્શાવ્યુ કે –'કુમારશ્રી ! આપને મળવાની તીવ્ર ઉત્કંઠાવાળો કોઈ એક મનુષ્ય રાજમહાલયના દ્વાર આગળ આવી ઉભો છે, આપશ્રીની જો આજ્ઞા હોય તો અંદર મોકલુ ' કુમારે તે પુરૂષને અંદર મોકલવા પ્રતિહારને આજ્ઞા કરી. ક્ષણવારમા, તે પુરૂષ કુમારના દિવાનખાનામા આવી પહોચ્યો અને ભીમકુમારને મધુર આશિર્વાદના વચનોથી આનંદિત કરી યોગ્ય સ્થાને બેઠો. દિવાનખાનામા તેણે ચારે બાજુએ પોતાની દષ્ટિ ફેંકી.

ચારે બાજુએ નજર ફેરવવાનુ કારણ એટલુંજ હતું કે ત્યાં દિવાનખાનામા કોઇ છે કે કેમ તે જાણવા માટેજ, કેમકે તેની આંતરિક ઇચ્છા એજ હતી કે કાર્યની સફળતાની આશા બંધાયા પહેલાં તેમની હકીકત કોઇના જાણવામા આવવી ન જોઇએ કુમારની સમીપે રહેલો ચતુર મંત્રિપુત્ર તે પુરૂષની સઘળી ચેષ્ટાઓ જોઈ રહ્યો હતો. તેની આકૃત્તિ, વેષ અને પ્રવૃત્તિથી મતિસાગરનું હૃદય કાંઇક શકિત તો થયુ, પણ તેના પ્રત્યે તેવી દરકાર રાખી નહિ કાર્ય સાધવા માટે આવનાર પુરૂષની દૃષ્ટિ પણ મતિસાગર ઉપર પડી અને તેના હૃદયમા ક્ષોભ થયો, તેના પ્રફુલ્લનેત્રો અને આકૃતિ ઉપરથી તેનામા બુદ્ધિવૈભવતાનો આદર્શ નિહાળી, તે વ્યક્તિના અંતઃકરણમાં એવો ભાસ થયો કે –'આ મંત્રિપુત્ર રખે મારી સઘળી બાજીને ઓળખી મારા કાર્યની પૂર્ણાહુતિમા પ્રતિબંધ કરનાર થાય અને મારી સઘળી આશાઓનો જડમૂળથી ઉચ્છેદ કરે ! માટે મારા કાર્યમા તેને સામેલ રાખવો ઉચિત નથી,' આ પ્રમાણે વિચારી તેણે હર્ષિત વદનવાળા કુમાર પાસે એકાંતની યાચના કરી ઇંગિતઆકારમાં કુશળ મંત્રિપુત્ર સમજી જઈ એકદમ ત્યાથી ચાલ્યો ગયો હવે દિવાનખાનામા ઉભય સિવાય અન્ય કોઇપણ વ્યક્તિ નહિ હોવાથી એકાંતમા તેમણે ભીમકુમાર સમક્ષ પોતાની હકીકત શરૂ કરી

"સાત્વિક શિરોમણિ ભીમકુમાર ! મારી પાસે ભુવનક્ષોભીની નામની એક ઉત્તમ વિદ્યા છે જેની બાર વર્ષ પર્યંત મે નિર્વિઘ્ને પૂર્વ સેવા કરી છે પરંતુ ઉત્તર સેવા વિના તે વિદ્યા સંપૂર્ણ સિદ્ધ થઇ શકે એવી નથી તેની ઉત્તરસેવામા વિઘ્ન પણ પ્રચુર રહેલા છે વિદ્યા સિદ્ધ કરવાની મારી તીવ્ર જિજ્ઞાસા છતા તેવા કોઈ સત્ત્વવાન ઉત્તરસાધકના અભાવે તેમનો તેમ બેઠો છું નગર અને નગરની બહાર ચારે બાજુએ ભમતા કોઇપણ સ્થળે તેવો સત્ત્વશાળી પુરુષ દૃષ્ટિગોચર થયો નહિ કે જે દ્વારા ધારેલા મારા કાર્યની હું પૂર્ણાહુતી કરૂં છેવટે થાકીને આપને પરિશ્રમ આપવા હું આપની સમક્ષ રજુ થયો છું મારી ઇચ્છા આપના પરાક્રમ બળેજ તે વિદ્યા સિદ્ધ કરવાની થઇ છે. મારૂં મન સાક્ષી પુરે છે કે આપ મારી ઇચ્છાને કોઇપણ પ્રકારે ઉચ્છેદ નહિજ કરો પ્રતાપી વીરપુત્ર ભીમ ! આપ મહા સત્ત્વવાન છો અને પુણ્યશાળી છો એટલે જરૂર આપના સત્ત્વ અને પુણ્યપ્રતાપે મારી વિદ્યા સિદ્ધ થશે એમ મને સંપૂર્ણ આશા છે, માટે મારા ઉત્તર સાધક બની વિદ્યા સિદ્ધ કરી આપો "

આ પ્રમાણેનો વિદ્યાનખાનામા આવેલા તે પુરૂષે પોતાનો અભિપ્રાય કુમાર સમક્ષ પ્રગટ કરી મૌનનુ અવલબન કર્યું ભીમ કુમારે તે પુરૂષની સઘળી હકીકત સાભળી હૃદયમા વિચાર કર્યો કે ક્ષણેક્ષણે વિનશ્વરદશાને પ્રાપ્ત થતા અને અશુચિમય આ અસાર શરીરદ્વારા દુનિયામા કોઇને પણ કાંઇપણ પ્રકારનો ગુણ થતો હોય તો મારે તે શરીરદ્વારા શુ ઉપાર્જન કરવાનુ બાકી રહ્યુ ગણાય! માટે જો આ શરીરદ્વારા આ પુરૂષનુ કાર્ય સિદ્ધ થતુ હોય તો બેશક તે મારે કરવુજ જોઇએ દુનિયામા પરોપકાર સિવાય બીજો કયો ધર્મ ઉચ્ચ કોટિનો હોઈ શકે વળી હુ ક્ષત્રીય કહેવાઉ, મારા ક્ષાત્ર તેજની સાર્થકતા પરોપકારમાજ સમાયલી છે અને પરોપકાર કરવા એજ ઉત્તમ પ્રાણીઓની વિભૂતિ છે, માટે અવશ્ય મારે આ અર્થીના અર્થને સપાદન કરવોજ આ પ્રમાણે વિચાર કરી ભીમકુમારે વિદ્યાસાધક પુરૂષને નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો

'ભદ્ર! તમો લેશ માત્ર ચિતા ન કરશો અવશ્ય હુ તમારો ઉત્તરસાધક બની, તમારી વિદ્યાસિદ્ધિમા સહાયક બનીશ માટે જે અવસરે તમારે મારી જરૂર હોય તે અવસરે મને બોલાવજો, આવા કાર્યમા સહાય આપવી એ અમારી ફરજ છે, આવાજ પ્રસગે અમારા ક્ષત્રીય પણાની પરીક્ષા થાય છે'

અદ્યાપિ પર્યંત વિદ્યાસાધક પુરૂષ કુમારની સન્મુખજ એકી ટસે નિરીક્ષણ કરી રહ્યો હતો અતરમા ઉદ્ભવેલા વિચારને અનુસાર થયેલી તેમના મુખની પ્રસન્નતા અને આકૃતિની વિશિષ્ટતા ઉપરથી વિદ્યાસાધકે પ્રથમથીજ અનુમાન કર્યુ હતુ કે—કુમારના અત કરણમા મે દર્શાવેલી સઘળી હકિકત સત્ય તરીકે સપૂર્ણ રીતે ઉતરી છે અને તે રૂચિકર પણ થઇ છે એટલે હવે મારૂ કાર્ય અવશ્ય સિદ્ધ થઇ જશે. વિદ્યાસાધકનુ આ અનુમાન સાચુ ઠર્યુ જેને માટે કુમારના વચનોજ સાક્ષી પૂરે છે ઉપર્યુક્ત કુમારના વચનો સ્વાર્થસાધક પ્રપચી પાખડીને આહ્લાદ ઉત્પન્ન કરવાવાળા થયા પરોપકારપરાયણ ભીમકુમાર એટલામા અન્ય કાર્ય પ્રસગે વિદ્યાસાધકને વિસર્જન કરવાની તૈયારી કરે છે તેટલામા પાખડીના હૃદયમા બીજો વિચાર ઉદ્ભવ્યો

'જોકે ક્ષત્રીય રાજપુત્ર કદીપણ પોતાના વચનનુ ઉલ્લઘન નહિ કરે એ ચોક્કસ છે અને તેથી અવશ્ય મારૂ કાર્ય સિદ્ધ થઇ જવાનુ, પરતુ રખે કુમાર મત્રી મારી ચાલાકીને ઓળખી લઇ શિખર પર્યંત પહોચેલા મારા મહેલના પાયામાથી ઈંટ ખસેડી લઇ મહેલને

ભૂમિશરણુ કરે તો, અત્યાર સુધી કરેલી મારી સઘળી મહેનત પાણી-માથી માખણુ વલોવવા જેવી નિષ્ફળ જાય. માટે મારે તો કાર્યસમાપ્તિ પર્યંત અહર્નિશ કુમારના સસર્ગમાજ રહેવુ કે–જેથી એકદમ મત્રિ-પુત્ર સાથે ખાનગી વાર્તાલાપ કરવાનો સમય પણુ ન આવી શકે,' આ પ્રમાણે વિચાર કરી પાખડી પુરૂષે **ભીમ**કુમારને કહ્યુ

ક્ષત્રીયવશવિભૂષણુ કુમારશ્રી ! આપે મારી ઉપર અનહદ ઉપ-કાર કર્યો કાર્યની સમાપ્તિ પહેનાજ આપની વચનસિદ્ધિથી મારી વિદ્યા સિદ્ધ થઈજ ગઇ તમારી અમૃતવાહી વાણીએ મને અતુલ આનદમા નિમગ્ન કર્યો આજથી દશમા દિવસે આપણે તે વિદ્યા સિદ્ધ કરીશુ એટલે તે અવસરે આપની જરૂર પડશે હવે જો આપની આજ્ઞા હોય તો તેટલા દિવસ હુ આપની પાસેજ રહુ, કારણકે આ સિવાય મારે બીજુ કોઇ કાર્ય નથી સરલહૃદયી **ભીમ**કુમાર પાખડીની પ્રપચજાળને જાણી શકયો નહિ એટલે તેને પોતાની પાસે રહેવાની અનુજ્ઞા આપી પોતાના દરેક પાસા સવળા પડતા જોઇ તે પાખડીને વિશેષ આલ્હાદ થયો દિવસે કે રાત્રીએ ક્ષણભર પણુ કુમારથી તે વેગળો પડતો નથી શયન, ભોજન વિગેરે કાર્યો પણુ કુમારની સાથે સાથેજ કરવા લાગ્યો દરેકે દરેક અવસરે કુમારની સાથે પાખડી પુરૂષને જોવાથી **મ**તિસાગરને તેના પ્રત્યે વિશેષ વહેમ પડયો, જોકે તેની ચેષ્ટાથી પહેલા પણ સ્વાભાવિક રીતે દુર્જનતાની તેના પ્રત્યે કલ્પના થઈ હતી ચતુર મત્રીએ એક અવસરે **ભીમ**કુમારને કહ્યુ પ્રભો ! હમ્મેશા આપની સાથે આ પાખડી શા માટે રહે છે ? પ્રત્યુ-ત્તરમા કુમારે **મ**તિસાગર સમક્ષ તે પુરૂષની સાથે થએલો અથથી તે ઇતિ પર્યંતનો સઘળો વ્યતિકર વ્યકત કર્યો, તે સાભળીને **મ**તિસા-ગરનુ હૃદય ઘણુા ઉડા વિચારસાગરમા લીન થઇ ગયુ 'અરે કુમારે આ શુ કર્યુ ! તેની ચેષ્ટા અને તેનુ કાર્ય અવશ્ય તેની પ્રપચજાળનેજ ધ્વનિત કરે છે અને કુમારશ્રી પણુ તેમા ફસાયા છે કુમારને તે કાર્યથી પાછા ફેરવવા એ પણુ ઘણીજ મુશ્કેલી ભર્યુ કામ છે કેમકે કહેવત છે કે–'**तेजस्वीना सुखमसूनपि सत्यजन्ति, सत्यव्रतव्य-सनिनो न पुन. प्रतिज्ञाम्**' તેજસ્વી પુરૂષો સુખપૂર્વક પોતાના વ્હાલા પ્રાણોનો ત્યાગ કરે છે, પણુ સત્યવ્રતના વ્યસની તેઓ કદીપણુ પ્રતિજ્ઞાનો લોપ કરતા નથી પ્રતિજ્ઞાનો લોપ થવાનો અવસર આવે તે વખતે પહેલા પ્રાણોને આગળ કરે છે, છતા પણુ મારૂ હૃદય કુમારને તે કાર્યથી વિરામ પમાડવા પ્રેરણા કરે છે આ પાખડીનો

સંસર્ગ કુમારને માટે ભવિષ્યમા હિતકર નહિ નિવડે માટે કોઇપણ રીતિએ કુમારને તેના સંસર્ગથી બચાવવા પ્રયત્ન કરૂં,' આ પ્રમાણે વિચાર કરી **મતિસાગરે ભીમ**કુમારને કહ્યું

પરોપકારી કુમારશ્રી ! આપની પરોપકાર કરવાની ઉદાર ભાવના આપના નિર્મળ હૃદયમા હમેશા અવિચળ રહો સદાયે આપના રોમેરોમમા તે ભાવના પ્રસરી રહો એજ આપનુ અણમુલુ આભૂષણ છે પરંતુ આપને આવા દુર્જન મનુષ્યોનો સંસર્ગ કરવો ઉચિત નથી તેની સાથે તેના કાર્યમા સામેલ થવુ તો દૂર રહો, વાર્તાલાપ કરવો પણ આપ જેવા સુજન પુરૂષને યોગ્ય નથી મને તો તેની ચેષ્ટા, વેષ, અને આકૃતિ, ઉપરથી તેના પ્રત્યે દુર્જનતાનોજ પ્રતિભાસ થાય છે ધાર્મિકદૃષ્ટિએ વિચાર કરીએ તો તેનો વેષ પણ મિથ્યાદર્શનને વ્યક્ત કરતો હોઇ સંસર્ગ કરવા લાયક નથી.

કુમારશ્રી ! હુ આપને નમ્ર વિજ્ઞપ્તિ કરૂ છુ કે આવા કુસંસર્ગે કરીને ગુરૂમહારાજા પાસે પ્રાપ્ત કરેલ અચિંત્ય ચિંતામણિ સદૃશ **સમ્યક્ત્વરત્નને** આપ મલીન ન કરો નીતિશાસ્ત્રકારો દુર્જનના સંસર્ગને કાલકુટ વિષની ઉપમા આપે છે જેમ કાલકુટ વિષનુ ભક્ષણ કરતા તેનો સ્વાદ જીહ્વાઈંદ્રિયને અતિ મધુર લાગે છે પણ પરિણામે ભક્ષકના પ્રાણનો અપહાર કરનાર નીવડે છે તેમ સ્વાર્થલંપટ દુર્જન મનુષ્યોનો સંસર્ગ શરૂઆતમા ઘણો મધુર લાગે છે પણ પરિણામે અવશ્ય પ્રાણઘાતકજ નીવડે છે કુમાર પ્રત્યેના નિ સીમ પ્રેમને લઇને નિશ્છલ હૃદયથી નિકળેલા **મ**તિસાગરના ઉપર્યુક્ત વચનો કુમારને રૂચ્યા, યુક્તિપૂર્વકની મિત્રની હકીકત તેના હૃદયમા બરોબર ઠસી પરંતુ પરોપકારરસિક કુમારની પરોપકાર કરવાની તિવ્રભાવનાએ અને સત્યપ્રતિજ્ઞતાએ તેની વાતને અમલમા મુકવા સખ્ત અવરોધ કર્યો.

કુમારે **મ**તિસાગરને કહ્યું પ્રિય મિત્ર ! તુ જે કહે છે તે સઘળુ સત્ય છે પરંતુ દાક્ષિણ્યતાએ તેના કાર્યમા સહાયક થવાનુ જે મે સ્વિકાર કર્યું છે તેનો નિર્વાહ કરવો એજ મારે માટે શ્રેયસ્કર છે

અથવા મિત્ર મતિસાગર ! તુ કહે છે કે 'કુસંસર્ગ કરી આપના સમ્યકત્વને મલીન ન કરો' આ તારૂ કહેવુ અયથાર્થ છે કેમકે દૃઢ ધર્મીઓને મિથ્યાદૃષ્ટિઓનો સંસર્ગ શુ કરવાનો હતો ? તેનામા રહેલા ઉજ્વલ ગુણનુ આવરણ કરવાને શુ તે સમર્થ થઇ શકે ખરો ? કદી પણ નહિ. ફણિધર શેષનાગની ફણામા રહેલો મણિ પ્રાણાપહારી વિષના સંસર્ગમા રહ્યા છતા પણ શુ વિષાપહારી નથી હોઈ શકતો

અવશ્ય હોયજ છે કહેવાની મતલબ કે ચાહે તેવા સસર્ગમા રહ્યા છતા પણ સ્વરસવાહી દ્રવ્ય, પરભાવને નહિ ગ્રહણ કરતા પોતાના સ્વભાવને અવલબીનેજ રહે છે તેના ઉપર પારકા દોષની છાયા પડતી નથી. આ પ્રમાણે જ્યારે ભીમકુમારે મતિસાગરના મુદ્દાને જર્જરિત કર્યો ત્યારે ફરીથી તે કુમારને કહેવા લાગ્યો

મહાનુભાવ કુમારશ્રી ! આપે દર્શાવેલુ મણિનુ દષ્ટાત આપની સાધ્યસિદ્ધિના મુદ્દાને લેશ પણ સ્પર્શ કરી શકતુ નથી કારણકે દુનિયામા પદાર્થો બે પ્રકારના છે, કેટલાક ભાવુક દ્રવ્યો છે અને કેટલાક અભાવુક દ્રવ્યો છે ભાવુક પદાર્થો તેને કહેવામા આવે છે કે જેને અન્ય પદાર્થના ગુણદોષનો સસ્કાર બેસી શકે છે, જેમકે કે ઇપણ પ્રકારનુ તેલ, ગુલાબ, કેવડા, જાસુદ, ચમેલી વિગેરે સુગધી પુષ્પના સયોગે સુગધીમાન બને છે આમ્ર વૃક્ષનુ મૂળ અને લીબડાનુ મૂળ બને એકત્ર થવાથી લીંબડાના સસર્ગે મધુર આબો કડવા લીંબડાનુ કાર્ય સાધે છે આસ્વાદનીય મીઠુ જળ સમુદ્રજળના સસર્ગે પોતાના મધુર સ્વભાવનો પરિહાર કરી સમુદ્રજલના ખારા સ્વભાવનો સ્વિકાર કરે છે જ્યારે અભાવુક દ્રવ્યને કોઇપણ પદાર્થનો સસ્કાર લાગુ પડતો નથી જેમકે ઘણા લાબા કાળ સુધી વૈડૂર્યમણિના સસર્ગમા રહ્યા છતા પણ કાચમણિ તેના પ્રાધાન્ય ગુણને અગીકાર કરતુ નથી તેમ કાચભાવને છોડતુ પણ નથી તેમજ લાબા કાળ પર્યંત નલસ્તભનામની વનસ્પતિ શેલડીના ક્ષેત્રમા રહ્યા છતા કદીપણ શેલડીના મધુર સ્વભાવનો આદર કરતી નથી, કડવી તુબડી અડસઠ તીર્થમા પર્યટન કરે તો પણ તે મીઠી થતી નથી આ સઘળા અભાવુક દ્રવ્યો સમજવા

કુમારશ્રી ! તમોએ જણાવેલુ મણિનુ દષ્ટાત એ અભાવુક દ્રવ્ય છે એટલે વિષના સસર્ગમા રહ્યા છતા પણ તે મણિ વિષાપહારીપણાના સ્વભાવને સપૂર્ણતાએ જાળવી શકે છે પરતુ આપણો આત્મા અભાવુક દ્રવ્ય નથી પરતુ ભાવુક દ્રવ્ય છે એટલે સસર્ગના વશે તેનામા ગુણદોષનો આરોપ થઇ શકે છે આત્મા નિમિત્તવાસી છે, જેવા જેવા નિમિત્તો મળે તેવા તેવા પર્યાયોને ભજે છે ગુણીના સસર્ગથી ગુણી અને દુર્ગુણીના સસર્ગથી દુર્ગુણી બને છે, એકનો એક આત્મા અશુભદ્રવ્યના સસર્ગે ક્ષણભરમા છેક અધોગતિના દ્વાર ખુલ્લા કરે છે ત્યારે તેનો તેજ આત્મા શુભદ્રવ્ય સાથે શિવરમણીના અનુપમ ભોગ ભોગવવા ભાગ્ય-

શાળી બને છે 'संसर्गजा दोषगुणा भवन्ति' પ્રાણીઓને સંસર્ગના વશે ગુણદોષની પ્રાપ્તિ થાય છે

ભાગ્યશાળી ભીમકુમાર ! આત્મા વૈડૂર્યરત્ન જેવો કે વિષાપહારી મણિ જેવો નથી કે જેથી તેને દુર્જન સંસર્ગે મલીનતાદોષ પ્રાપ્ત ન થાય માટે આપને તે પાખંડીનો સંસર્ગ કરવો હિતકર નથી આ પ્રમાણે મંત્રિપુત્રે અનેક પ્રકારની યુક્તિએ કુમારને સમજાવ્યો છતા પણ પ્રતિજ્ઞાભંગ ભીરૂ અને પરોપકારશીલ ભીમકુમારે પોતાનો આગ્રહ છોડયો નહિ



## પ્રકરણ ૭ મું.



## કાળીરાત્રિનું કાળું કૃત્ય.



આજે કૃષ્ણચતુર્દશીનો દિવસ છે પોતાના પ્રતાપી કિરણોથી જનસમૂહને આકુળવ્યાકૂળ કરતો અંશુમાલી અસ્તાચળ તરફ ક્યારનોએ ઢળી ગયો હતો રંગબેરંગી વિચિત્ર વાદળાથી સુશોભિત સંધ્યાસમય પણ વ્યતીત થઇ ગયો એટલુજ નહિ પણ ગાઢ અંધકારમય કૃષ્ણ વસ્ત્રથી પૃથ્વીને આચ્છાદિત કરી રજનીદેવીએ સર્વ સ્થાને પોતાનુ અખંડ સામ્રાજ્ય ફેલાવ્યુ હતુ ઘોર તિમિરવ્યાપ્ત રજની હોવાથી ઉપવન વિગેરેમા રહેલા નીલ વર્ણવાળા ઘન ઘટાદાર વૃક્ષો શ્યામ વર્ણવાળા ભાસતા હતા, ચંડરશ્મિના પ્રખર કિરણોથી દિવસે સંતપ્ત થયેલુ વાતાવરણ શીતલતાનો આશ્રય કરવા લાગ્યુ હતુ સ્વાર્થલંપટી નિશાચરો પણ હર્ષિત વદને શુકન વિગેરેની ગવષણા કરતા પોતાની ચૌર્યવૃત્તિના કાર્યમા મશગુલ થવા લાગ્યા. જંગલોમા કોઇ કોઇ ઠેકાણે નિશાદેવીના આગમનથી હર્ષિત થતા ઘુવડ વિગેરેના ઘુત્કારાદિ શબ્દો શ્રવણ થવા લાગ્યા. કોઈ કોઇ સ્થળે બળતી ચિતાઓની વિકરાળ અને ભયંકર જ્વાલાજાલથી પ્રકાશિત પ્રેતભૂમિ, રણભૂમિમા સેંકડો શુરવીર લડાયક યોદ્ધાઓને હત પ્રહત કરનાર શુરવીરોને પણ ત્રાસદાયક થઇ પડે તેવી જણાતી હતી સર્વત્ર શુન્યકાર છવાઈ રહ્યો હતો.

આ સમયે બે પ્રૌઢ પુરૂષો નગરના મધ્ય ભાગમા રહેલા એક ગગનાવલમ્બી ભવ્ય ભુવનમાથી નિકળી નગરના દરવાજાની દિશા તરફ નિકળી ચુક્યા હતા. બે પુરૂષોમાથી એક પુરૂષ તેમા વેષ અને ગતિ

વિગેરે કાયિક ચેષ્ટા ઉપરથી રાજવંશીય શૂરવીર યોદ્ધા સમાન જણાતો હતો, તેણે પોતાના હાથમા મ્યાનરહિત ખુલ્લી સમશેર ધારણ કરી હતી, તેના શરીર ઉપર રહેલા દેદીપ્યમાન વસ્ત્રો અધારી રાત્રિમા વીજળીની માફક ચમકતા હતા, ભયોત્પાદક કાળીરાત્રિ છતા પણ નીડરતાથી લલિતગતિનુ ગમન તેનામા રહેલી શાતતા ગભીરતા અને શૂરવીરતાનુ સહજ અનુમાન કરાવતુ હતુ, જ્યારે બીજો પ્રૌઢ પુરૂષ બીજીજ સ્થિતિનુ ભાન કરાવતો હતો તેણે પોતાના શરીર ઉપર ભગવા વસ્ત્રો ધારણ કર્યા હતા તેના મસ્તક ઉપર કાળી ભ્રમર જેવી જટા શોભી રહી હતી વસ્ત્રથી અનાચ્છાદિત અગ ભસ્મ લગાવેલી હોવાથી શ્વેત વર્ણવાળુ જણાતુ હતુ કઠકદલમા રૂદ્રાક્ષના મણકાની મોટી માળા ધારણ કરી હતી શરીરબધારણ ઘણુ મજબુત જણાતુ હતુ ઇચ્છિત કાર્ય પૂર્ણ થવાની આશાએ તેના મુખ ઉપર હર્ષના છાયા છવાઈ રહી હતી

આ બન્ને પુરૂષો ચાલતા ચાલતા અનુક્રમે નગરની બહાર નીકળ્યા અને ક્વચિત ક્વચિત જણાતા ભડકારૂપ સોનેરી બુટ્ટાથી વ્યાપ્ત અધકારરૂપ શ્યામ સાટિકા ધારણ કરનારી પ્રેતભૂમિમા આવી પહોચ્યા

વાચકો સમજી શક્યા હશે–કે કાળીરાત્રિએ સ્મશાન ભૂમી તરફ આવનાર બે પુરૂષોમા શૂરવીર યોદ્ધા તે આપણી કથાનો નાયક નગરનો યુવરાજ પ્રતાપી ભીમકુમાર હતો અને જટાધારી તે વિદ્યાસાધકના પડદા નીચે રહી કુમારને પ્રપચજાળમા ફસાવનાર પાખડીજ હતો હવે આપણે તે પુરૂષને યોગી તરિકેજ ઓળખીશુ તેને પોતાનુ કાર્ય સાધવાનો અવસર કાળી ચતુર્દશીની રાત્રિનોજ હતો અને એટલાજ માટે તે યોગી કુમારને લઈ સ્મશાનભૂમિમા આવી પહોચ્યો હતો

પ્રપચી યોગિએ સ્મશાનભૂમિમા કોઇ એક જગ્યાએ ભૂમિ શુદ્ધ કરી વિદ્યા સાધવા માટે એક વિશાળ મડલની રચના કરી મધ્ય ભાગમા હોમ કરવાનો કુડ બનાવ્યો અને ઇષ્ટ કાર્યની નિર્વિઘ્ને પરિસમાપ્તિ કરવા ખાતર પ્રારભમા મગલભૂત કોઇ દેવીની યથાયોગ્ય વિધિપૂર્વક પૂજા કરી વિદ્યા સાધવાનો અવસર થયેલો હોવાથી પાસે ઉભેલા કુમારને કહ્યુ

સાહસિકશીરોમણિ કુમાર ! હવે તમો સાવધાન થાઓ, એટલે હુ મારી વિદ્યાનો જાપ કરવાની શરૂઆત કરૂ આપણા કાર્યમા પ્રતિબધક કોઇ દુષ્ટ વ્યતર દેવદેવી આપને છળી ન શકે એટલા માટે

પ્રથમ તો મને મંત્રોચ્ચારણપૂર્વક આપની શીખાનો બંધ કરવા દો એટલે આપણું કાર્ય બહુલ વિઘ્નવાળું ન રહે યોગીના વચન સાંભળી સ્વાભાવિક કુમારના હૃદયમાં એ વિચાર આવ્યો કે 'મંત્રબળે શરીરની રક્ષા કરી ઉત્તરસાધક બનવું એતો નરી નિર્બળતા ગણાય, અને તેમ કરવામાં મારા ક્ષત્રીયત્વને હાનિ પહોંચે, હું પરાક્રમી પણ શાનો ગણાઉં ? શૂરવીરતાની સાચી કસોટીનો અવસર તો આજ છે માટે શીખાબંધ કર્યા વિનાજ મારા સ્વાભાવિક પરાક્રમબળે હું તેનો ઉત્તર સાધક બની તેની વિદ્યા સિદ્ધ કરવામાં સહાયક થાઉં ' તત્ક્ષણ સાહસિક કુમારે હૃદયગત ભાવને શૌર્યતાપૂર્વક અને ઉદાત્તસ્વરે યોગી સમક્ષ પ્રગટ કર્યો

'ભદ્ર ! તમો લેશ પણ મારી ચિંતા ન કરશો તેમ શંકા પણ ન લાવશો, કે ભય ઉપસ્થિત થતા કાયર થઇ આ મારા કાર્યનો વિનાશ કરશે હું તેવો કાયર પુરૂષ નથી પ્રાણઘાતક પ્રસંગે પણ હું મારા ક્ષાત્રતેજને નહિ લજવાવા દઉં, માટે વિઘ્નરોધક શિખાબંધ કરવાની કશી જરૂર નથી જ્યાસુધી મારી પાસે સત્ત્વરૂપ શિખાબંધ તૈયાર છે ત્યાસુધી મને કોઇ છળી શકે એમ નથી માટે નિશ્ચિત રહી. તમે તમારૂં કાર્ય સાધવા તત્પર થાઓ' આ પ્રમાણે જણાવી સાહસિકશીરોમણિ કુમાર મ્યાનમાં રહેલી પોતાની ચપળ જીવ્હા સમાન તલવાર બહાર કાઢી ખુલ્લા ખડ્ગે અતિઉગ્ર સિંહની માફક કુંડની પાસે અને યોગિની અત્યંત નજીક આવી રક્ષા કરવા લાગ્યો પુરૂષસિંહ કુમારના વીરતાદર્શક વચનોદ્ગાર સાંભળી યોગી સ્તબ્ધ થઈ ગયો અને ઉંડા વિચારસાગરમાં ગોથા ખાવા લાગ્યો. અરે હવે શું કરીશ ' શું સઘળી મહેનત નિષ્ફળ જશે ' શું વિસ્તારેલી જાળ ક્ષણવારમાં તુટી જશે ' યોગીને આવા નિરાશાજનક વિચારો ઉદ્ભવવાનું કારણ તેની મનકામના કોઇ જુદુંજ સાધ્ય સિદ્ધ કરવાની હતી તેમાજ તેને વિઘ્ન આવી નડયું

સ્વાર્થલંપટ દેવીભક્ત યોગીની અભિલાષા આ અવસરે જાપ હોમ કરી મંત્ર સિદ્ધ કરવાની ન હતી કે તેમાં કુમારને ઉત્તરસાધક કરવાની જરૂર પડે તેની ઇચ્છા તો પ્રશસ્ત લક્ષણવાન પુરૂષના મસ્તકરૂપ કમલથી દેવીપૂજન કરી મંત્ર સિદ્ધ કરવાની હતી અને તેને માટેજ આ સઘળો પ્રપંચ વિસ્તાર્યો હતો લક્ષણવાન પુરૂષ શોધવા માટે તે થોડા ઘણા સ્થળોએ ભ્રમણ કરી ચુકયો હતો પણ કોઇ સ્થળે તેવો ઉત્તમ લક્ષણવાન પુરૂષ મળી શકયો નહિ છેવટે શોધતા શોધતા તેને

ભીમકુમારનો ભેટો થયો અને તેની આગળ પોતાની પ્રપંચજાળ પાથરી. મુગ્ધ કુમાર તેમા ફસાયો પરંતુ કુમારના ભાગ્યોદયે શીઘ્રાગમનના જયથી યોગી તેનુ મસ્તક વિદારણ કરવાની પોતાની મનોકામના ફળવતી કરી શક્યો નહિ તેથી તરફથી વિદ્યા સિદ્ધ કરવામા તેને એટલીજ ન્યુનતા હતી આજ હેતુથી તેના હૃદયમા ઉપર્યુક્ત વિચારો ઉદ્ભવ્યા હતા પરંતુ ક્ષણવારમા નિષ્ઠુર હૃદયના યોગીની નિરાશાજનક વિચારણા પલટાઈ ગઈ, અને હૃદયભેદક વિચારમાળા ઉત્પન્ન થઈ અરે! ભલે મારુ શિખાબંધનુ છલ વ્યર્થ ગયુ તેથી શુ થઈ ગયુ! હજુ જરા પણ બાજી બગડી નથી, કપટથી નહિં તો પરાક્રમે કરીને પણ તેના મસ્તકનુ વિદારણ કરૂ તોજ હુ ખરો, છેવટ સુધી પહોચેલો મામલો થોડા માટે હુ વ્યર્થ નહિ જવા દેઉ, શિખર પર્યંત પહોચેલો મહેલ તેને કોઇ પણ ઉપાયે હુ નહિજ પડવા દઉ, હાથમા આવેલો શિકાર છટકી જાય તો થઈ ચુક્યુ આ વિદ્યા સિદ્ધ થવાની આશા આકાશકુસુમ જેવી વ્યર્થ થાય કોટી ઉપાયે પણ મારો પરિશ્રમ નિષ્ફળ તો નહિં જ થવા દઉ આ પ્રમાણે હૃદયમા નિશ્ચય કરીને તે યોગીએ કુમારને ભય ઉત્પન્ન કરવા માટે આકાશ જેવુ વિશાળ બિભત્સ અને વિકાળ રૂપ વિકુર્વ્યુ, જેના કર્ણયુગલના બન્ને વિવરો વિશાળ કુવા સમાન ભયાનક જણાતા હતા, અતિસ્થૂળ અને લાંબી બન્ને ભુજાઓના હસ્તયુગલમા ચપળ અને ચમકતી મ્હોટી કાતરો કઠોર સ્વર કરી રહી હતી વળી યોગીએ તે વખતે મહાભયોત્પાદક દારૂણ ગર્જારવ કર્યો. જાણે પ્રલયકાળના મેઘનો ગર્જારવ હોય નહિ કે શુ? વિશ્વક્ષોભક આવા દારૂણ ગર્જારવથી દેવ અને દાનવો પણ ભ્રમિત થઈ ગયા અને તેઓને પણ ક્ષણવારમા ક્ષોભ થયો

ભિષ્મપરાક્રમી ભીમકુમાર યોગી તરફથી ઉદ્ભવેલો આવો અસભાવ્ય બનાવ જોઇ અતિ આશ્ચર્ય પામ્યો તેને એમ થયુ કે અતિ શીતલ જલમાથી પ્રચડ જ્વાળા શી રીતે નીકળી પરંતુ કુમારનુ એ અનુમાન અસત્ય હતુ ભલે કુમાર યોગીને શીતલ જલ માનતો હતો પણ તે તો પ્રથમથીજ પ્રચ્છન્ન દાવાનળ હતો, પર્વતના શિખરોને પણ કપાવે તેવો યોગીનો બ્રહ્માંડ સ્ફોટસદશ ધ્વનિ કુમારના એક રૂવાટાને પણ કપાવી શક્યો નહિ, તેનુ ભયાનક રૂપ પણ તેને ભયભીત કરી શક્યુ નહિ પ્રત્યુત તે વિસદશ રૂપે અને ત્રાસદાયી ધ્વનિએ કુમારને નિડર અને નિષ્પ્રકંપ બનાવ્યો કાપાલિકની આવી વિરૂપ ચેષ્ટા જોઇ કુમારને કોપ ચઢી આવ્યો, અને નિષ્પ્રકંપ હૃદયે

યમજીહ્વા સમાન પોતાની કૃપાણ યોગી સન્મુખ ચારે બાજુએ ભમાવવા લાગ્યો આ અવસરે કુમારને પોતાના પરમપ્રિય મિત્ર અને વિશ્વાસુ મંત્રી મતિસાગરનુ સ્મરણ થઈ આવ્યુ અને તેણે કહેલા પ્રત્યેક વચનો પણ પોતાની દૃષ્ટિસમક્ષ ખડા થઇ ગયા

"અરે ! સમગ્ર વિશ્વને શ્રાપરૂપ પ્રચંડ પાપી આ યોગીએ કોણ જાણે પોતાની જીંદગીમા આવા કેટલાયે કરપીણ કાર્યો કર્યા હશે" આ પ્રમાણે કુમાર જ્યા વિચાર કરે છે એટલામા તો વિરૂપધારી કાપાલિક કુમારને ઉદ્દેશીને કઠોર ધ્વનિએ બોલ્યો "રે ! રે ! ! બાલ ! મારે તારૂ મસ્તક ગ્રહણ કરવુ છે, મારે મારી કાર્યસિદ્ધિમા તેનુ પ્રયોજન છે, માટે જલદીથી તારાજ શસ્ત્ર દ્વારા તારા મસ્તકનો છેદ કરી મને અર્પણ કરી દે જો તુ તારી મેળેજ મને અર્પણ કરશે તો પરોપકારજન્ય પુણ્યદ્વારા અને મારી વિદ્યાના પ્રભાવે આવતા જન્મમા તુ સુખી થઈશ"

યોગીના આ શબ્દો સાભળી અભિત અને સાહસિક કુમાર બોલ્યો કે–અરે પાપી ! તુ આ શુ બોલી રહ્યો છે ! અરે ! દુષ્ટ ! ! નડાવ ! કુપાખડી ! ! માયાવી ! ! ! તુ એમ ધારતો હશે કે–નિર્બળ મનુષ્યની જેમ આ બાળકનો હુ શિરચ્છેદ કરી તેને યમદ્વારમા પહોચતો કરૂ, પણ ચોક્કસ સમજજે કે તારી એ ધારણા નિષ્ફળ જશે. તુ મને બાળક ન સમજીશ તારા જેવા ઘોર અપરાધી પાપીને માટે તો હુ સાક્ષાત યમરાજા છુ મારૂ મસ્તક લેતા તો તને ઘણી વાર લાગશે, પરંતુ વિજળીની માફક ચમકારા કરતી આ મારી કૃપાણવડે ક્ષણવારમાજ તારો શિરચ્છેદ થશે અઘોર કૃત્યકારી સાક્ષાત્ મૃત્યુ સમાન તારા જેવા હિંસક પરીણામીઓનો વિનાશ થવાથી દુનિયા નિરાકૂળ બની દુઃખના ડુગર તળે ચગદાતી બચી જશે અને સુખમા કાલ નિર્ગમન કરશે દુનિયામા તારા જેવા વિશ્વાસઘાતી પાપીઓની જરૂરજ નથી કુમાર ભિષણ ભ્રકુટીએ આ શબ્દોનો ઉચ્ચાર કરી રહ્યો છે એટલામા તો દુષ્ટ કાપાલિકે કુમારના શરીર ઉપર તિક્ષ્ણ શસ્ત્રનો જોરથી ઘા કર્યો પરંતુ ક્ષત્રિય વીર કુમારે ચાલાકીથી પોતાની તલવારદ્વારા તેનો ઘા ચુકાવી, એકદમ કુદકો મારી, તેના સ્કંધ ઉપર આરૂઢ થયો તિક્ષ્ણ નખી કૃશઉદરવાળો અને લપલપાયમાન થતી જીહ્વાને ધારણ કરતો સિંહ, હાથીના સ્કંધ ઉપર રહ્યો છતો જેમ શોભાયમાન દીસે છે તેમ, ચમકતી કરવાલસહિત કુમાર કાપાલિકના વિશાળ સ્કંધ ઉપર રહ્યો છતો શોભવા લાગ્યો

કુમારને કાપાલિકનું મસ્તક છેદતાં હવે જરાપણ વાર લાગે તેવું ન હતુ. તિક્ષ્ણ અસિધારા પણ હાથમાં તૈયારજ હતી માત્ર તેની ગરદન ઉપર મુકવાનીજ વાર હતી આ અવસરે સમ્યગ્દષ્ટિ કુમારના ઉદાર અંતઃકરણમા અતિ પ્રશંસનીય ભાવના સ્ફુરાયમાન થઈ સમ્યગ્દર્શનનું પ્રથમ લક્ષણ શમ તેના રોમેરોમમાં ઓતપ્રોત થઇ રહ્યુ હતુ. જો કે કાપાલિકની નિષ્ઠુર વૃત્તિ જ્યારે નિહાળી ત્યારે તેમાં અંતઃકરણમાં આવેશનો ઉદય થયો હતો પરંતુ, આ અવસરે તેના નિર્મલ અંતઃકરણમા શમામૃતનો પ્રવાહ પુર જોસથી વહી રહ્યો હતો. ઘોર અપરાધી છતા પણ તેના પ્રત્યે પ્રતિકુલ આચરણા તો દૂર રહો પરંતુ પ્રતિકુલ વિચારણાથી પણ કુમાર પાછો ફર્યો પ્રત્યુત એ વિચારણા થઈ કે મારા મસ્તકદ્વારા પોતાનું કાર્ય સિદ્ધ કરવા ખાતર મારી ઉપર શસ્ત્રનો ઘા કરનાર આ કાપાલિકને શુ હુ મારા શસ્ત્રદ્વારા મારી નાખુ ? શુ હુ તેની જીવનદોરીનો અત્યારથી જ છેદ કરૂ ? નહિ નહિ આતો મારો ઉપકારી છે ભલે પોતાની સ્વાર્થસાધક કપટવૃત્તિને લઇને હો છતાં પણ તેણે મારી દશ દિવસ પર્યંત સેવા કરી છે ઉપકારીનો વિનાશ કરી હુ મારા ક્ષત્રિયત્વને કદાપી પણ કલંકિત નહિજ કરૂ વળી બીજી હકીકત એ છે કે—આ કાપાલિકનો વિનાશ કરવાથી મને કશુ ફળ મળી શકે એમ નથી પ્રત્યુત અરસ-પરસ વૈરની પરંપરા વૃદ્ધિ પામતા ભવાંતરમા પણ એક બીજાના અંતરમાં દ્વેષાગ્નિનો પ્રબળ પ્રતાપ ઉત્પન્ન થઇ ઉત્તરોત્તર વૈરના વિષમ ચક્રમા અથડાવુ પડે અને પરિણામે આ સઘળુ ઉભયને અહિતકરજ નીવડે એ નિઃસદેહ છે અને જો હુ તેનો વિનાશ નહિ કરૂ તો ઉભયને લાભની પ્રાપ્તિ થવાનો સંભવ ઘટી શકે છે દુનિયામા કહેવત છે કે–" જીવતો નર ભદ્રા પામશે " જો આ કાપાલિક જીવતો હશે તો કોઈ અવસરે તેવા પ્રકારના ઉત્તમ સયોગો પામીને ધર્મમાર્ગમાં જોડાઇ શકશે જો કે આ અવસરે તેનુ હૃદય તેના કાર્ય ઉપરથી હિંસક પરિણામથી ભરપૂર જણાય છે પરંતુ, દરેક અવસરે પ્રાણીઓના અધ્યવસાયો સરખા રહી શકતા નથી અધ્યવસાયોનો ફેરફાર વારંવાર થયાજ કરે છે, એક અવસરે જે આત્મા હિંસક પરિણામની પ્રચંડ જ્વાલામા જાજ્વલ્યમાન થતો હોય તેજ આત્મા કોઈ અવસરે અપ્રતિમ અહિંસક ભાવનાના અમૃતરસવાહી જલપ્રવાહથી પોતાને અને જનતાના અંતઃકરણોને શાંત બનાવી દે છે ચિલાતિપુત્ર અને દૃઢપ્રહારી જેવા, પાપાત્મા મટી તેજ ભવમાં પુણ્યાત્મા થયા છે શાસ્ત્રોમાં

આવા અનેક દૃષ્ટાંતો દૃષ્ટિગોચર થાય છે દુનિયામાં આવા અનુભવો ઘણાઓને પ્રત્યક્ષસિદ્ધ છે તો કોઈપણ અવસરે આજ યોગી સમ્યક્ત્વ ચિંતામણિરત્ન પામી જિનેશ્વરપ્રણીત સન્માર્ગનો અનુયાયી બની, પોતાના મનુષ્યજીવનને સફલ કરી, ભવાંતરમાં સદ્ગતિનું ભાજન થઈ શકે માટે, તેનો સંહાર કરવો મારે ઉચિત નથી

પ્રવચનપ્રણેતાઓ દર્શાવે છે કે ચંદ્ર અને સૂર્ય જેમ ગગનમંડળને શોભાવી રહ્યા છે તેમ આ દુનિયાને અન્ય ઉપર ઉપકાર કરનારા અને અન્યના ઉપકારને જાણનારા પ્રાણીઓ શોભાવી રહ્યા છે દુનિયામાં ઉપકારજ્ઞ પ્રાણીઓ મળવા ઘણાજ મુશ્કેલ છે જો કે કેવળ અન્ય પ્રત્યે ઉપકાર કરનારા ઘણાય મળી આવે છે પરંતુ તેની અપેક્ષાએ અન્યના ઉપકારને સંપૂર્ણ રીતે જાણનારા ઘણા જુજ મળી શકે છે.

ઉપકારજ્ઞ કુમારે વિષમ વિષથી ભરેલા ભાજનની અંદર રહેલા એક અમૃતના બિંદુને પણ શોધી કાઢી વિવેકી રાજહંસના જેવુંજ કાર્ય કર્યું આવા વિકટ સમયે ઉદાર ભાવનાનો વિકાશ થવો એ ઓછું પ્રશંસનીય ન ગણાય પ્રાણુસંકટે પણ કુમારે પોતાની અહિંસક પ્રકૃતિને ઉત્તેજીત કરી પ્રતિજ્ઞાતીત કાર્ય કર્યું ધન્ય છે તે જિનેશ્વરમાર્ગના અનન્ય ઉપાસકને ! કહ્યું છે જે—**'અપરાધીશું પણ નવી ચિત્ત થકી ચિંતવીએ પ્રતિકૂલ, સુગુણનર શ્રીજિનભાષિત વચન વિચારીયે.'** કુમારનું કરુણારસવાહી હૃદય જ્યારે આ પ્રમાણે ઉત્તરોત્તર સૌમ્યભાવને ભજવા લાગ્યું ત્યારે પ્રચંડ પાપી કાપાલિકનું અપચી હૃદય કુમાર પ્રત્યે અધિકાધિક ક્રૌર્ય ભાવને ભજવા લાગ્યું.

પોતાના પ્રારબ્ધને અનુસાર ઉત્તમ અને અધમ પ્રાણીઓની દિશાજ પરસ્પર વિરૂદ્ધ હોય છે સજ્જન પુરૂષ સન્માર્ગની ઉજ્વળ દિશા તરફ પ્રયાણ કરે છે ત્યારે દુર્જન ઉન્માર્ગના અંધકારમય અવસ્થામાં ગોથાં ખાય છે

કુમારનું નિ:સિમ પરાક્રમ નિહાળી યોગી હૃદયમાં ક્ષોભ તો પામ્યો પણ સ્વાર્થસાધક બુદ્ધિએ તેના ક્ષોભને હણી નાખ્યો અધમ શિરોમણિએ પોતાની દિશા અધમ માર્ગ તરફ તાકી મૈત્રી અને કરુણાભાવનાનો રસીયો કુમાર જ્યારે પોતાની પવિત્ર ભાવનાઓમાં રક્ત હતો, ત્યારે નિષ્ઠુર હૃદયનો કાપાલિક કુમારનો ઘાટ ઘડવાને કોઈ વિચિત્ર કલ્પનામાંજ રમી રહ્યો હતો. તરતજ કાપાલિકે પોતાની દૃઢ મુષ્ઠિથી કુમારના બન્ને પગ પકડી જોરથી આકાશમાં ઉછાળ્યો અને પાછો નીચે પડતાં હાથમાં રહેલી તિક્ષ્ણ કાતરથી વીંધી નાખી તેનો

બદતર નાશ કરવાની દારૂણ ભાવનામા તરબોળ બની, કુમારને નીચે પડવાની રાહ જોતો ઉભો હતો
આ પ્રમાણે પાશવિકવૃત્તિના ઉપાસક દુષ્ટ કાપાલિકે કૃષ્ણચતુર્દશીની કાળીરાત્રિએ આવુ ..ળુ કૃત્ય કરી પોતાના નામની સાથે જાતીને પણ કલકિત કરી.



## પ્રકરણ ૮ મુ.



### દેવીભુવન

મધ્યરાત્રિનો સમય અતીત થયો હતો, ગગનમડળમા રહેલા ચકચકતા તારાઓ કૃષ્ણ રાત્રિના ગાઢ અધકારમા મદ મદ પ્રકાશ કરી રહ્યા હતા મદ મદ ફુકાતી શીતળ પવનલહરીઓ ધીમા અને ગભીર અવાજથી રજનીદેવીની પૂર્ણ શાતિમા મધુર ગર્જના કરતી, વૃક્ષોના પાદડાને નચાવી રહી હતી સર્વત્ર શીતલતા અને શાતિનુ સામ્રાજ્ય વીલસી રહ્યુ હતુ આ અવસરે અનુપમ લાવણ્યસપન્ન કોઇ દેવરમણી પ્રસન્નવદને આકાશમાર્ગે પ્રયાણ કરી રહી હતી તેના કોમળ કરસપુટમા પ્રભાવસપન્ન અને સૌદર્યશાળી તેજસ્વી માનવવ્યક્તિ મૂર્છિત થયેલી જણાતી હતી. ઘણીજ કાળજીપૂર્વક તેને લઇ જતી હોવાથી પ્રેક્ષકને એમ સહજ કલ્પના થઇ શકે કે—આ દેવરમણી મૂર્છિત માનવવ્યક્તિની દ્વેષી નહિ પણ રાગી હોવી જોઇએ

અવિચ્છિન્ન પ્રયાણ કરતી અનુક્રમે તે રમણી ધીચ જગલમા આવી પહોચી અને પ્રથમ કરતા જમીનની સપાટીથી કાઇક વધારે ઉચે જવા લાગી ઉચે જવાનુ કારણ એ હતુ કે તે સ્થળે એક ઉચો અને વિસ્તિર્ણ પર્વત આવેલો હતો સ્થળે સ્થળે પર્વતમાથી નિકળતી નદીના ઝરણાઓ શાત રજનીએ નુપૂરના ઝકારનુ અનુકરણ કરતા હતા લીલાછમ વૃક્ષોની ઘનઘટા ઉષ્ણ ઋતુમા પણ શીતઋતુનુ ભાન કરાવે તેવી હતી વિવિધજાતીય વૃક્ષોના સગધી પુષ્પોથી દશેદિશાઓને વાસિત કરતો સુગધી વાયુ સર્વત્ર પ્રસરી રહ્યો હતો વનવાસી પશુ પક્ષીઓના અવ્યક્ત શબ્દો શિવાય બીજા શબ્દો કર્ણગોચર થતા ન હતા. વચમા મદાધ હસ્તિઓના ગભીર

ઘોષ શ્રવણપથમા પડતા હતા તેઓના ગડસ્થળમાથી ઝરતા સુગધી મદવારીની સૌરભ સર્વત્ર ફેલાઇ ગઇ હતી વિવિધ પ્રકારની રમણિય વનલક્ષ્મીથી ભરપૂર આ પર્વતની ઉપર કેટલોક પથ કાપ્યા બાદ તે દેવરમણીએ પોતાની શીઘ્રગતીમા મદતા કરી, અને ધીમે ધીમે આકાશમાથી નીચે ઉતરવા માડયુ ત્યા આગળ એક વિશાળ સમચોરસ સપાટ ભૂમી આવેલી હતી, જેના બરોબર મધ્ય ભાગમાં શ્વેતવર્ણીય અતિવિસ્તારવાળી અને અતિ ઉચી એક ભવ્ય ઇમારત હતી ઇમારતનો ઉજ્વલવર્ણ વાસકના ઉજ્વલ પુણ્યપૂજનેજ પ્રગટ કરતો ન હોય તેવો શોભતો હતો નિબિડ અધકારમય શ્યામ રજનીમા તે ઇમારત દૂરથી દેખનારને સાક્ષાત્ રજનીકરનુ ભાન કરાવી રહી હતી ઇમારતની ચારે દિશાએ સુદર બગીચો શોભી રહ્યો હતો, જેમા અનેક પ્રકારના ફળદ્રુપ વૃક્ષોની હાર પ્રેક્ષકોના ચિત્તનુ આકર્ષણ કરી રહી હતી ઉત્તમ જાતીના પુષ્પો સબધી વિશાળ વેલડીઓ અને છોડો વિગેરે વિવિત્રપ્રકારની રચનાથી ગોઠવવામા આવ્યા હતા વચમા વચમા રહેલી સુદર બેઠકો બગીચાની શોભામા અધિક વૃદ્ધિ પમાડતી હતી

ગગનગામીની દેવરમણીએ સુધાકર સમાન ઉજ્વળ જણાતી બગીચાની મધ્યમા રહેલી તે ઇમારતમા પ્રવેશ કર્યો અને મધ્યમા રહેલા એક ભવ્ય દિવાનખાનામા આવી પહોચી, જ્યા આગળ સ્થળે સ્થળે વિવિધજાતીના આસનો ગોઠવી મુકેલા હતા ચારે બાજુની ભીંતો પર સુદર ચિત્રકારે ચિત્રેલા રગબેરગી વિવિધજાતીના પશુ પક્ષીઓના ચિત્રો પ્રેક્ષકોના ચિત્તને સચેતન અવસ્થાનુ ભાન કરાવી રહ્યા હતા સર્વ આસનોની મધ્યમા અન્ય આસનો કરતા કાઇક ઉચુ અને વિસ્તારવાળુ એક રત્નજડિત સુવર્ણમય સિહાસન શોભી રહ્યુ હતું દેવરમણીએ પોતાના કોમલ કરસપૂટમા રહેલી પેલી મૂર્છિત માનવવ્યક્તિને ધીમે ધીમે તેજ આસન ઉપર અલકૃત કરી અને પોતેજ પવન વિગેરે શીતોપચારથી તેની મર્છા ઉતારવા પ્રયત્ન કરવા લાગી

વાચકો ! મૂર્છિત માનવવ્યક્તિ આપણી પરિચિત વ્યક્તિ છે. તે આપણી કથાનો નાયક ભીમકુમાર પોતેજ હતો આ લાવણ્યભરપૂર દેવાગનાના કરસંપૂટમા તે કેવી રીતે આવ્યો એ આપણે હમણાજ તેઓના વાર્તાલાપથી જાણીશુ

શીતલોપચારથી અલ્પ સમયમા મૂર્છિત કુમારની મૂર્છા વળી

એટલે નિમિલિત નેત્રો પ્રફુલ્લ થયા કુમાર આજુબાજુનો દેખાવ જોઇ અતિ આશ્ચર્ય પામ્યો અહો આ શુ ! પોતાને એક દિવ્ય સિંહાસન ઉપર બેઠેલો જોઇ, હુ અહિંઆ કયાથી ! મને અહિંઆં કોણ લાવ્યુ હશે ! આવો બનાવ શી રીતે બન્યો હશે ! અતરમા આ વિચારની સ્ફુરણા સાથેજ તેની દૃષ્ટિ પોતાની સન્મુખ હાથ જોડીને ઉભી રહેલી દેવરમણી ઉપર પડી

યૌવનમદમાતી સૌમ્યવદના દેવરમણી કુમારની સન્મુખ નિહાળી પ્રેમાળ વચને બોલી ભદ્ર ! આપ શુ જોઇ રહ્યા છો ? આપના અંતઃકરણમા સ્ફુરાયેલા વિચારોનુ સ્પષ્ટિકરણ હુ હમણાજ કરૂ છુ. જે આપ એકચિત્તથી શ્રવણ કરો નદી કુડ દ્રહ વિગેરે જલાશયોથી વ્યાપ્ત રમાતળમા પ્રસિદ્ધ પામેલો નિષ્ધગિરિ નામનો આ પર્વત છે અને જે મકાનમા આપ બિરાજમાન થયા છો તે મારૂ દૈવિકશકિતથી નિર્માણ કરેલુ વૈક્રિય ક્રિડાભુવન છે હુ વ્યતરનિકાયમા ઉત્પન્ન થયેલી યક્ષિણી છુ, મારૂ નામ કમલાક્ષી છે, મારા સઘળા દેવીદેવીના પરિવાર સહિત મારી ઇચ્છાઅનુસાર હુ અહિંઆ ક્રિડા કરવા માટે રહી છુ આજે હુ અષ્ટાપદ પર્વત ઉપર ગઈ હતી, ત્યાથી પાછા વળતા માર્ગમા એક દુષ્ટ કાપાલિકે આપને આકાશમા ફેકયા મારી દૃષ્ટિ આપના તરફ પડી એટલે આકાશમાથી નીચે પડતા આપને મે પ્રયત્નપૂર્વક ધારણ કરી લીધા પ્રબળવેગવાળા ઉત્પતનજનિત કષ્ટથી આપને મુર્છા આવી ગઇ હતી એટલે કોઇ પ્રકારની આપને ખબર પડી નથી, ત્યાર પછી મારા કરસંપૂટમા ધારણ કરી આપને હુ અહિંઆ લઈ આવી છુ

ગગન મંડળમા ઉછળતા પરાક્રમી ભીમકુમારની તેજસ્વી મુદ્રા અને શરીરસૌદર્ય નિહાળી તેજ અવસરે યક્ષિણી મન્મથના વિષમ બાણથી ઘવાઈ હતી, તેણીનુ હૃદય કામવિકારથી વ્યાપ્ત થયુ હતુ એટલે કુમારનુ રક્ષણ કરવામા એકાતે તેની ધર્મબુદ્ધિજ ન હતી પણ પૌદ્ગલિક પ્રેમવ્યાપ્ત સ્વાર્થાંધતા સાથે ભળેલીજ હતી

ઇંદ્રિયોના બળ આગળ પ્રબળ મનુષ્યો પણ નિર્બળ થઇ જાય છે. સેકડો શુરવીર સુભટોને હફાવી પોતાના ક્ષાત્રતેજને ઝળકાવનાર ક્ષત્રીયવીર સત્ત્વહીન બની જાય છે કામના તાન પાસે જ્ઞાનવાન પણ અજ્ઞાની થઈ જાય છે, વિદ્વાન પણ મૂર્ખ થઈ જાય છે, પ્રતિજ્ઞાભંગ બીરૂ પ્રતિજ્ઞાનો ભજક થાય છે પ્રત્યક્ષ ઉપાધીને નિરૂપાધી માને છે. હજારોગમેવાચેલા વૈરાગ્યના પુસ્તકોનુ પાંડિત્ય વ્યર્થ થઈ જાય છે,

શાસ્ત્રોના ગંભીર અને ઉંડા રહસ્યને જાણનાર વિદ્વદ્વર્યો પતિત થઈ જાય છે આ ઇંદ્રિયોના બળ સામે જેઓ ટકી રહે, પૂરપ્રવાહમાં પ્રતિશ્રોતે તરે, ઇંદ્રિયોના વેગને લાત મારી વીરતાથી તેનો પરાજય કરે, તેજ સાચો શુરવીર, તેજ મહાપુરૂષ અને તેજ મહાવીર છે

અનેક અપ્સરાના વૃંદોની સાથે દિવ્યકેલી કરનાર અને અનેક વિબુધોને હુકમ કરનાર વિબુધવનિતા યક્ષિણી હાડમાસ અસ્થિ મજ્જા શુક્ર વિગેરે અશુચિમય પદાર્થોથી ઘણે દૂર રહેનારી છતા અશુચીમય કુમારના ઔદારિક પુદ્ગલમા મોહ પામી, તેમાંજ તેણે પોતાનું સુખ જોયુ સ્વાર્થસાધક બુદ્ધિએ આ અવસરે તે કુમાર પ્રત્યે બોલી

હે ! શરણાગતવત્સલ કુમાર ! હે પુરૂષોત્તમ !! હવે હુ તારે શરણે આવેલી છું, મારૂ રક્ષણ કર આ ભૂમડળપર તારા સમાન મારો બીજો કોઈ રક્ષક નથી હુ પ્રાણઘાતક સકટમા આવી પડી છુ, દુર્વાર કામદેવના તિક્ષ્ણ શસ્ત્રપહારોથી મારૂ અગ જર્જરિત થઈ ગયું છુ, હવે તે માર મારાથી સહન થઈ શકતો નથી. મન્મથના વિષય જ્વરથી હુ રોગાર્ત્ત થઈ છુ આપ મને ધન્વતરી વૈદ્ય મળ્યા માટે હવે આપના સગમશીતલજલથી મારા રોગની ચિકિત્સા કરી મને નિરોગી બનાવો આ અપ્સરાઓના વૃંદ અને વિબુધસમૂહ આપનો કિંકર છે આપની આજ્ઞાને શિરસાવદ્ય કરી કાર્ય કરનારો છે અને હુ આપના ચરણકમલની સેવિકા છુ આપ જે આજ્ઞા ફરમાવો તે સઘળુ હુ કરવા તૈયાર છુ માટે આ સર્વ ઋદ્ધિનો આપ ઉપભોગ કરો અને કૃપા કરી મને અગીકાર કરો

**विकार हेतौ सति विक्रियन्ते,**
**येषां न चेतांसि त एव धीराः**

જેઓ વિષયવિકારોને ઉત્પન્ન કરનારા સાધનોમા રહેલા છતાં, ઇંદ્રિયોને સતેજ કરનારા પ્રલોભનોના પજામાં સપડાયા છતા, પોતાના અંતકરણને વિકારવશવર્તી થવા દેતા નથી, જેઓ મધમાખીની પેઠે બાલ્યથી મધુરા જણાતા પદાર્થોની રગરેલમા નતણાતા સ્વકર્ત્તવ્યથી જરા પણ ચલાયમાન થતા નથી, તેઓજ ખરેખરા ધીર અને વીર પુરૂષો છે શુન્ય અરણ્યમાં જઈ નિર્જન ગુફાઓમાં સ્વસ્થ ચિત્તે સાંસારિક પ્રપંચોથી આત્મધ્યાનની તાનમાં રમણ કરનારા [illegible] આવેલી રમણી સ્ત્રી પુત્ર મિત્ર માતા પિતા સ્વજન સંબંધી [illegible] વિગેરે સર્વસ્વનો ત્યાગ કરી આત્મહિતાર્થે વિશુદ્ધ માર્ગમાં પ્રવૃત્તિ કરનારા પણ સંબંધમાં આવતી, પરંતુ પ્રલોભનના

પ જામા સપડાયા છતા ઉન્મત્ત ઇંદ્રિયોને અ કુશમાં રાખનારાઓ બહુજ અલ્પ હોય છે આજ વિષયને અ ગે અક્ષય કીર્તિવાન મહાત્મા **શ્રીસ્થુલીભદ્રનુ** નામ જૈન ઇતિહાસમા સુવર્ણાક્ષરે કોતરાઇ રહ્યુ છે. તેઓ પોતાની અતિ પરિચિત અને પ્રેમાળ કોશા વેશ્યાના આગારમાં વસવા છતા, એટલુંજ નહિ વિનાસ વૈભવની કાલિમામય કોટડીમા પુરાયા છતા શ્યામતાનો સ્પર્શ કર્યાવિનાજ અણિશુદ્ધ બહાર આવ્યા હતા એટલે કે વિષયવિકારોત્પાદક પ્રત્યેક સાધનોની મધ્યમા રહીને પણ તેમણે વિષયવિકારોને એવા પ્રબળ વેગથી પ્રહાર કર્યો કે ફરી તે વિકારો તેમની સન્મુખ દૃષ્ટિપાત પણ કરી શકયા નહિ આવા પ્રસ ગોમા પગલે પગલે તેમને કેવા પ્રકારનો મનોનિગ્રહ કરવો પડયો હશે ? કેવી દઢતા ધારણ કરવી પડી હશે ? વિકાળ સિ હના મુખમાથી છુટવુ સહેલ છે પર તુ રાગના પ જામાથી છુટવુ ઘણુજ મુશ્કેલીભર્યુ છે, તેવા સમયમા આત્મવિશુદ્ધિ ટકાવવી તેમાજ સાચુ વીરત્વ રહેલુ છે

આદર્શ ગૃહસ્થાવાસ તરિકેનુ વિશુદ્ધ જીવન ગુજારનાર 'સ્થુલિભદ્ર મહર્ષિ જેવા ત્યાગી નહિ' પણ એક ગૃહસ્થ શ્રેષ્ઠિવર્ય **સુદર્શનનુ** જે જીવનવૃત્તાત જૈનસમાજમા આબાલગોપાળ પર્યંત મશહુર છે, જે મહાભાગ, દુન્યવી મોજે, કુટુ બવ્યવહાર, પત્નિ, પુત્ર, સ્વજન વિગેરે સાસારિક પ્રપ ચોથી છેક વિમુખ નહોતા, રાગદશાથી ર ગાયેલા હતા, છતા પણ કુટિલ ઇંદ્રિયોને પોતાના કબજામા રાખી, તેમણે પુરોહિતપત્નિ કપિલાના પ્રસ ગમા કેવી સમયસૂચકતા વાપરી અને રાણી **અભયાના** પ્રસ ગમા કેવો મનોનિગ્રહ કર્યો અને પ્રાણાતકષ્ટપર્યંત પણ એક પત્નિવ્રતમા કેવા અડગ રહ્યા જે તેમનુ વૃત્તાત આજે પણ સ્મૃતિપથમા આવતા અગર, શાસ્ત્રોમા અવલોકન કરતા જનસમાજને આશ્ચર્યચકિત કરે છે

આવા આદર્શ પુરૂષોના માર્ગે તેના પગલે પગલે ચાલનારો પ્રતાપી **ભીમ**કુમાર સાચો પ્રતાપીજ હતો, સાથે દઢ વિચારવાળો પણ હતો, મલીનતાની દુર્વાસ તેના પવિત્ર આત્માને સ્પર્શમાત્ર પણ કરી શકે એમ નહોતું

મોહદશાપ્રેરિત **યક્ષિણીએ** મોહક વચનોથી કુમારને મન્મથના ભય કર મહાર્ણવમા નાખવાનો પ્રબળ પ્રયત્ન કર્યો પર તુ તેના તે મન્મથોદ્દિપક વચનબાણો સર્વ નિષ્ફળ ગયા કારણકે કુમાર પ્રમાદનિદ્રામા નિદ્રાળુ ન હતો, તેના અ ત કરણમા વિવેકદીપકની જ્યોત ઝગમગતી હતી અને તેના પ્રભાવથી કુમારનુ અ ત કરણ જાગૃત હતું

કુમાર ચેત્યો, તેનુ હૃદય ચાક્ષણીના મોહકશબ્દમા નહિ ફસાતા સદ્વિચારોથી આલિંગિત થયુ, અને હૃદયદર્પણમા પ્રતિબિંબિત થયેલા ઉદ્ગારો દેવરમણી સાભળી શકે તે પ્રમાણે પ્રગટ શબ્દોથી વ્યક્ત કર્યા.

અહો ! કામદેવની લીલા કોઇ અપૂર્વ છે, તેની લીલાજાળમાં ફસાયેલો પ્રાણી ભાગ્યેજ બચી શકે મારા જેવા ભુમીગોચર અબુધ-અજ્ઞાની મનુષ્યની વાત બાજુ પર મુકો કેમકે તેવા સામર્થ્યના અભાવે મદનના વિષમિશ્રિત નિશિત બાણોની જાળ સહન કરવી દુ શકય થઇ પડે, પરતુ સ્વર્ગીયસુખને આનદ ભોગવનાર વિબુધ દેવો પણ આવી રીતે કામદેવની તિક્ષ્ણ ખડ્ગધારાથી છેદાય છે, વિશુદ્ધ વૈક્રિય પુદ્ગલપુજમા રમણ કરનારા તેઓ અશુદ્ધ દુર્ગંધી મળમુત્રથી કિલન્ન રૂધીર વસા વિગેરે દુગછનીય પદાર્થોથી ભરપૂર ઔદારિક દેહમા લોલુપતા ધારણ કરી, માત્ર બાહ્યથી રમણીય પરતુ પરિણામે અનેકભવભ્રમણ કરાવનાર–અનત જન્મમરણને આપનાર, હલાહલ વિષમય અકાર્યમા પ્રવૃત્તિ કરે તે શુ ઓછુ શોચનીય ગણાય ! આ સર્વ પ્રભાવ મન્મથના અપૂર્વ પરાક્રમનોજ છે, તેની આક્રમણતા જગતના વિશિષ્ટ જતુઓથી પણ બહિર્મુખ નથી રહી શકતી, તેનાથી પરાભવ પામેલા જીવો બીચારા કાર્ય અકાર્યને જાણી શકતા નથી. અમુક કાર્ય પોતાને હિતકર છે કે અહિતકર છે તેને પણ વિવેકપૂર્વક જોઇ શકતા નથી અરે ! પોતાના નીંદનીય કાર્યથી ઉત્પન્ન થયેલી અપયશ મસીને પણ મુગ્ધ બીચારા દેખી શકતા નથી તેમ તે શબ્દોને સાંભળી શકતા પણ નથી, તે અવસરે તેઓ અધ અને બધીર થઇ જાય છે ધતુરાનુ પાન કરનાર મનુષ્ય ધતુરાના દોષથી જેમ સન્મુખ રહેલા લોઢામા પણ સુવર્ણ બુદ્ધિ ધારણ કરે છે તેવીજ રીતે મોહાધ પ્રાણીઓ તેમના વિવેકનેત્રો આચ્છાદિત થયેલા હોવાથી પરિણામે દારૂણ દુ ખદાયી વિષયોમા સુખબુદ્ધિ ધારણ કરે છે. હવે કુમાર દેવીને સબોધીને કહે છે જે—

દેવી કમલાક્ષી ! તમો બુદ્ધિશાળી છો જેથી તમો મારા કથનનો ભાવાર્થ યથાર્થ સમજી શકયા હશો, તમો તમારી મોહાધ દૃષ્ટિને તજી દ્યો, મન્મથના પાશમા તમો ન બધાઓ, તમારી બુદ્ધિમત્તાનો સદુપયોગ આ સ્થળે કરો, હે વિબુધ વનિતા દેવી ! સર્પના ઝેરસમાન કદર્પના દર્પનુ દલન કરનાર ગારૂડી મત્રતુલ્ય હુ એક તમોને મત્ર અર્પણ કરૂ તેનુ તમો સ્મરણ કરો, મત્રના પ્રભાવે તમારૂ દારૂણ દુ ખોત્પાદક વિષમવિષ શીઘ્રવેગે અવશ્ય ઉતરી જશે

ભીમકુમારે દેવીને કહ્યુ દેવી ! ' પવિત્ર જિનનામનું સ્મરણ કરો

કે જેથી આ તમારી સઘળી વિટંબણાઓ પ્રલય પામે” નિર્મળભાવના સ્પર્શી અંતઃકરણના આ ઉદ્‌ગારોએ કહો કે પવિત્ર મંત્રે દેવીના અંતરમાં અમોઘ અસર કરી ક્ષણવારમાંજ વિષયાક્રાંત અંતઃકરણ અમૃતના ઝરણાથી ભરપુર થઈ ગયુ, અને પ્રત્યેક વિભાગમાં ફેલાયેલુ મન્મથનુ ઉગ્રવિષ નિર્મૂળ વિનાશ પામ્યુ. વિષયવિષથી તેની દૃષ્ટિમા જે વિકાર ઉત્પન્ન થયો હતો તે વિકાર નષ્ટ થવાથી તે સ્પષ્ટ રીતે વસ્તુતત્ત્વને જાણવા લાગી પોતાની ક્ષણભર પહેલાની સ્થિતિ અને હવે પછીની સ્થિતિમા આવો અવનવો ફેરફાર થયેલો જાણી, તે યમા કુમારના વચન પ્રત્યે સંપુર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ, અને અપૂર્વ પ્રેમ જાગૃત થયો હૃદયમા હર્ષની ઉર્મિઓ ઉછળવા લાગી. પોતાની અધમ સ્થિતિ અને કુમારની અતિ ઉત્તમ સ્થિતિનુ તેણીને ભાન થયુ. આ અવસરે અતિ વિશુદ્ધ વિચારશ્રેણીએ દેવીને આલિંગિત કરી અહો! શુ કુમારની ઉત્તમતા! શુ તેમનુ અક્ષુણ્ણ ઔદાર્ય! કેવી ગંભીરતા! અરે! શુ તેમની નિર્ભિક પ્રવૃત્તિ! ધન્ય છે! કોટીશ ધન્ય છે! આવા સત્પુરૂષાગ્રણીને એક ભુમીગોચર મનુષ્યઅવસ્થામા પણ કેવુ દૈવી પરાક્રમ! જેમના પરાક્રમ આગળ અમારા દેવોનુ દૈવી પરાક્રમ તરણા તુલ્ય છે. જેઓની બુદ્ધિમત્તાની મર્યાદા આગળ અમારા જેવા વિબુધોની મતિ મુંઝાઇ જાય છે કુમાર પ્રત્યે અટલ શ્રદ્ધાળુ દેવી તેને પોતાના સાચા ઉપકારી તરીકે માનવા લાગી

જે દેવી કુમારને મન્મથમહાર્ણવના ઉત્તુંગ કલ્લોલોમા અથડાવી સ્વકર્ત્તવ્યથી ભ્રષ્ટ કરી, તેના ક્ષત્રીયત્વને કલંકિત કરી, તેને મહા પાપના પુંજમા હડસેલી મુકવાનો વિચાર ધરાવતી હતી, અને તેવુ મલીન કૃત્ય કરી પોતાના શુદ્ધ દૈવીજીવનને પણ મલીન કરી ભવકુપના તળીએ બેમવાની તૈયારી કરી રહી હતી, તેજ દેવી વિશુદ્ધ હૃદયી કુમારના વચનચાતુર્યે અને નિશ્ચલ પ્રવૃત્તિએ સન્માર્ગના ધોરી રસ્તા ઉપરજ રહેવા પામી દેવીની અવિશુદ્ધ વિચારશ્રેણી તત્ક્ષણ વિલય પામી ગઈ, પરિણામે કુમારના સત્સંગથી દેવી પોતાના જીવનને કેવુ વિશુદ્ધ અને ભવાન્તરને માટે સુખકર બનાવે છે તે તેમના આગળના વૃત્તાંત ઉપરથીજ જણાશે

વિષયવાંછાથી પરાઙ્‌મુખ થયેલી દેવી પ્રસન્નવદને કુમારને કહેવા લાગી—પરોપકારી કુમાર! દુનિયામા મારા પ્રત્યે સાચો ઉપકાર કરનાર જો કોઈ હોય તો તે આપજ છો. કેમકે! આપના વિશુદ્ધ અંતઃકરણમાથી નીકળેલા અમૃતમય વચનોએ [illegible] મારા હૃદય-

પર મજબુત અસર કરી છે, જેથી ક્ષણવારમા મારૂ મોહવિષ સહુન ક્ષીણ થઇ ગયું. આ સઘળો બનાવ જોઈ મારૂ હૃદયસરોવર આશ્ચર્યતરગોથી તરંગિત થાય છે અહો ! મારા પોતાના સદ્ભાગ્યનોજ ઉદય વર્તે છે કે શું ! અકસ્માત આપનો મારે સમાગમ થયો, અને આપના પ્રતાપે હુ મારી વાસ્તવિક સ્થિતિને જાણી શકી ખરેખર કહીશ કે અવશ્ય આપની વચનસિદ્ધિનોજ આ પ્રભાવ છે.

દુનિયામાં કહેવાય છે કે ઉત્તમ પ્રાણીઓના ભાલસ્થલમાં, શરીરમા, વચનમા, અને હસ્તમા સિદ્ધિઓ રહેલી છે

કોઈ ભાગ્યવાનોના ભાલસ્થલના સ્પર્શન માત્રથી પણ ક્ષય કોઢ, વિષમજ્વર, વિગેરે અસાધ્ય વ્યાધિઓ નિર્મૂળ વિનાશ પામે છે એટલુજ નહિ પણ શરીરની કાંતિ સૌંદર્યતા લાવણ્યતા વિગેરે અધિક વૃદ્ધિ પામે છે, આ સિવાય બીજી પણ અનેક ઇચ્છિત અભિલાષાઓ નિર્વિઘ્ને ફળીભૂત થાય છે. કોઈ પુણ્યશાળીઓના શરીરનો સ્પર્શ પણ તેવુજ અસાધારણ કાર્ય કરે છે કોઇ મહત આત્માના વચનમાજ તેવી સિદ્ધિ હોય છે કે મુખમાથી જેવુ વચન બહાર નિકળ્યુ તેવુજ કાર્ય થાય વળી કોઈ આદર્શ ચારિત્રવાન મહાત્માના હસ્તમા પણ તેવી લબ્ધિ હોય છે કે જે લબ્ધિના પ્રભાવે પોતાનો હાથ જે વ્યક્તિના મસ્તકને સ્પર્શ કરે તે વ્યક્તિ દુર્ધર શત્રુઓથી પણ અજેય થાય છે તે સિવાય બીજા પણ અદ્ભૂત કાર્યોમા સફળતા મેળવી શકે છે

પરોપકારી કુમાર ! મારા પ્રસગમા પણ એવોજ બનાવ બન્યો. અવશ્ય આપ વચનસિદ્ધિવાળા દૈવીપુરૂષ છો, આપની પરમ કૃપાએ હુ મારા વિશુદ્ધ માર્ગને જાણી શકી ભવસાગરના ઉડા તળીયે અનુલ સકટમાં ઝપાપાત કરતી આપે મને બચાવી મારી ઉપર અસાધારણ ઉપકાર કર્યો આપના ઉપકારનો બદલો હું કદી પણ વીસરી શકું નહિ. મારા હૃદયમાં રહેલા ઘોર અધકારનો આપે આપના વચનકિરણોથી વિનાશ કરી વિવેકમય રત્નદીપક પ્રગટાવ્યો, જે દીપકની અખંડ ઉજ્જવળ પ્રભાથી હવે હુ અંધારામાં નહિ ભટકુ, હું મારો માર્ગ કદી નહિ ભુલુ ! ઉન્માર્ગ તરફ હવે મારૂં પ્રયાણ નહિ થાય.

વીર શિરોમણિ કુમાર ! આ ભવમા તો નિર્વાણસાધક વિશિષ્ટ ક્રિયાની યોગ્યતાના અભાવે તેવુ કાર્ય નહિ કરી શકુ કે જેથી હુ સર્વ કર્મનો વિનાશ કરી અક્ષય સુખ સપાદન કરૂં પરતુ આપના પવિત્ર સમાગમના પ્રભાવે વાસ્તવિક સ્થિતિની જાણ હોઈ વિષયવિકાર

પ્રત્યે મારૂ ચિત્ત નિર્વેદ પામ્યુ છે એટલે ભવાતરમા સર્વ દુ ખનો ક્ષય-અક્ષય સુખ મને પ્રાપ્ત થવુ દુર્લભ નહિ થઇ શકે, અવશ્ય હું નિર્વાણ પ્રાપ્ત કરી શકીશ. આપે આજે મને જે ઉપદેશ આપી મારી ઉપર અનુગ્રહ કર્યો છે, તેનો બદલો કોટી ઉપાયે પણ વાળવા માટે હું સર્વથા અસમર્થ છુ. આપ મારે પૂજ્ય છો, વ દનાય છો, આપના ઉપકાર તળે દબાયેલી હુ આપની પરિચારિકા છુ આપ જ્યારે મારે પૂજનીય છો તો આપને પણ પૂજ્ય એવા દેવાધિદેવ જિનેશ્વરપ્રભુ તો મારે વિશેષ પ્રકારે પૂજનીય છે, અભિવ દનીય છે, નમસ્કરણીય છે, દિનરાતભર હવે તો હુ તેમનુ જ ધ્યાન ધરીશ દુનિયામા મારે શરણભૂત જો કોઇ હોય તો તે દેવાધિદેવજ છે, કે જેના નામમ ત્રથી મારી આવી ઉન્નત દશા આવી

આ પ્રમાણે દેવી કમલાક્ષી અને આપણી કથાના નાયક વીરશિરોમણી ક્ષત્રીય ભીમકુમારનો વાર્તાલાપ ચાલતો હતો તે અવસરમા કોઈ એક દિશામાથી આવતો ગ ભીર અને મધુર ધ્વનિ ભીમકુમારને કર્ણગોચર થયો

## પ્રકરણ ૯ મુ.

### જ ગલમાં મ ગળ.

સર્વ દિશાઓમા ગાઢ અ ધકાર છવાઇ ગયો હતો, ભૂમ ડળ પર સર્વત્ર શૂન્યતા જણાતી હતી, આકાશમ ડળમા ચકચકતા તારાઓ મ દમ દ પ્રકાશ કરી રહ્યા હતા, મ દમ દ ગુ જારવ કરતી પવનલહરીઓ નીદ્રાધીન થયેલા પ્રાણીગણને તેમની શાતિમા વૃદ્ધિ કરી રહી હતી આ અવસરે એક વિશાળ પર્વતમા આવેલી એક ગહ્વર ગુફામા કેટલાક મુનિવરોનો સમુદાય શાસ્ત્રોના ગ ભીર અર્થોની વિચારણા અને વૈરાગ્યની અપૂર્વ લહેરોમા ઝીલતા પૂર્વપઠિત શાસ્ત્રોનો સ્વાધ્યાય કરી રહ્યા હતા સર્વ મુનિયોની મધ્યમા શાસનરક્ષક ગચ્છના અધિપતિ સૂરીશ્વરજી મહારાજ પણ આત્મધ્યાનની તાનમા તલ્લીન થઈ રહ્યા હતા, ગુફામા રહેલા સઘળા મુનિવરો ઉગ્ર તપસ્વી હતા તેઓએ ચારે મહિનાના ઉપવાસ કર્યા હતા અને નિર્જન જ ગલમા પર્વત ઉપર આવેલી વિશાળ ગુફામા વર્ષાઋતુના ચારે મહિના માટે સ્થીરવાસ કર્યો હતો અને તેઓ જ્ઞાનદર્શન અને ચારિત્રના આરાધનમા સમયનો વ્યય કરતા હતા

જે ગુફામા મુનિવરો ચાતુર્માસ રહેલા છે, તે ગુફા વૈતાઢ્ય પર્વત ઉપરજ આવેલી હતી કમલાક્ષા યક્ષિણીનુ ક્રીડાગૃહ પણ આ ગહ્વર ગુફાની નજીકમાજ આવેલુ હતુ કે જે ભવ્ય આવાસમા આપણી કથાનો નાયક પ્રતાપીકુમાર ભીમ રત્નજડિત સૂવર્ણમય સિહાસન ઉપર બેસી યક્ષિણીની સાથે વાર્તાલાપ કરી રહ્યો હતો તેમના કર્ણગોચર થયેલો સુધાનિસ્યદ જેવો મધુર ધ્વનિ અન્ય કોઈ ગાયકનો નહિ પણ ગુફામા રહેલા મુનિવરોના વૈરાગ્ય રસગર્ભિત સ્વાધ્યાયનોજ હતો તે ધ્વનિ શ્રવણપુટમા પડતાજ કુમારનુ અતકરણ તે તરફ આકર્ષાયુ, અને અતરમા વિચાર ઉદ્ભવ્યો કે આવા અનેક શ્વાપદોથી વ્યાપ્ત ભયકર ધીચ જગલમા પર્વતની ઉપર કોણ આવો દિવ્ય ધ્વનિ કરી રહ્યુ હશે ? વૈતાઢય પર્વતની પરિચિત શસય નિવારક દેવી પાસે તૈયારજ હતી એટલે તરતજ તેને પુછ્યુ દેવીએ પણ નમ્રવદને યથાસ્થિત સ્વરૂપ નિવેદન કર્યુ

કુમારશ્રી ! આજ પર્વત ઉપર આપણા આવાસની નજીકમા રહેલી એક વિશાળ ગુફામા મુનિવરોનો બહોળો સમુદાય રહેલો છે. હમેશા તેઓના સ્વાધ્યાયનો ગભીરધ્વનિ મારા કર્ણયુગલને આનદિત કરે છે આજે પણ તેઓ આ અવસરે સ્વાધ્યાય કરી રહ્યા છે, આ તેઓનોજ આત્માને આનદદાયી ગભીર ધ્વનિ છે

દેવીના ઉપર્યુક્ત વચનો સાભળી કુમારનુ હૃદય અતિશય પ્રસન્ન થયુ અને પૂજ્ય પ્રત્યે હાર્દિક બહુમાનને સુચવનારા ભક્તિના વચનોના ઉદ્ગારો તેના મુખમાથી નીકળ્યા અહો ! આજે તો મારે અનભ્રવૃષ્ટિ થઈ, અચિત્ય ચિતામણિ રત્નની પ્રાપ્તિ થઇ, અસકલ્પિત કલ્પવૃક્ષ ફળ્યો મારુ અહોભાગ્ય કે આવા નિર્જન સ્થાનમા પણ આજે મને તપોધન મુનિવરોનો અચિત્ય સમાગમ થશે ધન્ય છે તે મહાત્માઓને કે જેઓ સાસારિક પ્રપચજાળનો પ્રબલ વેગ ત્રોડી, પ્રભુના ત્રિકાલાબાધિત પવિત્ર શાસનને દીપાવી રહ્યા છે. તેઓએ દર્શાવેલ વિશુદ્ધ માર્ગનુ અનુકરણ કરી રહ્યા છે આહારાદિ ત્યાગ કરી જેઓ આવા નિર્જનસ્થાને એકાતે રત્નત્રયીને નિરાકાક્ષિતપણે પાલન કરી રહ્યા છે

દેવી કમલાક્ષી ! હવે રજની થોડીજ બાકી જણાય છે અને મને એ અભિલાષા થાય છે કે અવશિષ્ટ રજની પરમપવિત્ર મહર્ષિઓના ચરણની ઉપાસના કરવામાજ વ્યતીત કરૂ મારા સદ્ભાગ્યના ઉદયે તેઓની અપૂર્વ સેવાનો અલભ્ય લાભ મળી શકશે, માટે દેવી ! મને

તે રત્નત્રયીના આરાધક મુનિવરોના નિવાસથી પવિત્ર બનેલી ગુફાનો માર્ગ દર્શાવો તરતજ દેવી કુમારની અભિલાષાને આધીન થઇ, અને તેમને ગુફામા જવાનો માર્ગ દર્શાવ્યો. રાત્રિ બાકી હોવાથી દેવી ક્રમશાસ્ત્રી ગુફાના દ્વાર સુધી નહિ જતા થોડો માર્ગ દર્શાવી પાછી ફરી પાછા ફરતા કુમારને ઉદ્દેશીને કહ્યુ સજ્જનશેખર કુમાર ! હમણાં તો આપ ગુફામા જઇ મુનિવરોના પાદપદ્મની સેવા કરો, હુ પ્રાતઃકાલ થતા મારા સર્વ પરિવાર સહિત મુનિવૃષભોના ચરણપંકજને અભિવંદન કરીશ, અને આપની સેવામા હાજર થઇશ આ પ્રમાણે કહી દેવી ભીમકુમારના સન્માર્ગપથપ્રકાશક દિવ્ય વચનોનુ સ્મરણ કરતી, અને તેમના ગુણોની અનુમોદના કરતી, પોતાના આવાસ તરફ ગઈ, અને ભીમકુમાર મુનિવરોના સ્વાધ્યાય સબધી વચનસુધાનુ પાન કરતો, દેવીએ દર્શાવેલા માર્ગ તરફ પ્રયાણ કરવા લાગ્યો.

કુમાર ગુફાના દ્વાર આગળ પહોચ્યો તે અવસરે કાઇક પ્રકાશ થયો હતો એટલે ત્યા પહોચતા તેમણે અનેક તપોધન મુનિવર્યોને ત્રિકાલાબાધિત પ્રભુના પવિત્ર આગમોનો અભ્યાસ કરતા જોયા એકાતે ધર્મ ધ્યાનની ધુનમા રમણ કરનારા સર્વવિરતીચારિત્રવત મુનિવરોને અને મધ્યમા રહેલા શાસનધુરાધારક ગચ્છપતિ ગુરૂવર્યને જોઇ ભીમકુમાર અતિશય આલ્હાદ પામ્યો મહાત્માઓની વિશુદ્ધ પ્રવૃત્તિ અને પ્રશાત મુદ્રા દેખી હૃદયમા વિચાર કરવા લાગ્યો અહો ! વનવાસી મુનિઓના અનુપમ સુખની હું શુ કલ્પના કરૂ ! મહીધર સમાન ઉત્તુગ અને સુગધીમાન મદ ઝરતા મત્તહસ્તિઓ, અવનિપતિઓના સત્કાર તેમજ રાજભોગની પ્રાપ્તિની ઇચ્છા ન રાખતા અપ્રતિબધ દશામા વનવાસનેજ અધિક આનદદાયી માને છે, કેમકે વનવાસમા બધનરહિત જે આનદ તેઓ અનુભવે છે તે આનદ ભુપાલનો સત્કાર અને રાજભોગની પ્રાપ્તિથી પણ મળી શકતો નથી; ભૂપાળ સત્કાર સાથે આલાનસ્તભનુ બધન તેની મુક્ત પ્રવૃત્તિનુ વિરોધી હોય છે એટલે ઇચ્છાપૂર્વકની પ્રવૃત્તિ તેનાથી થઈ શકતી નથી આવી રીતે હાથીઓને જેમ વનવાસમાજ અતુલ આનદ રહેલો છે તેમ અનિયત વિહારી અને અચિંત્યચિંતામણિ સમાન પોતાના જ્ઞાન દર્શન અને ચારિત્ર રત્નત્રયીના પાલનમાજ પ્રવર્તમાન મુનિવરો, ચક્રવર્તિ, રાજા, મહારાજા વિગેરેના સત્કાર અને રાજભોગની પ્રાપ્તિનો અનાદર કરી–પ્રાપ્તિનો અવકાશ ન હોય તોપણ કોઇપણ પ્રકારના પ્રતિબધ રહિત વનવાસમાં અતુલ આનદમાનમગ્ન રહે છે. ધન્ય છે આ મુનિવરોને કે જેઓ સર્વ પ્રકારનો પૌદ્ગલિક

મોહ છોડી એકાંતે ધર્મપ્રવૃત્તિમા અતિ જાગૃત રહે છે અનાદિકાલની નિબિડ જડવાસનાનો પરિત્યાગ કરી શુદ્ધ ચૈતન્યદશામો અનુભવ કરી રહ્યા છે, ધર્મધનના ઐશ્વર્યથી ગર્જારવ કરતી સ્ફુરાયમાન પ્રવૃત્તિવાળા નિર્મોહી મુનિવરોને કોઇની પણ સ્પૃહા હોતી નથી. તેઓની કરૂણાર્દ્ર પવિત્ર દૃષ્ટિએ સર્વ સમાન છે નિર્ધનકે ધનવાન વિદ્વાન કે મૂર્ખ સબળ કે નિર્બળ તુચ્છ કે પૂર્ણ કોઇપણ પ્રત્યે તેઓનુ અતઃકરણ નિર્મળ દયાના ઝરણાથી ભરપૂર હોય છે પરતુ આશ્ચર્ય એ છે કે –બીચારા અભિમાનજ્વરથી નતમઅત કરણવાળા દુષ્પ્રેક્ષ્ય ધનિકો તે મુનિવરોની અનુપમ સેવાનો લાભ લઇ શકતા નથી મુનિવરોના વચન સુધાના ઝરણાથી તેઓના મલીન અત કરણો ઉજ્વલ થઇ શકતા નથી તેઓની શાત સુધારસમયી પ્રસન્ન મુદ્રા અભિમાન જ્વરથી જાજ્વલ્યમાન હૃદયને શી રીતે શાત કરે ! કારણુકે જેની દશા જ્વરિત મનુષ્યની હોય છે તેવીજ પરિસ્થિતિ ધનના મદથી અધ થયેલા પ્રાણીઓની હોય છે

કહ્યુ પણ છે કે—

**भक्ते द्वेषो जडे प्रीति , प्रवृत्ति गुरु लङ्घने,**
**मुखे कटुकता नित्यं, धनिना ज्वरिणामिव**

જેમ જ્વરવ્યાપ્ત મનુષ્યને (ભક્ત) ભોજન તરફ અરૂચી થાય છે (જડ) જળ પ્રત્યે તીવ્ર અભિરૂચી થાય છે (ગુરૂ) મહાન લઘન કરવામા પ્રવૃત્તિમાન હોય છે તેના મુખમા હમેશા (કટુતા) કડવાશ રહે છે, તેવી રીતે ધનના મદથી મદાધ થયેલા ધનિકો પોતાના (ભક્ત) હિતચિતકો પ્રત્યે દ્વેષભરી પ્રવૃત્તિ કરે છે તેમને જડ મનુષ્યોની સગતી વધારે ચીકર થઇ પડે છે અને ગુરૂ વચનનો અનાદર કરવામા અચકાતા નથી તથા તેમના મુખમાથી અન્યના મર્મભેદી કટુક વચનો બહાર નીકળે છે

ગુફાના દ્વાર આગળ પહોચેલો કુમાર આ પ્રમાણે મુનિવરોના અત્યુત્તમ ગુણોની અનુમોદના કરતો અનુક્રમે મુનિવરોની મધ્યે રહેલા શાસનદીપક મુનીદ્રની નજીક આવી પહોચ્યો, અને હાર્દિક બહુમાનપૂર્વક વિશુદ્ધ હૃદયે અનુપમ ભક્તિથી વદના કરી. ત્યારપછી અનુક્રમે અન્ય મુનિવરોને વદના કરી સૂરીશ્વરજી મહારાજે અને અન્ય મુનિવૃષભોએ દુરીત વિનાશક ધર્મલાભની આશિષ આપી. ત્યારપછી ધર્મ સાભળવાની તીવ્ર જીજ્ઞાસાવાળો કુમાર ગુરૂમહારાજ સમક્ષ ધર્મ સાભળવા બેસે છે એટલામાં આકાશ માર્ગેથી આવતી અંગમિનાવી એકદમ મુખ સર્વને દૃષ્ટિગોચર થઇ.

આકાશમાર્ગે આવતી શ્યામ વર્ણવાળી ભુજા યમદંડનુ ભાન કરાવી રહી હતી પ્રથમ તો ભુજાનો શ્યામવર્ણજ પ્રેક્ષકોને બિહામણો જણાતો હતો, તેમા શરીરવિનાની કેવળ એકલી ભુજાનુ ગગનમાર્ગે આગમન અધિક આશ્ચર્ય ઉત્પન્ન કરે એ સ્વાભાવિક હતુ પર્વતના શીખર ઉપર અગર ગુફાની નજીકમા ઝુપડા બાધીને રહેલા છુટા છવાયા ભીલ વિગેરે જગલી લોકો કદી પણ અનુભવમા નહિ આવેલા નવીન આશ્ચર્યકારી આ બનાવથી ભયભ્રાત થવા લાગ્યા, અને અરસપરસ આકુળ વ્યાકુળ ચિત્તે પુછવા લાગ્યા કે અરે! અકસ્માત્ યમના દડ જેવુ આ શુ? કુમાર વિગેરેની દષ્ટિ એકીટસે તે શ્યામ ભુજા સન્મુખ થઇ ગઈ અને તેઓ, આ ભુજા શુ કાર્ય કરે છે? કયા જાય છે? તે જાણવાને ઇંતેજાર થઈ રહ્યા થોડીજ વારમા સર્વની દષ્ટિસમક્ષ તે શ્યામ ભુજા આકાશમાથી નીચે ઉતરવા લાગી, અને દેખદેખતામા જે જગ્યાએ પુન્યશાળી કુમાર **ભીમ** ગુરુવર્ય સમક્ષ તેઓશ્રીના મધુરા વચનામૃતોથી ધર્મોપદેશ શ્રવણ કરવા સ્થિર થયો હતો તેજ જગ્યાએ એકદમ કુમારનીજ સમક્ષ આવી.

સાત્ત્વિક શિરોમણિ ક્ષત્રીય વીરકુમાર, આ અવસરે તે ભુજાનુ આકાશ માર્ગે આગમન, ત્યાથી નીચે ઉતરવુ, અને પોતાની પાસેજ આવી સ્થિત થવુ, વિગેરે જોઇ તે સબધી અનેક તર્કવિતર્કોના કલ્લોલોમા ઝુલવા લાગ્યો અપૂર્વ આશ્ચર્યકારી બનાવ જોઈ તેના હૃદયમા કૌતુક ઉત્પન્ન થયુ, અને ભુજાની સમક્ષ ટગર ટગર જોવા લાગ્યો એટલામા તો તે શ્યામ ભુજાએ, પાસે રહેલી કુમારની તલવાર પોતાના હસ્તગત કરી, અને ભુજા ફરી આકાશમાર્ગે ચાલવા લાગી કુમાર આ બનાવ જોઇ હૃદયમા લેશપણ ભય નહિ પામતા એકદમ ઉઠ્યો અને મનમા વિચાર કરવા લાગ્યો જે હવે આ ભુજા કયા જાય છે? તે કોની છે? અને મારી તલવાર લઇ જઇને શુ કાર્ય કરે છે? આ સઘળા સશયોનુ નિરાકરણ પ્રત્યક્ષ રીતે જોવાથી થઇ શકશે માટે જો આ ભુજાની સાથે મારી તલવારની જેમ હુ પણ જાઉ તો સઘળુ પ્રત્યક્ષ અનુભવાય આ પ્રમાણે કૌતુક જોવાની આકાક્ષાએ ઘણીજ સાવચેતીથી કુદકો મારી કુમાર આકાશમાર્ગે પ્રયાણ કરતી શ્યામ ભુજા ઉપર બેસી ગયો કુમારને વહન કરતી શ્યામ ભુજા પણ અનુક્રમે આકાશમા ઉચે પ્રયાણ કરવા લાગી અશ્વની જેમ ભુજા ઉપર રહેલો કુમાર ચારે દિશાઓમા સૃષ્ટિસૌદર્યનુ નિરિક્ષણ કરવા લાગ્યો ભૂમી ઉપર રહેલા ભિન્ન ભિન્ન પ્રકારના આકર્ષક દેખાવો જોઈ ચિત્તમા

આનદ પામવા લાગ્યો માર્ગમા આવતા અનેક જગલો, ગુફાઓ, પર્વતો, નદીઓ, નાળાઓ ખડખડ અવાજ કરતા પર્વતમાથી નીકળતા ઝરણાઓ, વિવિધ પ્રકારના પશુઓ, પક્ષિઓ, વનલતાઓ, વૃક્ષનિકુજો, અને લીનાછમ જેવા હરીયાળા પ્રદેશો, વિગેરે અનેક પ્રકારના સૌદર્યને નિહાળતા કુમાર ઘણે દૂર નીકળી ગયો આકાશમાર્ગે પ્રયાણ કરતી શ્યામ ભુજા ઉપર રહેલો કુમાર કાલી નાગની પીઠ ઉપર રહેલો જાણે કૃષ્ણ વાસુદેવજ હોય નહિ તેમ શોભવા લાગ્યો.

એક અવસરે ભરતક્ષેત્રના ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણ વાસુદેવ પોતાની બાલ્યાવસ્થામા પોતાના બધુ બળદેવની સાથે ફરતા ફરતા યમુના નદીના કિનારે આવી પહોચ્યા બળદેવે કૃષ્ણને કહ્યુ બધુ ! ચાલો આપણે આ યમુના નદીમા સ્નાન કરી પછી મથુરા નગરી તરફ જઇએ આ પ્રમાણે કહી બળદેવ કૃષ્ણનો હાથ પકડી જલક્રિડા કરવા નદીમા તેને લઇ ગયો જે સ્થળે કૃષ્ણ અને બળદેવ સ્નાન કરવા નદીમા ઉતર્યા ત્યા દુનિયાને સાક્ષાત કાલસમાન કાલીય નામનો દૃષ્ટિવિષ સર્પ રહેતો હતો યમુના નદીને કિનારે રહેલા અનેક મનુષ્યો કૃષ્ણ અને બળદેવને જોવા માટે દોડી આવ્યા સવળાઓ તેઓની જલક્રિડા જોવા માટે પાણી તરફ દૃષ્ટિ દે છે તેટલામા પાણીની સપાટી ઉપર સ્કુરાયમાન ફણાના આટોપથી અતિ ઉત્કટ, અને દેખતાની સાથે મહાભય ઉત્પન્ન કરનાર, કાલીય દૃષ્ટિવિષ સર્પ સર્વની દૃષ્ટિએ પડયો સઘળાઓ ચમકયા, અને ભયભ્રાત થયા તેઓના અત કરણો ભયથી ધ્રુજી ઉઠયા, અને ઉદ્વિગ્ન હૃદયે કલ્પાત કરવા લાગ્યા. જલક્રિડા કરતા બાલવયસ્ક કૃષ્ણને ઉદ્દેશીને લોકો પોકાર કરે છે અરે કૃષ્ણ ! ભાઇ ! બધુ ! તારી જલક્રિડા છોડીને જલદી કીનારે આવી જા ! ભાઈ ! અમારી વિજ્ઞપ્તિ માન્ય કર ! અરે ! મુગ્ધ કુમાર ! હમણા તે ઝેરીલો નાગ આવી તારા પ્રાણનુ અપહરણ કરી જશે માટે જલ્દી દોડ, અમોને કલ્પાત ન કરાવ આ પ્રમાણે પ્રગટ શબ્દોથી અનેકજનો તેને વિનવવા લાગ્યા. કોઇ વળી બળદેવને કહે છે ભાઇ ! તમે તમારા બંધુને બોલાવી લો, તેને જલ્દીથી આ બાજુ ખેચી લાવો. આ પ્રમાણે જનતાના હાહારવથી નદીનો કિનારો શબ્દમય બની ગયો પુણ્યશાળી કૃષ્ણ કુમારની ચિતા સઘળાઓ કરવા લાગ્યા. અરે હવે શુ થશે ? ઓ !!! કાલીનાગ કુમારની પાસે આવ્યો, સઘળા દૂર ઉભા ઉભા પોકાર કરવા લાગ્યા પણ કોઈની તાકાત નહતી કે કૃષ્ણને નદીના જલમાથી

બહાર ખેચી લાવે ભવિતવ્ય સર્વને બલ્લુ હોય છે

વીરશિરોમણિ નીડર કુમાર કૃષ્ણ લોકોના પોકારોને હૃદયમાં સ્થાન નહિ આપતો, સાભળવા પ્રત્યે પણ દુર્લક્ષ રાખતો, નિભિકતાથી ત્યાજ ક્રિડા કરવા લાગ્યો આ બાજુએ કાલીનાગ પણ ભયકર ફુત્કાર કરતો કૈરાવની સન્મુખ આવવા લાગ્યો, જેમ જેમ સર્પ તેની નજીક આવતો ગયો તેમ તેમ લોકો મહોટા સ્વરે કરૂણાજનક પોકાર કરતા હાથ જોડીને આજીજી કરવા લાગ્યા જોતજોતામા નાગ છેક કૃષ્ણની સમીપે આવી પહોચ્યો, અને વિષમ વિષજ્વાલાથી કૃષ્ણને દશ દેવાની તૈયારી કરે છે એટલામા તો કૃષ્ણે પોતાના હાથથી લીલા માત્રમા સર્પનુ ગળુ પકડી લીધુ અને કમળના નાળથી તેને નાથી, જાણિ વત અશ્વની માફક તેના ઉપર આરૂઢ થઈ, જલતરગોમા આમતેમ ભમાડતો ક્રિડા કરવા લાગ્યો ઘણા વખત સુધી તે સર્પને ભમાવી ભમાવી પોતાના દઢ ઉરૂએ કરીને એવુ દમન કર્યુ કે જેથી તેના શરીરના પ્રત્યેક વિભાગમા રહેલુ જીવલેણુ વિષ સર્વસ્વ વિનાશ પામ્યુ, નાગ સપૂર્ણ નિર્વિષ થઇ ગયો, અને અતિ પરિશ્રમથી તથા કૃષ્ણના વજનદાર શરીરના ભારથી બિચારો મરણદશાની મર્યાદા સુધી પહોચવા આવ્યો

' જે નાગના દર્શનમાત્રથી પણ લોકો ધ્રુજતા હતા તે નાગને કૃષ્ણે પોતાને વશ કરેલો જોઇ કીનારે રહેલો સઘળો જનસમુદાય આશ્ચર્યસાગરના ઉત્તુગ કલ્લોલોમા ઝોલા ખાવા લાગ્યો. મુક્તકઠે કૃષ્ણના પરાક્રમની પ્રશસા કરવા લાગ્યો અહો ! બાલ્યાવસ્થામા પણ શુ તેમનુ દૈવી પરાક્રમ ! લીલા માત્રમા જેણે આવા ફણીધર સર્પને પણ પરાસ્ત કરી નાખ્યો કિનારે રહેલા મનુષ્યો તો દૂર રહો, પરતુ આ અવસરે પોતાના વિમાનોમા બેસીને આકાશમાર્ગે પ્રયાણ કરતા દેવતાઓ અને વિદ્યાધરો પણ કાલી નાગને દમન કરવાનુ આવુ તેમનુ દૈવી પરાક્રમ જોઈ અતિ વિસ્મય પામ્યા, અને કૌતુક જોવા માટે પોતાના વિમાનો ત્યાજ સ્તભિત કર્યા દેવતાઓ વિદ્યાધરો અને યમુનાને કિનારે રહેલા ભૂમિચર મનુષ્યો આશ્ચર્ય દૃષ્ટિએ કૃષ્ણની જલક્રિડા જોઈ રહ્યા હતા.

લોકોત્તર કૃપાપરિત અતઃકરણવાન કૃષ્ણે જાણ્યુ કે હવે આ નાગનું અધિક દમન કરવાથી બીચારો મરણને શરણ થશે એમ વિચારી છોડી દીધો અને જલમાં સ્નાન કરી કિનારે આવ્યો.

યમુનાનદીના જલમાં કાલીનાગનુ દમન કરતી વખતે તેની

પીઠ ઉપર રહેલો કૃષ્ણ-જનાર્દન જેવી રીતે શોભતો હતો તેવી રીતે કાલીનાગસમાન શ્યામ ભુજા ઉપર રહેલો પરાક્રમી કુમાર ભીમ પણ ગગનમા શોભવા લાગ્યો અથવા જેમ કોઇ સમુદ્રમાર્ગે મુસાફરી કરતો વહાણવટી કલ્પાન્ત કાળના વાયુસમાન સખ્ત વાવાઝોડાથી અગર બીજા કોઈ કારણથી ભરદરીએ વહાણ ભાગી ગયુ હોય અને ભાગ્યયોગે કોઈ કાષ્ટ હાથમા આવી જવાથી દુસ્તર અને ગભીર સમુદ્રનુ ભુજાદ્વારા અવગાહન કરતો જેમ શોભે છે તેમ પરોપકાર-નિષ્ણાત કુમાર પણ આકાશ સ્વરૂપ પયોનિધિનુ ભુજા દ્વારા અવગાહન કરતો શોભવા લાગ્યો

આકાશમાર્ગે પ્રયાણ કરતો કુમાર અનેક નદીઓ, જલાશયો, જગલો, પર્વતો, વિગેરેનુ ઉલ્લઘન કરતો, અનેક પ્રકારના સૃષ્ટિસૌંદર્યને નિહાળતો એક ભયકર સ્થાનમા આવી પહોચ્યો

## પ્રકરણ ૧૦ મુ.

### કાળિકા દેવીનુ મંદિર

ચંડરશ્મિવાન સૂર્ય ઉદયગીરિના ઉન્નત શિખર ઉપર આરૂઢ થઇ ગયો હતો. અધકારના વિલયની સાથે પ્રભાત સમયની ઉજ્વલ પ્રભા જગતના પદાર્થોને પ્રકાશિત કરી રહી હતી ભૂમિગ્રહોમા પણ દિવસ રજનીનો વિભાગ થઇ શકે તેવો પ્રકાશ છવાઇ ગયો હતો. આ અવસરે એક નિર્જન અરણ્યમા કોઇ એક વ્યક્તિએ પ્રવેશ કર્યો, તેણે ચારે દિશાઓમા અવલોકન કર્યુ પણ, કોઈ સ્થળે મનુષ્યનો સચાર દષ્ટિગોચર થયો નહિ આ અરણ્ય મનુષ્યના અભાવે અને સ્વાભાવિક ભૂમિની રૂક્ષતાએ ભયજનક જણાતુ હતુ એટલે કે ભૂમિની અકૃત્રિમ સુદરતાનો પણ, ત્યા અસદ્ભાવ જણાતો હતો આ અરણ્યના એક વિભાગમા કાળિકાદેવીનુ મદીર આવેલુ હતુ જે મદિર પ્રેક્ષકોને આલ્હાદ ઉત્પન્ન કરવાને બદલે દૂરથીજ દૃષ્ટિપાત કરતા ભયંકરતાનું કારણરૂપ જ હતું, કેમકે તે મદિરની ચારે દિશાઓની વિશાળ ભીંતો કેવળ હાડકાઓની વિવિધ રચનાથીજ રચવામાં આવી હતી; જે ભીંતો ઉપર શિલાના કાંગરાની જેમ ચારે બાજુએ મનુષ્યોના માથા કાંગરાને સ્થાને ગોઠવી દીધા હતા. મદિરનુ પ્રવેશ

નિર્ગમનુ દ્વાર મનુષ્યના હાડપીંજરનુ બનાવવામા આવ્યુ હતુ. દ્વારની ઉપર તોરણસ્થાને હાથીઓના દતુશળોનુ વિશાળ તોરણ બાધી દીધુ હતુ મદિરના શિખર ઉપર રહેલી ધ્વજા મનુષ્યના મસ્તકની વેણીની બનાવવામા આવી હતી દેવીની સમક્ષ રહેલા ચામરો ચમરીગાયના વાળના નહિ પણ મનુષ્યના વાળના બનાવવામા આવ્યા હતા મદીરના ઉપરના વિભાગમા વિવિધવર્ણીય ચદરવો પણ શોભતો હતો, જે ચદરવો વિવિધરગી વસ્ત્રનો નહિ પણ વાઘના ચામડાનો બનાવવામા આવ્યો હતો જે મદિરનુ ભૂમીતળીઉ રૂધીરમય હોવાથી દૂરથી પણ અધિક ત્રાસ ઉત્પન્ન કરનારૂ હતુ જો કે મદીરનો એકેએક વિભાગ સામાન્ય રીતે દેખનારને ભય ઉત્પન્ન કરનાર તેમજ ઘોર હિસક કૃત્યનો સ્મારક હતો, છતા પણ મદીરનુ ભૂમીતળીઉ તો દયાળુ અતકરણને વજ્રપાત સમાન થઇ પડે તેવુ હતુ મદિરના મધ્યભાગે કાળકાદેવીની ભીષણ મૂર્ત્તિ હતી જેની આકૃતિ દેખતાજ નિર્બળ પ્રાણીઓ તો પ્રાણમુક્તજ થઇ જાય અતિશય વિક્રાળ અને ક્રુરતાદર્શક તેના નેત્રો તેણીના હિસક કાર્યની કલ્પના કરાવી રહ્યા હતા, જેના કઠકદલમા રહેલી મનુષ્યોના મસ્તકની માળા અને વાહનરૂપે રહેલો પાડો તેની ભયજનકતામા અસાધારણ વધારો કરી રહ્યા હતા.

ટુકાણમા કહીએ તો કાળકાદેવીની તે રૌદ્ર મૂર્તિ પ્રેક્ષકોને સાક્ષાત્ કાળનુજ ભાન કરાવી રહી હતી નિર્જન અરણ્યમા રહેલુ આ મદીર સ્વાભાવિક રીતે પ્રેક્ષકોને આશ્ચર્ય ઉત્પન્ન કરે એમા નવાઇ નથી.

આ અરણ્યમા પ્રવેશ કરનારી તે વ્યક્તિની દષ્ટિ આ સ્થાન ઉપર પડી અને તેણે મદીરના જેવો આકાર જોયો, તેનુ પ્રયાણ આ મદીર તરફજ હતુ એટલે જેમ જેમ તે વ્યક્તિ નજીક આવતી ગઇ તેમ તેમ તેની દષ્ટિમા મદીરનો સ્પષ્ટ પ્રતિભાસ થવા લાગ્યો તે વ્યક્તિ છેક મદીરની નજીકમા આવી પહોચી તત્ક્ષણ તેનો દષ્ટિપાત મદીરની ભીત ઉપર પડયો અને હૃદય અતિશય ખેદિત થયુ ખેદિત થવાનુ કારણ માત્ર એ હતુ કે તેની રચના હાડપીજરની હતી જેમ જેમ તે વ્યક્તિ સૂક્ષ્મદષ્ટિએ તેના (મદીરના) પ્રત્યેક વિભાગોનુ નિરીક્ષણ કરવા લાગી તેમ તેમ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, તેનુ હૃદય અતિશય ઉદ્વેગ પામ્યુ અરે ! કેટલા નિરપરાધી પ્રાણીઓનુ અહિ આ ખુન થતુ હશે ! નહિ તો તેના વિના આ કાર્ય શી રીતે સભવી શકે ? ઉદાર હૃદયમા ઉદારતાનો આવેગ ઉછળવા લાગ્યો નિર્જન અરણ્યમા પ્રવેશ કરી આ મદીર તરફ આવતી તે વ્યક્તિ અન્ય કોઈ નહિ પણ

ગત પ્રકરણમા દર્શાવેલી શ્યામ ભુજાપર આરૂઢ થઇને આકાશમાર્ગે નદી, પર્વત, કાનન, વિવિધ જળાશયો, વિગેરેનુ ઉલ્લંધન કરતો અને સૃષ્ટિનુ અકૃત્રિમ સૌદર્ય નિહાળતો આપણી કથાનો નાયક સાત્વિક નરપુગવ **ભીમ**કુમારજ હતો શ્યામભુજા **વિં**ધ્યગીરીની ગુફામાથી નીકળી આ મંદીર તરફજ આવતી હતી અને **ભીમ**કુમાર પણ તેજ ભુજા ઉપર આરૂઢ થયો હતો કાઇંક દૂરથીજ કુમારે સૂક્ષ્મદષ્ટિએ મંદીરની અદરની સ્થિતિ નીહાળી લીધી અને મંદીરમા કોણ છે? કોની મૂર્ત્તિ છે? તે પણ જાણી લીધુ મહિષારૂઢ મુડમાલાને ધારણ કરનારી કાળકાદેવીને જોઇ એટલુજ નહિ પરતુ તે મૂર્ત્તિની સમક્ષ રહેલી બે માનવવ્યકિતને પણ જોઇ, જેમા એક વ્યકિતએ પોતાના ડાબા હાથે દિવ્ય આકૃતિવાળા અનુપમ લાવણ્યસપન્ન તેજસ્વી પુરૂષકે જે બીજી વ્યકિત તરીકે છે તેના સુકોમળ કેશને પકડી રાખ્યા હતા. કાળી ભુજા ઉપર રહેલો સાત્વિક કુમાર આ અજબ બનાવ જોઇ વિચારસાગરમા ઝોલા ખાવા લાગ્યો અરે! આ શુ? મારી સ્વપ્નદશા તો નથી ને? નહિ નહિ હુ તો સાવચેત છુ મને ભ્રમ થયો નથી, સાક્ષાત્ હુ સ્પષ્ટદષ્ટિએ આ સઘળો બનાવ જોઇ રહ્યો છુ આટલો નિર્ણય થયા પછી પણ કુમાર ઘણી બારીક નજરે અવલોકન કરવા લાગ્યો, તે એટલાજ હેતુથી કે આ વ્યકિતઓ કોણ છે અને શુ કાર્ય કરવા માટે તત્પરતા દર્શાવે છે. તત્ક્ષણ કુમારે બે પુરૂષોમાથી એકને ઓળખી લીધો, કેમકે તે પુરૂષ અતિ નિકટ સમયનો પરિચિત હતો સુદર આકૃતિવાન મનુષ્યના કેશને ડાબા હાથે પકડી કાળકાદેવીની સમક્ષ ઉભી રહેલી આ વ્યકિત અન્ય કોઇ નહિ પણ **ભીમ**કુમારનુ દેવીસમક્ષ બળીદાન કરવાની અભિલાષાએ તેને આકાશમા ઉછાળી પોતાની યમજીન્હા સમાન તિક્ષ્ણ કાતરથી યમસદનમા પહોચાડવાની તૈયારી કરી રહેલો પ્રપચજાળને વિસ્તારનારો પેલો દુષ્ટ કાપાલિકજ હતો કુમારના ભાગ્યોદયે કુમારને કમલાક્ષી દેવી મળી, અને પાખડીની રચેલી પ્રપચજાળ ક્ષણવારમા વિલય પામી ગઇ રૌદ્ર પરિણામી તેજ દુષ્ટ કાપાલિક અહિંઆ પણ પોતાનુ કરપીણુ કામ કરવા માટે ઉત્સુક હતો કુમારે પાખડીને બરોબર ઓળખ્યો હવે કુમારને માલુમ પડયુ કે જે ભુજા ઉપર બેસી આકાશમાર્ગે થઇ હુ આ મંદીર નજીક પહોચ્યો છુ તે શ્યામ ભુજા પણ આ પાખડીની જમણી ભુજા છે સાત્વિક કુમાર પોતાના સત્ત્વને ઉત્તેજીત કરી ધૈર્યનુ અવલબન કરવા લાગ્યો. અરે! જેના પઝામાથી હુ બચ્યો છુ તેજ

આ પાપી પાખંડી છે. તેને દેખીને સત્ત્વવાન કુમાર ભય નહિ પામ્યો પણ અધિક નિર્ભય બન્યો. તેના ઉદાર અંતઃકરણમાં પરોપકાર કરવાની તીવ્ર ભાવના ઉલ્લાસાયમાન થઈ. આ મનુષ્ય પાપીના પંજામાં સપડાયો છે, નિષ્ઠુર હૃદયી પાખંડી રખે તેનો વિનાશ કરે! પણ તેની શક્તિ નથી કે મારી હયાતીમાં તે તેનો વિનાશ કરી શકે મારી વિદ્યમાનતામાં જો તેનો વિનાશ થાય તો મારી ક્ષત્રીયતા લજ્જા પામે, મારૂં ક્ષાત્રતેજ મ્લાન થાય, અરે! મારૂં કુળ પણ કલંકિત થાય, હું દુનિયા આગળ ક્ષત્રીય શી રીતે કહેવડાવી શકું? અવશ્ય મારી ફરજ છે કે દુઃખી પ્રાણીનું મારે રક્ષણ કરવું, જો હું તે ફરજથી ચુકું તો અરણ્યમાંનતીપુષ્પની જેમ મારો જન્મ નિષ્ફળ ગણાય સત્ત્વની સાચી કસોટી આવા પ્રસંગેજ થાય છે દારૂણ દુઃખમાં આવી પડેલો એ નરરત્ન પાપી પાખંડીના કરપીણ કૃત્યનો ભોગ ન થઈ પડે એટલામાં તેનું રક્ષણ કરી લેવું મારે ઉચિત છે, પણ પ્રથમ હું જોઉં કે તે દુષ્ટ કાપાલિક તે વ્યક્તિ તરફ કેવા પ્રકારનું અનિષ્ટ આચરણ કરવાની બુદ્ધિ ધરાવે છે અરે! તે પાપાત્માને તેના પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થવાનું શું કારણ હશે? હશે જે હશે તે હમણાજ જણાઇ આવશે હમણા તો ગુપ્ત રહીને તેની ચર્યા તપાસું, પછી અવસર પ્રાપ્ત થયે યથાયોગ્ય કાર્ય કરીશું આ પ્રમાણે વિચાર કરી મંદીરમાં પ્રવશ કરવાની ઈચ્છાએ આકાશમાંથી નીચે ઉતરતી ભુજા ઉપરથી જલ્દીથી કુમાર કુદકો મારી નીચે ઉતરી ગયો અને ગુપ્ત પગલે કાપાલિકની પાછળ છુપી રીતે સતાઇ ગયો

કાળકાદેવીના મંદિરમાં રહેલો કરપીણ કૃત્ય કરનાર દુષ્ટ કાપાલિક પોતાની જમણી ભુજાની રાહ જોઈ રહ્યો હતો સન્મુખ રહેલો સુંદર આકૃતિવાન પુરૂષ પણ નિમ્નદૃષ્ટિએ શોકગ્રસ્ત ચ્હેરે પાપીના પંઝામાં સપડાઇ આંતરિક અસહ્ય વેદનાનો અનુભવ કરી રહ્યો હતો. પ્રપંચી પાખંડી તેનો કેશપાશ નિર્દય રીતે પકડી તેના તરફ ઘૃણાની દૃષ્ટિએ જોઇ રહ્યો હતો બુદ્ધિશાળી તે તેજસ્વી પુરૂષે કાપાલિકના નેત્રોમાં રહેલા ખૂની સ્વભાવને ઓળખી લીધો હતો તેનો આંતરિકભાવ, તેની ચેષ્ટા અને આકૃતિદ્વારા સ્હેજે જાણી શક્ય તેવો હતો, એથીજ તેણે મૃત્યુના ખોળામાં પોતાનું મસ્તક મુકી દીધું હતું તેને પોતાના જીવિતવ્યની આશા ઘણીજ ઓછી હતી તે એમ ધારતો હતો કે ક્રૂર કાપાલિકના પંજામાંથી નાશી છુટવું ઘણુંજ મુશ્કેલીભર્યું છે જીવિતવ્ય કોને વ્હાલું ન હોય પોતાની ભવિષ્યમાં ગુમાવી [illegible]

આમંત્રિત રાખવા માટે તે અનેક વિકલ્પો કરવા લાગ્યો, પરતુ એક પણ વિકલ્પ કાર્યની પૂર્ણાહુતી પર્યંત પહોંચી શક્યો નહિ. તેના નિર્મળ હૃદયમાં અનેક વિકલ્પો ઉત્પન્ન થયા અને ક્ષણવારમા વિલય પામ્યા. પાપીના પંઝામાંથી બચી શકવાનો એકપણ ઉપાય તેના દૃષ્ટિ-પથમાં આવી શક્યો નહિ, આખરે જીવિતવ્યની આશા છોડી

આ બાજુએ વેષવિડંબક ક્રૂર પાખડી પણ હૃદયમા વિચાર કરે છે કે હજુ સુધી મારી ભુજા કેમ આવી નહિ ? શુ માર્ગમાં કોઈ વિઘ્નકર્તા તો નહિ નડયુ હોય ને ? આ પ્રમાણે જ્યા વિચાર કરે છે એટલામા તો ભીમકુમારની તેજસ્વી તલવારને ચમકાવતી પોતાની જમણી ભુજા દૃષ્ટિસમક્ષ આવી પહોચી અને પોતાના અગમાં યથાસ્થાને જોડાઇ ગઇ તત્ક્ષણ ક્રૂર કાપાલિક કઠોર સ્વરે તે પુરુષને ઉદ્દેશીને બોલ્યો—રે ! રે ! વરાક ! ગરીબ ! રાકડા ! હવે જલદીથી તુ તારા ઇષ્ટદેવનુ સ્મરણ કરી લે, યમરાજાનો દૂત તારી પાસે શીઘ્રવેગે આવી રહ્યો છે તારા મસ્તક ઉપર મૃત્યુ ઝઝુમી રહ્યુ છે, માટે આ દુનિયામા તારે જે શરણભૂત હોય તેનુ શરણ અને સ્મરણ કરી લે જે જે ક્ષણો જાય છે તેમા તારૂ મૃત્યુ અતિ નિકટ આવે છે. હુ તને ચેતાવુ છુ, તુ ચેતી લે અને જેનુ સ્મરણ કરવુ હોય તેનુ સ્મરણ કરી લે આ ચમકતા તિક્ષ્ણ ખડ્ગથી હમણાજ હું તારો શિરચ્છેદ કરી તેજ મસ્તકવડે આ સન્મુખ રહેલી કાળકાદેવીની પૂજા કરીશ.'

મનોરંજક આકૃતિવાન આદર્શ નરપુગવના વિશુદ્ધ અ ત કરણમા નિષ્ઠુર હૃદયી કાપાલિકના ઉપર્યુક્ત હૃદયભેદક વાક્યો શલ્યની માફક ખુચવા લાગ્યા અને અ તરમા અસહ્ય અવ્યક્ત વેદનાનો અનુભવ થવા લાગ્યો મરણભય પ્રાણીઓને અતિશય દુ ખકર હોય છે એટલાજ માટે સર્વ ભય કરતા મરણભયને અગ્રસ્થાન આપવામા આવે છે આપવાદિક જુજ વ્યક્તિઓને છોડીને દુનિયામા એકપણ સંસારી પ્રાણી એવો નહિ દૃષ્ટિગોચર થાય કે જેને મરણ અનિષ્ટ ન હોય રાજા મહારાજાઓ. વાસુદેવો મહાનચક્રવર્તિઓ અને દેવ દાનવો પણ મૃત્યુ સમીપ આવતા ભયભ્રાન્ત બની જાય છે, ચિત્તમા ગ્લાની ઉત્પન્ન થાય છે અને એવી અવ્યક્ત વદનાનો અનુભવ કરે છે કે તેનો અ તર આત્માજ જાણે

કાળકાના મંદિરમાં રહેલો આ તેજસ્વી પુરૂષ વીર હતો, મહા-સુભટ હતો, છતાં પણ મરણભયે તેના ચિત્તમા કાંઇક ગ્લાની ઉત્પન્ન કરી, કાંઇક દીનતાનુ અવલંબન થવા લાગ્યુ પણ ક્ષણવારમા દીન-

વૃત્તિથી પાછો ફર્યો, પરાક્રમ ઝળકવા લાગ્યુ. શુરવીર થયો મરણની ભીતિને અતરથી દૂર કરી, વિચારશીલ વિવેકી તે વ્યક્તિએ પ્રસગ તપાસ્યો જોયુ કે આ સ્થળે બળ અજમાવતા કોઇપણ પ્રકારે કાર્ય સિદ્ધ થઇ શકે એવુ જણાતુ નથી માટે ચિત્તની સ્વસ્થતાપૂર્વક આવી પડેલા પ્રસગને પ્રસન્ન હ્રદયે સહન કરવામાજ સાર છે, દુનિયામા જન્મ પામેલાને અવશ્ય મરવુ તો છેજ, કોઇપણ સસારી પ્રાણી અમર નથી કોઇ ટુક મુદત સુધી તો કોઇ વધારે મુદત સુધી જીવી શકે છે ઉપાર્જન કરેલા આયુષ્યને અનુસાર જીવિતવ્યની સ્થિતિ રહેલી છે કોટી ઉપાયે પણ જ્યારે આ પાખડીથી છુટી શકુ એમ નથી ઉચ્ચ સ્વરે પોકાર કરૂ તો પણ નિર્જન અરણ્યમા મારા શબ્દો કોઇના પણ શ્રવણપથમા પડી શકે એમ નથી, કે જે શબ્દો સાભળી કોઈ પરોપકારી મારૂ રક્ષણ કરવા માટે દોડી આવે, તો હવે માથે રહેલા મરણના ભયને ભય તરીકે નહિ માનતા જે કાંઇ અવસર મળે તેમા શ્રેયસાધક પ્રવૃત્તિ કરવી એજ હિતાવહ છે કાપાલિક ભલે આ શરીર દ્વારાએ પોતાનુ કાર્ય સાધે અને હુ મારૂ કાર્ય સાધવામા પ્રવૃત્તિ કરૂ. અતિમ સમયે પણ પવિત્ર હ્રદયે સ્મરણીયનો સ્મારક બની તે મહાનપુરૂષોની પવિત્રતાથી મારા આત્માને પવિત્ર કરૂ, તેઓના અત્યુત્તમ ગુણોનો અનુમોદક થઇ પવિત્ર પુણ્યપુજથી મારા આત્માને સુગતિમાર્ગનો મુસાફર બનાવુ, એજ મારે માટે શ્રેયસ્કાર છે આ પ્રમાણે સુધારસવાહી ઉદાર ભાવનાથી તે વ્યક્તિએ પોતાના આત્માને પ્રથમ આવી વિષમ આપત્તિના સમયે નિષ્પ્રકપ બનાવ્યો અને ત્યારે પછી કાપાલિકે કહેલા વચનોને અનુસાર તેણે ઇષ્ટદેવ અને ઉપકારીનુ સ્મરણ કરવાની શરૂઆત કરી

'હે જિનેશ્વર પ્રભુ ! ત્રણ લોકના નાથ ! મારે આ દુનિયામા તારૂજ શરણુ હો ! મારા હ્રદયમા હમેશા તારૂજ ધ્યાન અવિચલ રહો ! આપ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ ત્રણે લોકમા રહેલા અવ્યક્ત ચૈતન્યવાન ક્ષુદ્ર જતુથી આરભીને યાવત્ અનુત્તર વિમાનવાસી દેવતાઓ પર્યંતના દરેકદરેક પ્રાણી પ્રત્યે બધુ તુલ્ય વાત્સલ્યભાવને ધારણ કરનારા છો આપ ત્રણ લોકના ઉદ્ધારક અસાધારણ શક્તિ સપન્ન મહાપુરૂષ છો સુખી કે દુખી કોઈપણ અવસ્થામા કોઇપણ પ્રાણીને આપ ધ્યાન કરવા લાયક છો આપના ધ્યાનથી અવશ્ય તેઓ પોતાનુ સાધ્ય નિર્વિઘ્ને પાર પાડી શકે છે આપ રાગદ્વેષ વિગેરે આભ્યતર શત્રૂપ્રત્યે નિષ્કૃપાળુ છતા સર્વ જતુઓ પ્રત્યે કૃપા-

પવિત અંતઃકરણવાન છો. મારા નિર્મલ માનસરોવરમા આપ હંસ સમાન આચરણ કરો હે પ્રભુ ! તુંજ મારો ઉદ્ધારક છે સુરાસુર-સેવિત ! વિશ્વદીપક ! તારૂજ શરણ મને સસાર મહાર્ણવનો પાર પમાડવા સમર્થ છે હે વિશ્વવિભાકર ! તુંજ મારા ઘનતિમિરનો વિનાશક છે, માટે હે પ્રભુ ! દેવાધિદેવ ! જિનપુગવ ! ભવોભવમાં મને તારૂજ શરણ પ્રાપ્ત થાઓ ! ! ”

વળી તેજ દેવાધિદેવના ચરણપકજમા મધુકરસમાન, જિનપ્રણિત માર્ગનો મુસાફર, પરદુખભજક, અને જેને હુ પોતાના પ્રાણ કરતાં પણ અતિશય વલ્લભ છુ, અર્થાત્ મારા પ્રત્યે ગાઢ પ્રેમાળ તથા પ્રપચી પાખડીની પ્રપચજાળથી દૂર રહેવા માટે અનેક રીતે તેમને નિવારણ કર્યા છતા તેના પ્રત્યે વિશ્વાસ ધારણ કરી કોઈ સ્થળે તેવું કાર્ય સાધવા માટે જનાર, જે હમેશા મારા અત કરણમા રમી રહ્યો છે, તે હરિવાહન રાજાનો સુગૃહિત નામધેય ભીમકુમારેન્દ્ર તેનુ પણ મને સ્મરણ હો ! આ દુનિયામા મારા અસાધારણ ઉપકારી તો તે જિનેશ્વરદેવ છે કે જેમના શાસનદ્વારા હું મારા વિશુદ્ધમાર્ગને જોઇ શક્યો અને યત્કિંચિત શક્ત્યનુસાર તે માર્ગે પ્રયાણ કરી શક્યો, એ સર્વ પ્રભાવ તે પ્રભુનોજ છે અને મારા પવિત્ર માર્ગમા સહાયક અતિશય વાત્સલ્યવત વિશુદ્ધપ્રેમી તે કુમાર પણ અતિશય ઉપકારી છે આ પ્રમાણે જિનેશ્વરદેવ અને પોતાના પરમસ્નેહી ભીમકુમારનુ પ્રગટ શબ્દોથી સ્મરણ કરી કાપાલિકને તેણે કહ્યુ યોગીરાજ ! મેં મારા ઇષ્ટદેવ વિગેરેનું સ્મરણ કરી લીધુ છે હવે જે તમારી અભિલાષા હોય તે પૂર્ણ કરો

વધ્ય પુરૂષના મુખમાથી નીકળતા ઉપર્યુક્ત ઉદ્‌ગારો સાભળી કરપીણ કૃત્ય કરનાર ક્રૂર કાપાલિકનુ કાળુ હૃદય અતિશય ઇર્ષ્યાગ્નિથી બળવા લાગ્યુ તેના મુખ ઉપર ક્રોધની છાયા ફરી વળી, ભીમકુમારનુ નામ સાભળતાજ તેના અત કરણમા સખ્ત આઘાત થયો, નેત્રો રક્તવર્ણીય થઇ ગયા ભીમકુમારના સબધમા પોતાની અનુભવેલી ગતરજનીની પરિસ્થિતિ હૃદય આગળ ખડી થઈ સ્મશાનભૂમીમાં મડળનો આલેખ, દેવીપૂજાનો પ્રારભ, શીખાબધનો પ્રયત્ન, કુમારને આકાશમા ઉછાળવુ, અને મહામુશીબતે હાથમા આવેલા લક્ષણવાન કુમારનું એકાએક છટકી જવુ, આ સર્વ હકીકત સ્મૃતિપથમા આવતા તેનું હૃદય ક્રોધદાવાનળથી દહન થવા લાગ્યુ. અરે મારો પ્રબળ વિરોધી મારી સઘળી આશાને મૂળમાથી ઉચ્છેદ કરનાર, તેનાજ નામનું

સ્મરણ, તેનાજ ગુણોની પ્રશંસા આ પુરૂષ શામાટે કરે ?

અસહનશીલ તુચ્છ હૃદયી પાખંડી ભાગ્યવાન કુમારના છતા ગુણની પ્રશંસા પણ સહન કરી શક્યો નહિ, અને કષાયના આવેશમા આવી જઈ ગુણવાન કુમારને નિર્ગુણ દૃષ્ટિએ જોતો વધ્ય પુરૂષની સમક્ષ તેમના છતા ગુણને દોષરૂપે પ્રગટ કરવા લાગ્યો

અરે ! મૂર્ખશિરોમણિ ! તુ કોનું શરણ અંગીકાર કરે છે ? જેનુ તું સ્મરણ કરી રહ્યો છે તે ભીમને હું સંપૂર્ણ રીતે ઓળખુ છુ, તેનાજ આધારે મેં દેવીપૂજાનો આરંભ કર્યો હતો તારા મસ્તકને બદલે તેના મસ્તકવડે મારે દેવીનુ પૂજન કરવુ હતુ, અને એટલા માટે મેં એને સખ્ત બંધનમા લીધો હતો, પરંતુ મારી સાથે પણ કપટવૃત્તિ ચલાવી મારા હાથમાથી છટકી ગયો અને છટકીને રખે આ યોગી મને પકડી પાડશે એમ ધારી નિસત્ત્વવાન એવા છુપા સ્થાનમા ભરાઇ ગયો કે બીજાને તેનો પત્તો પણ લાગી શકે નહિ પરંતુ મારાથી તે ક્યા અજાણ રહી શકે એમ હતો મેં મારી વિદ્યાના બળે તેને શોધી કાઢયો પોતાના નામને નિરર્થક કરનારો તારો ભીમ જેની તુ પ્રશંસા કરી રહ્યો છે, તે તો મારા ભયથી ગુપ્ત સ્થાનમા ભરાઈ રહ્યો છે, તે શુ ! આવીને તારૂં રક્ષણ કરનાર છે ? જો તે મારા હાથમાથી છટકી શક્યો ન હોત તો તારે માથે આ ભય ઉપસ્થિતજ ન થયો હોત, કેમકે તેના અભાવેજ હું તને અહિઆ લઇ આવ્યો છુ અને તેને બદલે દેવીસમક્ષ તારૂં બળીદાન દઇ હુ મારી વિદ્યાને સાંગોપાંગ સિદ્ધ કરીશ, માટે આવા નિસત્ત્વવાન ભીમને છોડીને કોઈ ઉત્તમ પ્રાણીનુ સ્મરણ કરી લે કે જેથી ભવાંતરમા તને તે સહાયક થાય આનુ સ્મરણ કરવાથી તને શુ ફાયદો મળી શકવાનો હતો કેમકે પોતેજ કોઇને શરણે ગયો છે તે તને શુ શરણ આપી શકવાનો હતો, કે જેનુ સ્મરણ કરવા તુ તત્પર થયો છે હમણાજ મારી કાર્યસાધક દેવીએ મને કહ્યુ કે તારા હાથમાથી નાશી છુટનારો ભીમ વિંધ્યગિરીની ગુફામા રહેલા જૈનમુનિ પાસે બેઠેલો છે તને મારા વચન ઉપર વિશ્વાસ ન આવતો હોય તો જોઈ લે આ ખડ્ગ જો તુ તેના ખડ્ગને ઓળખતો હોય તો ઓળખી લે આ ખડ્ગ તેનુજ છે તે તારો ભીમ જો કે નિર્બલ નિર્માલ્ય છે છતા પણ સુલક્ષણવાન હોવાથી તેના સંસર્ગવાળુ ખડ્ગ પણ મારા કાર્યમાં સહાયક થશે, એમ ધારી મારી વિદ્યાના પ્રભાવે હમણાજ તારી સમક્ષ આકાશ માર્ગે મારી ભુજા મોકલી તેજ

ખૂગ મેં મંગાવી લીધુ છે તે તારો સ્વામી, કે તારો મિત્ર ભલે તેને તું તારા પોતાના પ્રાણુ કરતા પણુ અતિપ્રિય માનતો હોય છતા પણુ દૂર રહેલો તે તારૂં શી રીતે રક્ષણુ કરવાનો હતો ! માટે મરણુ દશાની છેલ્લી પળે આવા નિર્માલ્ય પુરૂષના નામનુ સ્મરણુ કરી હે મૂર્ખ ! તુ શુ કાર્ય સાધી શકીશ ? માટે એવા નિસત્ત્વવાન્ સામાન્ય મનુષ્યને છોડી કોઈ ભાગ્યવાન સાત્વિક પુરૂષના નામનુ સ્મરણુ કરી લે કે જેથી તારૂં કલ્યાણુ થાય

કાળકાદેવીના મંદિરમા પાપી પાખંડીની પાછળજ પ્રચ્છન્ન રીતે રહેલો વીરશિરોમણિ ભીમ પાખંડીના મુખમાથી નિકળતા આવા નિષ્ઠુર વચનો સાભળી અતિશય દુખી થયો, અને તેનુ હૃદય અમર્ષથી વ્યાપ્ત થયુ કુમારને પાખંડીના વચનમાથી ઉદ્‌ભવતી પોતાની અપમાનિત દશાનુ દુખ ન હતુ, પરંતુ પ્રચંડ પાપીના પંઝામા સપડાયેલી સુલક્ષણુવાન અને તેજસ્વી વધ્ય વ્યક્તિનુ દુખ રોમેરોમમાં સંક્રમ પામ્યુ હતુ, એટલે કે તેના દુખથી દુખી હતો.

ઉદાર ચરિત્ર ઉત્તમ પ્રાણીઓ કદી પણુ બીજાના દુખને જોઈ શકતા નથી, અવસ્ય દુખી પ્રાણીઓના દુખનુ તેનામા સંક્રમણુ થાય છે, તેઓના ઉદાર હૃદયમા નિર્મળ દયાનુ અખૂટ ઝરણુ સતત પ્રવાહે વહ્યા કરે છે, તેઓ પોતાના બનતા પ્રયત્ને સામાનું કષ્ટ દૂર કરવા અવશ્ય કટીબદ્ધ હોય છે, પ્રાણુમાટે પણુ અન્યનું રક્ષણુ કરવામા તેઓ પાછી પાની કરતા નથી, પોતાના પરાક્રમની સાર્થકતા તેઓ ત્યાંજ માને છે ક્ષત્રિયોના ક્ષાત્ર તેજની સાચી કસોટી આવાજ પ્રસંગે થાય છે

સ્વાભાવિક રીતે પરોપકારી ભીમકુમારનુ હૃદય બીજાનુ દુખ જોઈને દુખી થતુ હતુ પરતુ આ પ્રસગે તેના દુખમા અસાધારણુ વધારો થયો હતો, તેનુ કારણુ એજ હતુ કે–પાખંડી અને વધ્ય વ્યક્તિની વાતો ઉપરથી તેમજ તે પુરૂષના પરિચિત સ્વર ઉપરથી તે નરપુંગવને કુમારે ઓળખી લીધો હતો તેનુ આ દારૂણુ દુઃખ જોઇ કુમારનુ હૃદય ભરાઈ આવ્યુ અને તેના દુખ સબધી અતિ ઉંડા વિચારમાં તે ઉતરી પડયો. અરે ! આ પાપી મારા વ્હાલા મિત્ર મતિસાગરને કેવી વિડંબના ઉત્પન્ન કરે છે ? અરે ! હું અહિંઆ વિદ્યમાન છતા મારી પ્રત્યક્ષમાં મારા વ્હાલા મિત્રના આવી કરૂણુાજનક દશા શુ મારી ચક્ષુઓ જોઇ શકુ ? અરે ! આ પાપી પાખંડી કેવા અઘોર કૃત્યનો કરનારો છે કે જેણે મારા પ્રિય મિત્રને પણુ હૃદયદ્રાવક દશામા લાવી મુકયો !

ઘણુંજ સારૂં થયુ કે ખડગ ઉપાડનાર શ્યામભુજાને આકાશમાર્ગે જતી દેખી મને કાતુક જોવાની અભિલાષા થઇ અને તેની ઉપર બેસી આ સ્થળે આવી પહોચ્યો જો હું અહિઆ ન આવી પહોચ્યો હોત તો નિરાધાર મારા વ્હાલા મિત્રની શી દશા થાત ! પણ દૈવની સાનુકુળતાએ કટ્ટા વિરોધીઓ પણ મિત્રની ગરજ સારે છે શત્રુની ભુજાજ મારા માટે સહાયક થઇ પડી કે જે દ્વારાએ શીઘ્ર વેગે મારા મિત્રનુ રક્ષણ કરવા હું અહિઆ આવી પહોચ્યો આ પ્રમાણે વિચાર કરતા કાપાલિક પ્રત્યે તેનુ હૃદય તપી આવ્યુ ક્ષાત્ર તેજ ઝળહળી ઉઠયુ અને અત્યાર સુધી પ્રચ્છન્ન રહી તેઓની વાતો સાભળી રહ્યો હતો તે પરાક્રમી ભીમ પ્રગટ થયો અને સિહની જેમ ગર્જના કરતો ક્રૂર કાપાલિક પ્રત્યે હૃદયભેદક ધ્વનિએ બોલ્યો

અરે ! પાપી ! નિષ્ઠુર હૃદયી ! અઘોર કૃત્યકારી ! ભૂમીભારભૂત કાપાલિક ! તેજ હું ભીમ કે જેને તુ નિર્બળ નિસત્ત્વવાન કપટી તરીકે ઓળખાવે છે નિર્બળતા અને સબળતાની પરિક્ષા પ્રસગેજ થઇ શકે છે, પરતુ વચનમાત્રથી તેની પરિક્ષા થઈ શકતી નથી. અરે ! નિર્દય ! મારૂ નામ જો કે ભીમ છે છતા પણ દુનિઆના સર્વ પ્રાણીઓ પ્રત્યે હુ સૌમ્ય દૃષ્ટિવાળો છુ ! મારૂ હૃદય કોઇના પ્રત્યે દ્વેષભાવનાથી કલકિત નથી છતા પણ તારા જેવા પ્રચડ પાપીઓને માટે તો હુ મારા ભીમ નામને સાર્થકજ કરીશ, દુનિયાને દુખ સાગરના અગાધ જલમા ડુબાવનાર તારા જેવા પ્રપચીઓને માટે તો સાક્ષાત્ યમરાજાજ છુ આ વખત તો હું તારા પ્રત્યે નિષ્કૃપ થયો છુ, તારા જેવાનો તો સહાર કરવો ઉચિત છે, તારા જેવા પાપીઓના અભાવે આ દુનિયા સુખી થશે

સત્ત્વશાળી ભીમકુમારના તેજસ્વી વદનમાથી નીકળતા આવા ઉત્તેજિત વચનો સાભળી કાપાલિક સ્તબ્ધ થઇ ગયો અરે ! આ શુ ! વિંધ્યગીરીની ગુફામા જૈન મુનિઓ પાસે રહેલો ભીમકુમાર અહિ ક્યાથી આવી ચઢયો ! હશે ઘણુ સારૂ થયુ છટકી ગયેલો શિકાર ફરી પણ પઝામા આવ્યો છે, આ વખતે તો પઝામાં સપડાયેલો ભીમ કોઇ પણ રીતે મારાથી છૂટી શકે એમ નથી, તેના બળીદાનથી હું મારી વિદ્યા સિદ્ધ કરૂ, આ પ્રમાણે વિચાર કરતો દુષ્ટ યોગી પોતાની વામભુજાથી પકડેલા મત્રિપુત્ર મતીસાગરને છોડી એકદમ ભીમકુમારની સન્મુખ થયો, અને જેવામા ભીમકુમારને પકડવા જાય છે, તેવામા કાર્યકુશળ ભીમે એકદમ તેના ઉપર ધસારો કરી

તેની ગતીનો રોધ કરી, બન્ને પગ પકડયા અને ભૂમી ઉપર ચત્તોપાટ નાખ્યો. ચતુર ભીમે કાપાલિક ફરી ઉભો થાય તે પહેલા તો તેનો કેશપાસ પકડી લીધો, અને તેના કઠોર હૃદય ઉપર પગ દઇ હાથમાં રહેલી ચમકતી સમશેરને તેની ગરદન સન્મુખ કરી. આ અવસરે ભીમે પોતાની ભયંકરતા પ્રગટ કરી. આ ભયંકર અવસરે અવસર જોઇ યોગી તો સ્તબ્ધજ થઈ ગયો એટલુજ નહીં પરંતુ સન્મુખ રહેલી કાળકાદેવી આ સઘળો બનાવ જોઇ રહી હતી તે પણ ભીમનુ ભયંકર પરાક્રમ નીહાળી દિગ્મૂઢ બની ગઇ અને કુમારને કહેવા લાગી.

ક્ષત્રીયવીરકુમાર ! મારા અનન્યભક્ત આ કાપાનિકનો તું વિનાશ ન કરીશ આ યોગી હમેશા મનુષ્યોના મસ્તકરૂપ કમલોથી મારી પૂજા કરે છે, જેથી મને આનંદ ઉત્પન્ન થાય છે. તેણે અત્યાર સુધીમા મારી સમક્ષ એકસોસાત મનુષ્યોનો ભોગ આપી તેમના મસ્તકોવડે મારી પૂજા કરી, અતુલ પ્રીતિ સંપાદન કરી છે. પ્રસન્ન થયેલી હું પણ તેના પ્રત્યે ઉપકાર કરવાની ભાવનાવાળી થઈ છુ માત્ર તેના પૂજામા એકજ મસ્તકની ન્યૂનતા હતી. એકસોઆઠ મસ્તક પૂર્ણ થતાની સાથેજ હું પ્રત્યક્ષ થઇને તેને વરદાન આપવાની ઇચ્છા ધરાવતી હતી એટલામાજ હે વત્સ ! તુ આવી પહોચ્યો. પરાક્રમી વીર ! તારૂ અતુલ સત્ત્વ નીહાળી, હુ પણ અતિ આશ્ચર્ય પામી છુ તારા દૈવી પરાક્રમે મારૂ ચિત્ત આકર્ષ્યુ જેથી તારી ઉપર હું પ્રસન્ન થઈ છુ, માટે પુણ્યશાળી કુમાર ! વરદાન માગ, તારે જે કોઈ પદાર્થ પ્રત્યે અભિરૂચી હોય તે પદાર્થની યાચના કરી લે, હું તારા સઘળા મનોવાછિત પૂર્ણ કરીશ

દુનિયામા પ્રત્યક્ષ અનુભવાય છે કે આશાધારી મનુષ્યો પોતાની આશા પૂર્ણ કરવા ખાતર મહા કષ્ટ કારી વિવિધ પ્રકારની સેકડો તપશ્ચર્યાઓ કરે છે મંત્રવાદીની આજ્ઞા અનુસાર યોગ્ય સમયે, યોગ્ય સ્થાને, યોગ્ય વિધિપૂર્વક ચિત્તની એકાગ્રતાએ મંત્ર વિગેરેનો જાપ કરે છે અનેક પાપારંભો કરી મહાકષ્ટે ઉપાર્જન કરેના દ્રવ્યનો પણ પાણીની માફક વ્યય કરે છે કાળીચતુર્દશી જેવા દિવસોની કાળી-રાત્રિએ હિંસકાદિ પશુપક્ષીઓના હૃદયભેદક કઠોરધ્વનિ અને વિકાળ રૂપધારી ભૂત વેતાલોના અટ્ટહાસ્યોની વચમા રહી નિર્જન જંગ-લોમા કે શ્મશાનભૂમીમા માત્ર સ્વાર્થની ખાતર વિવિધ પ્રકારના કષ્ટો અનુભવે છે અરે ! એક વખતે જાજ્વલ્યમાન અગ્નિમા ઝંપાપાત કરવા પણ તૈયાર થઈ જાય છે. જેને સાભળતા પણ હૃદયમા કંપારી

छूटे एवा विविध जातीना अतुल कष्टो अनुभवता छता पण तेवा प्रकारना सात्विक गुणोना अभावे ते प्राणीओ पोतानी अभिलाषा पूर्ण करनार देवनु दर्शन पण पामी शकता नथी तो पछी तेमनी प्रसन्नता के तेद्वाराए इष्ट अर्थनी सिद्धिनी वातज क्या रही इष्ट अर्थ सपादक तेज देवनु दर्शन सत्त्वशाळीओ पोताना सात्विक गुणोथी उपर दर्शावेली एक पण कष्टदायी स्थितिनो अनुभव कर्या विना पण प्राप्त करी शके छे तेमना आदर्श गुणोथी आकर्षायेला देवो अवश्य तेमनी उपर प्रसन्न थाय छे, अने तेमनी सघळी अभिलाषाओ पूर्ण करे छे सन्मुख रहेली व्यक्तिमा जो पोते काइ पण असाधारण गुण देखे तोज ते देवताओ तेने दर्शन दे छे, तेनी उपर प्रसन्न थाय छे, अने तेना कार्यमा सहायक थइ तेनु कार्य करी आपे छे निःसत्त्ववान प्राणी अनेक प्रयत्नो करवा छता जे काय नथी साधी शकतो ते कार्य, सत्त्ववान अल्प परिश्रमे क्षणवारमां साधी शके छे

एकसोसात मनुष्योनु देवी आगळ बळीदान करनार कापालिकने ते मनुष्यो मेळववामा ओछो परिश्रम नहि पडयो होय, तेओने पोतानी कपटजाळमा फसाववा माटे ओछा प्रपचो नहि रचवा पडया होय, तेमा पण भीमकुमारनी जेम घणाय छुटी पण गया होय, केमके दुनियामा 'शेरने माथे सवाशेर' पण होयज हिसक योगीए आ मनुष्योनो सहार करवा माटे पोताना जीवने पण अनेकवार जोखमगा नाख्यो हशे, अनेक प्राणीओने त्रास उत्पन्न कर्या हशे, अनेकनी साथे असत्य बोलवानो प्रसग प्राप्त थयो हशे, अरे टुकाणमा कहीए तो दुनियामा रहेला सघळा पापकार्योमा प्रवृत्ति करवी पडी हशे, एवु एक पण पाप नहि रहेवा पाम्युं होय के जेमा तेनी प्रवृत्ति नहि थई होय छता पण देवीने प्रसन्न करवा खातर एकसोसात मनुष्योनो भोग आपनार कापालिक खाली हाथेज रह्यो. ते जे कार्य न साधी शक्यो ते कार्य क्षणवारमा सत्त्वशाळी भीमे साध्यु. देवीनु प्रत्यक्ष दर्शन, तेमनी प्रसन्नता अने अभिष्टवरदाननी प्राप्ति भीमकुमारना सत्त्वनेज आभारी छे

प्राचीन कवीश्वरो पण दर्शावे छे के —

**अस्थिष्वर्थाः सुखं मांसे, त्वचि भोगो स्त्रियोऽक्षिषु ।**
**गतौ यानं स्वरे चाज्ञा, सर्वं सत्त्वे प्रतिष्ठितम् ॥**

पोताना शरीरमां रहेलो हाडनो समुह अने तेनी दृढताने

અનુસાર પ્રાણીઓને દ્રવ્યસંપત્તિ પ્રાપ્ત થાય છે, માંસને અનુસાર સુખ પ્રાપ્તિ, ચામડીને અનુસાર ભોગની પ્રાપ્તિ, સ્નિગ્ધનેત્રને અનુસાર સ્ત્રીસંબંધી સુખની પ્રાપ્તિ, લલિતગતિને અનુસાર વાહન વિગેરેની પ્રાપ્તિ, સ્વરને અનુસાર અન્યપ્રત્યે આજ્ઞાઐશ્વર્યની પ્રાપ્તિ, જ્યારે આ પ્રમાણે ભિન્ન ભિન્ન સુખોની પ્રાપ્તિ ભિન્ન ભિન્ન અવયવોની સુંદરતાને આશ્રયીને રહેલી છે ત્યારે સર્વ પ્રકારના સુખોની પ્રાપ્તિ એકલા સત્ત્વને આધારે રહેલી છે જ્યાં સત્ત્વ છે ત્યાં સર્વ સુખો સંકલિત થઇને રહેલા છે.

સાત્ત્વિકશીરોમણિ રાજકુમાર **ભીમે** પોતાની સાત્વિક પ્રવૃત્તિથી દેવીને પ્રસન્ન કરી કે જેને પ્રસન્ન કરવા ખાતર કાપાલિક રાત્રિદિવસ અતુલ પ્રયત્ન સેવી રહ્યો હતો પણ બીચારાના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડયા દેવીના પરમ ભક્ત કાપાલિકને જે વરદાન ન મળ્યું તે વરદાન કુમારને મળ્યું પરોપકારનિષ્ણાત પ્રતાપી **ભીમ** આ સ્થળે દેવીની આગળ કયા પદાર્થની યાચના કરે છે તેજ જોવાનું છે

કાપાલિકપ્રત્યે રોષારૂણ લોચનવાળો **ભીમ** પ્રત્યક્ષ દેવીનું દર્શન, અને તેના મધુર વચનો સાંભળી, આશ્ચર્ય પામ્યો; અને દેવીસમક્ષ ગંભીર અને ઉદાત્ત સ્વરે બોલ્યો

દેવી ! શું તમો મારી ઉપર પ્રસન્ન થયા છો ? જો એમજ હોય અને મને વરદાન આપતા હો તો હું તમારી પાસે એટલીજ યાચના કરૂં છું કે, તમો મન વચન અને કાયાથી જીવહિંસાનો ત્યાગ કરો તમો તમારા શરીરદ્વારા કોઇ પણ જીવનો વિઘાત ન કરશો તમારા વચનમાં પણ કોઇ જીવનું અહિત ન હોવું જોઇએ એટલુંજ નહિ તમારૂં હૃદય પણ હંમેશા વિશુદ્ધ હોવું જોઇએ કોઈ પણ પ્રાણીના વિનાશનું ચિંતવન પણ પાપનો અનુબંધ કરનાર છે, માટે જો તમો મને કાંઇ પણ ઇચ્છિત આપવાને ઉત્સુક થયા હો તો માત્ર આટલુંજ મને આપો, એજ મને ઇષ્ટ છે, એમાંજ મારા ચિત્તની પ્રસન્નતા છે, અને એજ હું તમારી પાસે યાચું છું દુનિયામાં જોઇએ છીએ. અને સાક્ષાત્ અનુભવીએ છીએ, કે અનેક પ્રાણીઓના વિનાશક મહા ભયંકર હોમ વિગેરે કાર્યોદ્વારા જે સિદ્ધિ પ્રાપ્ત થાય છે તે સિદ્ધિ કષ્ટમયી છે. જેમાં પગલે પગલે અનેક કષ્ટો રહેલા છે. ત્યારે જેમાં સૂક્ષ્મ કે સ્થૂળ કોઈ પણ પ્રાણીનું અહિત રહેલું નથી તેવા ધર્મકાર્યોદ્વારા જે સિદ્ધિ પ્રાપ્ત થાય છે તે સિદ્ધિ સુખમય છે, એટલે કે જે પ્રયત્નના પ્રારંભમાં, મધ્યમાં કે અંતમાં સર્વત્ર સુખનોજ અનુભવ રહેલો છે અવ્યાબાધ સુખ સ્વરૂપ સિદ્ધિનું મુખ્ય નિદાન જે

ધર્મ તે પણ દયામાજ રહેલો છે જ્યા દયા નથી ત્યા ધર્મનુ નામ નીશાન પણ નથી. દયાવિનાના અન્ય સર્વ ધર્મકાર્યો માત્ર લોક-રૂઢીએ કહેવાતાજ ધર્મકાર્યો છે પણ વાસ્તવિક ધર્મને સિદ્ધ કરનારા નથી. ધર્મકલ્પવૃક્ષનુ બીજ કહો કે ધર્મનું સર્વસ્વ કહો સઘળુ રહસ્ય દયામાજ રહેલુ છે તેના વિના સત્ર કાર્યો તુષખડન તુલ્ય નિષ્ફળ છે. આ દયાનુ પાલન, દેવી! તમારે સુસાધ્ય છે, દેવભવને લીધે તમારાથી તેવી અન્ય ધર્મક્રિયાઓ, જેમકે વિવિધ પ્રકારની તપશ્ચર્યાઓ, શીલપાલન વિગેરે ન બની શકે તો શુ તેવા ધર્મકાર્યોના અભાવે તમો ધર્મનુ આરાધન નજ કરી શકો? જિનેશ્વરપ્રભુના વિશાળ પવિત્ર શાસનમા કોઇપણ પ્રાણીને માટે તેઓની શક્તિને અનુસાર ધર્મ આરાધનના માર્ગો દર્શાવ્યા છે ભલે તમે શીલનુ પાલન ન કરી શકો, તપશ્ચર્યા ન કરી શકો પરતુ જીવદયાનુ પાલન તમારાથી અવશ્ય બની શકે એવુ છે, તમો વિબુધ છો, તમારી આગળ અબુધ ભૂમીગોચર મનુષ્ય હુ અધિક શુ કહી શકુ! તમો સઘળુ જાણી શકો એમ છો હજુ પણ જીવહિસાની પાપમય પ્રવૃત્તિથી નિવૃત્ત થાઓ દુનિયાના ભક્ષક નહિ બનતા રક્ષક બનો કરૂણાભાવનાના અમૃતમય ઝરણાથી તમારા મલીન અત કરણને પવિત્ર બનાવો પોતાના સ્વાર્થની ખાતર જીવનો વિનાશ કરનારા પણ દુનિયામા પાપી તરિકે ઓળખાય છે, તો પછી જેઓને જે જીવોની હિસામા લેશ પણ સ્વાર્થ રહેલો નથી, કેવળ કૌતુકનીજ ખાતર પરના પ્રાણોનો વિનાશ કરે છે, અન્યની પાસે કરાવે છે, તેઓને કેવા કહેવા જોઇએ, તે આપજ વિચારો દેવી! તમો તો દેવયોનીમા ઉત્પન્ન થયેલા છો, દેવોને કવલઆહાર તો હોતોજ નથી ત્યારે આવા બિભસ્ત અને દેખતા પણ કપારી છુટે એવા મહા આમિષનુ શુ પ્રયોજન હોય! તમોને તો પરના પ્રાણોનો વિનાશ દેખી કૌતુક ઉત્પન્ન થાય પણ સામાને કેટલો ત્રાસ થતો હશે! તેઓને કેટલુ કષ્ટ થતુ હશે! એ શુ તમારી જાણ બહાર હશે? નહિજ આવા હિસક કાર્યો કદી પણ શુભ ફળ નહિ આપે એ ચોક્કસ માનજો. દેવી! મારા વચ-નોને હૃદયમા સ્થાન આપો, તે ઉપર ઉડો વિચાર કરો, અને હિસાના કાર્યને આજથીજ છોડો જિનેશ્વરપ્રભુએ પ્રરૂપેલા દયામય ધર્મનો આશ્રય કરો, જેના પ્રભાવે તમો પુણ્યપુજ ઉપાર્જન કરી સુગતિના ભાગીદાર થઇ શકો. શુદ્ધ ધર્મના પાલક પવિત્ર પુરૂષોને ધર્મમા સહાય કરો, કે જેથી તેઓ નિર્વિઘ્ને પોતાનો ધર્મ અખડ

અને ઉજ્વલ રીતે પાલન કરી શકે, તેવાઓને સહાય કરવાથી અને તે ધર્મની અનુમોદના કરવાથી તમોને પણ ભવાતરમા વિશુદ્ધ ધર્મની પ્રાપ્તિ સુલભ થઇ શકે, પરિણામે ઉત્તરોત્તર ઉત્તમ માનવજીવન, ઉત્તમ દેવગતિ, વિગેરે ભવો પ્રાપ્ત કરી યાવત્ અક્ષય સુખના ભોક્તા થઇ શકો

વાચકો! ઉદારમહાશયોની ઉદારતા કઇ મર્યાદા પર્યંત પહોચી શકે છે! જે કુમારે દેવીની પ્રસન્નતાનુ ફળ પોતાની સ્વાર્થિક પ્રવૃત્તિમાં ન જોયુ, પણ પારમાર્થિક પ્રવૃત્તિમાજ જોયુ શુ! કુમારની નિરીહ વૃત્તિ! શુ! તેમની પરોપકાર કરવાની તીવ્રભાવના! એક વખતે આપણે એમ પણ કહી શકીએ કે કુમારે પોતાનો સાચો સ્વાર્થજ સાધ્યો, કે જે તાત્વિક સ્વાર્થમા દુનિયાના પ્રાણીનો અર્થ સમાયેલો હતો, એટલે કે પોતે એકજ કાર્યમા સ્વાર્થ અને પરમાથ ઉભયની સાધના કરી પરહિતચિંતક કુમારનુ હૃદય મૈત્રીભાવનાથી ઓતપ્રોત થયુ હતું. તેણે આ સ્થળે દેવીનું પણ હિત તપાસ્યુ, અને એથીજ તેની આગળ દયાધર્મનુ વાસ્તવિક સ્વરૂપ આલેખ્યુ, અને તેને પોતાની ફરજ સમજાવી

કુમારના હૃદયસ્પર્શી વાક્યોએ દેવીના અત કરણમા અજબ ચમત્કાર ઉત્પન્ન કર્યો તેમના એકેએક વાક્યો દેવીને હિતકર થઇ પડયા. દેવીની મોહાધતા દૂર થઇ, અને અતરમા વિવેકદીપક પ્રગટ થયો. દેવી પોતાના હિંસામય પ્રાથમિક કર્ત્તવ્યોથી અતિશય લજ્જા પામી, અજ્ઞાનદશા દૂર જવાથી દેવીએ પોતાની વાસ્તવિક સ્થિતિ નીહાળી, અને તેથી અદ્યાપિ પર્યંત આચરેલ પોતાની ફરજથી વિરૂદ્ધ કર્ત્તવ્યોનો તેને અતિશય પશ્ચાતાપ ઉત્પન્ન થયો. કુમારની દ્રવ્ય તથા ભાવદયા, અમૃતરસવાહી વચન પદ્ધતિ, બુદ્ધિમત્તા, વિનય, નમ્રતા, વિગેરે ઉદારગુણોથી પ્રમુદિત થયેલી દેવી તેમની હૃદયમા પ્રશસા કરવા લાગી. અહો! શુ બુદ્ધિશાળી કુમારની ઉદાર મતિ! શુ વચનચાતુર્ય! શુ આલ્હવાક્યતા! મનુષ્યોમા આવી ઉદારમતી વિગેરે ગુણો ભાગ્યેજ સભવી શકે આ પ્રમાણે હૃદયમા કુમારના ગુણોની પ્રશસા કરી વ્યક્ત સ્વરે બોલી

વીરવિભૂષણ કુમાર! તારા વિશુદ્ધ વચનોથી વિબુધ છતા પણ અબુધ થયેલી હું આજેજ સાચી વિબુધવનિતા થઇ, મે ધર્મનુ રહસ્ય જાણ્યુ, મોહદશાના મહામદમાં ઘેરાઇ નિરર્થક નિર્દયતાના અઘોર વનમાં હું ભૂલી પડી આમતેમ ભટકવા લાગી, પણ તું મને સાચો માર્ગદર્શક મળ્યો. તે દયાધર્મનો અતિ વિશુદ્ધ રાજમાર્ગ દર્શાવી,

મારી ઉપર અતુલ અનુગ્રહ કર્યો મને યોગ્ય માર્ગે સ્થાપન કરી, મને મારી ફરજ ઓળખાવી. ભાગ્યવાન ભીમકુમાર! આજથી આરંભીને મારી જીંદગી પર્યંત કોઇ પણ વખતે હું કોઇપણ જીવનો વિનાશ નહિ કરૂં, સર્વજીવો પ્રત્યે હું મૈત્રીભાવના રાખીશ, મારા જીવની માફક તેઓને માનીશ, અને યથાશક્તિ તેઓનું રક્ષણ કરવા હું પ્રયત્ન કરીશ, આ પ્રમાણે ભીમકુમારની સમક્ષ દેવીએ પ્રતિજ્ઞા અંગીકાર કરી અને પ્રસન્નવદને કુમારની સ્તુતિ કરતી અદૃશ્ય થઇ

પરોપકારનિષ્ણાત કુમારે દેવીને પ્રતિબોધ કરી પોતાનું દૈવી પરાક્રમ ઝળકાવ્યું આ બાજુએ કુમારની સમક્ષ મંદીરમાં રહેલા મંત્રિ-પુત્ર મતીસાગરે અવસર પામીને કુમારને હર્ષપુલકિત હૃદયે નમસ્કાર કર્યો ભીમકુમારે પણ અશ્રુપૂર્ણ નયને પોતાના વ્હાલા મિત્રને આલિંગન કરી પુછ્યું. હે સજ્જનશેખર! બુદ્ધિનિધાન! ચતુરશીરો-મણિ! મતીસાગર! બાપુ! તું આ પાખંડીના પાશમાં શી રીતે સપડાયો? જો કે અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિપૂર્વક તેં મને સમજાવ્યા છતાં પણ મુગ્ધહૃદયી મેં તારૂં વચન માન્ય ન કર્યું અને આ પાખંડીની પ્રપંચ-જાળમાં ફસાઇ ગયો, છતાં ભાગ્યોદયે છુટી ગયો અજ્ઞાનદશાથી મારી તો આ સ્થિતિ થઈ પરંતુ પ્રિયમિત્ર! તું તો બુદ્ધિશાળી હોઇ પ્રથમ-થીજ પાખંડીની પ્રપંચજાળને તેની ચેષ્ટા અને આકૃતિદ્વારા જાણી લીધી હતી છતાં તેના પાશમાં શી રીતે સપડાયો? કુમારના આ પ્રશ્નને ઉત્તર મતીસાગર ગદ્ગદ્ કંઠે આપવા લાગ્યો

કૃપાનાથ! હું આપની આગળ આ સર્વ ઇતિહાસનું શું વર્ણન કરૂં! સ્વામિન્! જાણતાં છતાં પણ આ પાખંડીની પ્રપંચજાળમાં હું ફસાયો, જેનો ઇતિહાસ ઘણો લાંબો છે જેને આપ એકચિત્તથી શ્રવણ કરો

રજનીના પ્રથમ પ્રહરે આપના શયનમંદીરમાં આપની પ્રાણ-વલ્લભા ગયા, ત્યાં આપના દર્શન ન થયા એટલે તેમને સંશય પડયો કે—આજે પ્રાણનાથ હજુ સુધી કેમ પધાર્યા નથી! શું કોઇ રાજ-કાર્યમાં રોકાયા હશે કે કેમ! કારણકે કોઇપણ દિવસ નહિ ને આજે આટલું બધું મોડું શાથી થયું હશે! તરતજ સ્વામિની ખબર મેળવવા માટે પહેરેગીરોને તેમણે સુચના કરી પહેરેગીરો આપની શોધ માટે નીકળી પડયા, સ્થળે સ્થળે ભમ્યા, પણ કોઈ સ્થળે આપ મળી શકયા નહિ. આખા નગરમાં કોલાહલ મચી ગયો ઠેર ઠેર આપના ગુમ થવાની વાતો થવા લાગી, નગર કે નગરની બહાર

એકપણ સ્થળ એવું ન રહેવા પામ્યું કે જ્યાં આગળ આપના સેવકોએ આપની શોધ ન કરી હોય. સઘળો રાજવર્ગ અને પ્રજાવર્ગ ગમગીન થઈ ગયો લોકો વિવિધ પ્રકારની કલ્પનાઓ કરવા લાગ્યા. સ્વામિન્! ટુંકાણમાં કહું તો સઘળો મનુષ્યવર્ગ આપના સબંધીજ વિચારમાં ચકચૂર થયો હતો આટલી પ્રવૃત્તિ થતાં સુધી આપના ગુમ થવાની બીના આપના સ્નેહાળ માતા પીતાને જણાવી ન હતી, છેવટે કોઇપણ પ્રકારે આપનો પત્તો ન લાગી શક્યો ત્યારે ન છૂટકે સર્વ હકીકત આપના પિતાશ્રી-મહારાજાને જણાવી, જ્યાં આગળ રાજમાતા માલતી દેવી વિગેરે સઘળો અંતઃપુરવર્ગ એકત્ર થઇ ગયો પહેરેગીરના મુખથી આપની હકીકત સાંભળતાં સઘળાઓ સ્તબ્ધ થઇ ગયા તે વખતના અંતઃપુરની સ્થિતિનું સ્મરણ હજુ પણ હૃદયને કંપાવે છે કૃપાનાથ આપને હું શું કહું! આપના અભાવે આપના પિતાશ્રીને જે કષ્ટ થયું તે મારાથી વર્ણવી શકાય એવું પણ નથી અંતઃપુરમાં એક પણ મનુષ્ય એવો ન રહેવા પામ્યો કે જેના નેત્રમાંથી અશ્રુધારા ન વહી હોય મહારાજા સાહેબ અને માલતી દેવી પ્રમુખ આપનો માતૃવર્ગ તો તેજ અવસરે વજ્રહતની જેમ નિશ્ચેષ્ટ થયો, તેમને મૂર્છા આવી ગઈ, સિંહાસન ઉપર અલંકૃત થયેલા મહારાજાને મૂર્છા આવવાથી એકદમ ભૂમી ઉપર ઢળી પડયા, અને પડતાં પડતાં તેમના મુખમાંથી એ ઉદ્‌ગારો નીકળી પડયા કે, અવશ્ય કોઇ પુરૂષે કુમારનું હરણ કર્યું જણાય છે મૂર્છિત થયેલા શિવાયનો સઘળો રાજવર્ગ ત્યાં શોકાતુર ચિત્તે ઉભો રહ્યો હતો. કેટલોક દાસ દાસીવર્ગ મૂર્છિત થયેલાઓને ચંદન રસનું સિંચન કરવા લાગ્યો ત્યારે કેટલાક મનુષ્યો વિશાળ વીંજણાથી પવન ઢોળવા લાગ્યા. અનુક્રમે અનેક ઉપચારોથી થોડી મુદતમાં સઘળાઓની મૂર્છા વળી, અને સઘળો વર્ગ ચેતનાવાળો થયો. મૂર્છા વળી પણ હૃદયનું દુઃખ વિરામ પામ્યું નહોતું એટલે તરતજ સઘળાઓના હૃદય ભરાઇ આવ્યાં મહારાજા, માતૃવર્ગ તેમજ સઘળો મંત્રીવર્ગ, મુક્ત કંઠે વિલાપ કરવા લાગ્યો તે અવસરે કોઇ-કોઈ કોઇને શાંતિ આપી રૂદનથી વિરામ પમાડી શકે એવું પણ રહ્યું નહિ. કૃપાનિધિ! તે અવસરે આપનો રાજમહેલ શ્મશાનતુલ્ય થઇ પડયો, સર્વત્ર સ્થળે અશાંતિનું સામ્રાજ્ય ફેલાઇ ગયું

આ અવસરે રાજમહેલમાં લાવણ્યથી ભરપુર અને અતિશય તેજસ્વી દિવ્ય રૂપધારી મધ્યમ વય અને મધ્યમ કદની કોઇ એક દેવાંગના આવી પહોંચી. તેને દેખતાની સાથેજ વિલાપ કરતો સઘળો

રાજવર્ગ શાંત થઈ ગયો. તત્ક્ષણ પ્રસન્ન વદને તે દેવાંગનાએ મહારાજાને ઉદ્દેશીને કહ્યું.

" રાજન્ ! શા માટે વિલાપ કરે છે તારા હૃદયમાં રહેલા શોકને દૂર કર, સ્વસ્થ થા, અને પ્રથમ મારી પૂજા કર હુ તારી પાટપર પરાની રક્ષક કુલદેવી છુ, પુત્રવિયોગથી પીડાતા તારા અંતઃકરણને સ્વસ્થ કરવાજ હુ અહિં આ આવી છુ "

કુમારશ્રી ! આ અવસરે અંતપુરમાં સંપૂર્ણ શાંતિ જળવાઈ રહી હતી આપના અસહ્ય વિરહથી વિલાપ કરતો માલતી પ્રમુખ આપનો માતૃવર્ગ અને મારા પીતાશ્રી વિગેરે સઘળો મંત્રિવર્ગ શાંત થઇ ગયો હતો સઘળાઓએ આપના વિરહની વ્યથા અને વિલાપ ભૂલી જઇ પોતાના વદન, કર્ણ અને અંતકરણ કુલદેવીને અર્પણ કર્યા હતા આપના પીતાશ્રીના આનંદનો પાર રહ્યો નહિ અચાનક દેવીનુ આગમન, અને તેના તેજસ્વી વદનમાંથી નિકળતા સ્વસ્થતા-સમર્પક વચનોએ, આપના પિતાશ્રી વિગેરેના સંતપ્ત અંતકરણને શાંતિ આપી શોકમગ્ન અંતપુર આ અવસરે હર્ષમય બની ગયુ. મહારાજાનો આદેશ થતા આપના સેવકોએ દેવીપુજાનો સામાન હાજર કર્યો તત્ક્ષણ આપના પીતાશ્રીએ પોતાના પવિત્ર હસ્તે આલ્હાદપૂર્વક પવિત્ર અને સુગંધી પુજોપચારથી દેવીપૂજા કરી

પુણ્યશાળી કુમાર ! અમારા પ્રબળ પુણ્યોદયે અમોને દેવીનો સમાગમ થયો, જેણે આપની હકિકત નિવેદન કરી અમારા અંતકરણને પ્રમુદિત કર્યા અમારી ઉપર તેણે મહાન અનુગ્રહ કર્યો અમોને જીવિતવ્ય આપ્યુ. એમ કહીએ તોપણ ના નહિ જો તેણે મધ્ય રજનીએ અમારી પાસે આવી આપની હકિકત નિવેદન ન કરી હોત તો અમારી કેવી કષ્ટદાયી સ્થિતિ થાત તે કહેવુ અશક્ય છે પણ અમારો પુણ્યોદય જાગૃત હતો કે પુણ્યના પ્રભાવે અમારી ઉપર કુળદેવીની અનુપમ કૃપા થઈ મહારાજાની પૂજા પૂર્ણ થયા બાદ દેવીએ અમારી સમક્ષ આપના શુભ સમાચાર જણાવ્યા. તેણે મહારાજાને ઉદ્દેશીને કહ્યુ–" રાજન્ ! તારા પુત્ર ભીમકુમારનુ કોઇ એક કપટી પાખંડીએ પોતાનો ઉત્તરસાધક બતાવવાના બ્હાનાથી હરણ કર્યું છે પાખંડીની ધારણા કુમારને ઉત્તરસાધક બનાવવાની ન હતી, કિન્તુ કુમાર પ્રશસ્તલક્ષણસંપન્ન હોવાથી તેના મસ્તકનો છેદ કરી, દેવીપૂજન કરવાની હતી. પાખંડીની તે ધારણા સફળ થઈ શકી નહિ. પુણ્યશાળી કુમારના પુણ્યે તેના તે કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કર્યું. કુમાર

અખંડિત રહ્યો એટલુંજ નહિ પણ પાંખડીના પંઝામાથી છુટી ગયો; અને ચંદ્રમુખી દેવી તેને પોતાના આવાસમા લઇ ગઇ છે રાજન્! તારો પુત્ર વિદ્યમાન છે અને સુખમા છે, તુ ચિંતાતુર થઇશ નહિ, પ્રસન્ન થા, થોડાજ દિવસમા તારો પુત્ર મહાન્ ઋદ્ધિપૂર્વક અહિંઆં આવશે અને તારા ચિત્તને અધિક આનંદ ઉત્પન્ન કરશે ”

આ પ્રમાણે દેવીએ આપના શુભ સમાચાર અમોને દર્શાવ્યા અને ક્ષણવારમા અદશ્ય થઇ ગઈ કુળદેવીના સ્મિત વદનમાથી નીકળેલા ઉપર્યુક્ત શબ્દો સાભળી સઘળુ અંતઃપુર આનંદકલ્લોલોમા મગ્ન થઈ ગયુ. થોડા વખત પહેલા જે સ્થળે કરૂણાજનક આક્રંદ કરતું હતું, તે સ્થળ તે અવસરે હર્ષધ્વનિથી ગાજી ઉઠયુ, સર્વત્ર આનંદનીજ વાર્તાઓ ફેલાઇ. સર્વનો શોક વિલય પામ્યો રાજમહાલયમા અને બહાર એકત્ર થયેલ લોકોના ટોળા વિખરાઈ જઇ સ્વસ્થાને જવા લાગ્યા થોડી વારમા કોલાહલમય થયેલુ સઘળુ નગર શાંત થઇ ગયુ. આપના પિતાશ્રીએ પલ્યંકમા શયન કર્યું મહારાણી જાનતી દેવી વિગેરે અંતઃપુરપરિવાર પણ પોતપોતાના નિયત આવાસમા ચાલ્યો ગયો અને તેઓએ પણ શયન કર્યું કુમારશ્રી! આ અવસરે હુ પણ મહારાજાની આજ્ઞા મેળવી મારા આવાસમા આવી પહોચ્યો. અને શયન કર્યું, પરંતુ વિરહદુઃખથી દુઃખિત અંતઃકરણ સુખશય્યામા શાંતિ પામી શકયુ નહિ શય્યામા આમ તેમ આળોટવા લાગ્યો. અંતરમા આપનાજ સબંધી વિચારમાળા ચાલુ હતી, જે વિચારમાને વિચારમા પ્રત્યૂષસમય થવા લાગ્યો પૂર્વ દિશામા કાંઇક અરૂણોદયની પ્રભા પડવા લાગી, તે અવસરે હુ પલ્યંકમાથી ઉઠયો મારા હૃદયમા વિચાર ઉદ્‌ભવ્યો કે રાત્રિએ કુળદેવીએ કહેલા વચનો શુ સાચાજ હશે! જો કે કુળદેવીના વચનો અસત્ય હોય નહિ છતા પણ હું તે વચનોની પરીક્ષા કરૂ આ પ્રમાણે વિચાર કરી વસ્ત્રાદિથી સુસજ્જિત થઇ, એકાકી મારા આવાસમાથી હું બહાર નીકળ્યો અને રાજમાર્ગે થઇ નગરના દરવાજા આગળ આવી પહોચ્યો મે નિર્ણય કર્યો કે શુકનદ્વારાએ દેવીના વચનની સત્યતા અસત્યતાની પરીક્ષા થઈ શકશે નગરના દરવાજા આગળ આવી પહોચતાજ મને શુભ શુકનો થવા લાગ્યા. પ્રથમ નગરના દરવાજાના તોરણ ઉપરજ એકાએક તીતર પક્ષીએ સ્વર કર્યો અને મધુર અવાજ કરતુ તે પક્ષી ત્યાથી ઉડી ડાબી બાજુએ ગયુ અને ત્યા રહેલા એક કુતરાના મસ્તકનો પોતાના જમણા પગથી સ્પર્શ કર્યો. આ શુકન જોઇ રહ્યો છુ; એટલામા હર્ષસૂચક કાકારવ કરતો

કાગડો મારી જમણી બાજુથી ડાબી બાજુ તરફ ચાલ્યો ગયો, ચાસ-પક્ષી પણ તે અવસરે દૃષ્ટિગોચર થયું દરવાજાની નજદીકમાં રહેલો મોર પણ આનંદપૂર્વક રંગબેરંગી પીછાને વિસ્તારી, કળા કરતો નૃત્ય કરવા લાગ્યો દેવચકલી પણ પાર્થિવને ડાબી બાજુએ રાખી ચીચી ચીચી સ્વર કરતી ઉડવા લાગી એક એકથી ચઢીયાતા શુભ શુકનો જોઇ મારૂં હૃદય અતિશય આલ્હાદ પામ્યું, તે અવસરે તારા-ભક્ષ્યમુખી પક્ષીણી પણ પોતાના પ્રિયતમ સહિત ક્ષીરે વૃક્ષ ઉપર જઇ બેઠી આ પ્રમાણે ભાવ, સ્થાન, ચેષ્ટાઓ, ગમન અને સ્વર વિગેરેથી પ્રશાન્ત શકુનો જોઈ હું અતિશય પ્રસન્ન થયો મારા હૃદયમાં ચોક્કસ નિશ્ચય થયો કે કુળદેવીની કહેલી હકીકત અવશ્ય સંવાદીજ છે, નહિ તો આવા શુભ શુકનો કદીપણ ન સંભવી શકે જેટલામાં શુભ શુક-નોથી હૃદયને પ્રશસ્ત વિચારતરંગોમાં તરંગિત કરતો હર્ષભેર પાછો ફરવાની તૈયારી કરૂં છું તેટલામાજ આ કાપાલિકનું ત્યાં આવાગમન થયું દેખતદેખતામાં તેણે મને અધર ઉપાડયો અને આકાશમાર્ગે ચાલવા માંડયું અનુક્રમે મને અહિંઆ લઈ આવ્યો અને મહાન્ પુણ્યના ઉદયે મને આપના દર્શન થયા ખરેખર તે શુભશુકનો મને તત્કાળ ફળ્યા નહિ તો આપનો શીઘ્રસમાગમ મને ક્યાંથી હોઇ શકે ! આ કાપાલિક જો કે બાહ્યથી મારા પ્રત્યે અપકારી જેવો જણાય છે, તેનું હૃદય ભલે મારા પ્રત્યે હિંસક ભાવ ભજતું હોય છતાં પણ તાત્ત્વિક રીતે જોતાં તો આ મારો અતિ ઉપકારી છે, એનીજ સહાયથી હું આપનો સમાગમ પામી શક્યો નહિ તો મને આપનો સમાગમ ક્યારે અને કયે સ્થળે મળી શકત ? જો કે દેવીના વચનથી એ તો નિર્ણિતજ હતું કે થોડા દિવસમાં આપનો સમાગમ થાત પરંતુ આ સમાગમની અપેક્ષાએ તેનો કાળ ઘણો લાંબો હતો ત્યારે આપણા શીઘ્રસમા-ગમમાં સહાયક આ યોગી થયો માટે સ્વામિન્ ! આ મારો અતિ ઉપકારી છે, માટે તેના પ્રત્યેથી આપની ક્રોધયુક્ત દૃષ્ટિ સંહરી અમૃતમય દૃષ્ટિ વિસ્તારો આ કાપાલિકને આપ છોડી દો, તેના ઉપર અનુગ્રહ બુદ્ધિ ધારણ કરો આપનો વિશુદ્ધ આત્મા હંમેશાં દયારસથી ભરપુર છે, આપના ઉદાર હૃદયમાં અપરાધી પ્રત્યે પણ અપકાર કરવાની ભાવના ઉદ્ભવેજ નહિ

ભિમપરાક્રમી કુમારશ્રી ! આપના ભીમ નામની સાર્થકતા કાપાલિક પ્રત્યે અનુગ્રહપ્રવૃત્તિમાંજ સફળ કરો, આપ શાંત થાઓ અને આ યોગીને પણ ધર્મનો ઉપદેશ આપી કરૂણાપૂર્ણ હૃદયવાળો

બનાવવા અજ્ઞાનતાના વશે અદ્યાપિપર્યંત આચરેલા અધમ કાર્યોનું ફલ પરિણામ એણે પ્રત્યક્ષ જોયું એટલે એનું હૃદય પણ હિંસક પ્રવૃત્તિથી પાછું ફર્યું હશે તેમાં આપનો ઉપદેશ અધિક ફળદાયી થઇ પડશે એમ મારૂં માનવું છે. માટે આપ તેના ઉપર અનુગ્રહબુદ્ધિ ધારણ કરી, એની જડતાનું ઉન્મૂલન કરો. એને માર્ગ બતાવો કે જે દ્વારાએ પોતાના વાસ્તવિક ધર્મને ઓળખી પોતાની હિંસક પ્રવૃત્તિથી તે પાછો ફરે, અને પોતાના પાપનો પશ્ચાત્તાપ કરે પરિણામે પાપમય પ્રવૃત્તિવત આ કાપાલિક પુણ્યના માર્ગે પ્રયાણ કરી પોતાનું કાર્ય સાધે. એજ આપણે ઇચ્છીએ

દુશ્મન પ્રત્યે પણ મિત્રબુદ્ધિ ધારણ કરનાર વ્હાલા બંધુ ! હું છેવટે એજ વિજ્ઞપ્તિ કરૂં છું કે આ કાપાલિકને આપ છોડી દો, એ બીચારો અધિક દુ:ખી થતો હશે એને દુઃખમુક્ત કરો

વિવેકી વાચકો ! ઘોર અપરાધી કાપાલિક પ્રત્યે મંત્રિપુત્ર મતિસાગરની આ વિચારણા આપણા ચિત્તમાં ચમત્કાર ઉત્પન્ન કરે છે; એટલુંજ નહિ પણ તેની અતિ ઉદાર પ્રકૃતિનું અનુમાન કરવા પ્રેરણા કરે છે શું તેમનું ઔદાર્ય ! પોતાના પ્રત્યે ઘોર અપરાધ કરનાર, પોતાના વ્હાલા પ્રાણોનો વિનાશ કરવાની છેલ્લી પળે પહોંચેલા, પોતાનીજ સમક્ષ પોતાના પ્રેમાળ મિત્ર કહો કે, સ્વામિ, કહો, તે ભીમકુમારના અવર્ણવાદ બોલનાર પાપી કાપાલિક કે જેણે અદ્યાપિ પર્યંત પોતાના માનુષી જીવનને રાક્ષસીજીવન તરિકેજ વ્યતીત કર્યું હતું, અનેક પ્રાણીઓના પ્રાણોનો નિર્દય રીતિએ વિનાશ કર્યો હતો, કાળકાદેવીની પૂજા નિમિત્ત તેમનાજ મંદિરમાં રૂધિરનો પ્રવાહ વહેવડાવી કેવળ મંદીરની ભૂમિને અપવિત્ર કરી હતી, આવા નિષ્ઠુરહૃદયી પાતકી પરદ્રોહી દુષ્ટ કાપાલિક પ્રત્યે આ બુદ્ધિ, આ ભાવના, અને મનોરંજક વદનમાંથી નિકળતા આવા મીઠા વચનો, માત્ર તેની ઉદારતાનેજ આભારી છે. ઔદાર્યસંપન્ન પ્રાણીઓ પ્રાણસંકટે પણ પોતાના ઉદાર સ્વભાવને ત્યજતા નથી. પ્રાચીન કવીશ્વરો પણ કહે છે કે—

" घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धं,
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादुकं चेक्षुखण्डम् ।
तप्तं तप्तं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं,
प्राणान्तेपि प्रकृतिविकृतिर्जायते नोत्तमानाम् ॥ "

સ્વાભાવિક સુગંધિ ચંદનના કાષ્ટને જેમ જેમ ઘસવામાં આવે તેમ તેમ તેની સૌરભ અધિક વિસ્તાર પામે છે, મધુર રસથી ભરપુર

શેલડીના સાઠાનો જેમ જેમ છેદ કરવામા આવે, ઉપરની છાલ વિગેરે અસાર પદાર્થ કાઢી નાખવામા આવે તેમ તેમ તે અધિક સ્વાદિષ્ટ થાય છે, સુવર્ણને અગ્નિમા જેમ જેમ અધિક તપાવવામા આવે તેમ તેમ અધિક તેજસ્વી બને છે, ચદન શેલડી અને સુવર્ણ પ્રતિકુલ સંયોગોમા પણ પોતાના સ્વભાવને છોડતા નથી એટલુજ નહિ પણ તેવા પ્રસગમા અનુક્રમે તેઓ અધિક સુગધિ સ્વાદિષ્ટ અને મનોરજક વર્ણીય બને છે આવીજ રીતે ઉત્તમ પ્રાણીઓ પ્રાણસકટના પ્રસગે પણ પોતાની ઉદાર પ્રકૃતિનો ત્યાગ કરતા નથી પણ તેને અધિક તેજોમય બનાવે છે, તેવા પ્રસગમા તેઓ પોતાની સાત્વિક પ્રકૃતિને અધિક ઉત્તેજીત બનાવે છે તેઓ એમજ સમજે છે જે આ પ્રસગજ અમારે માટે સાચી કસોટીનો છે ઘોર અપરાધી પ્રત્યે આવી કરૂણા ભાવના ઉત્પન્ન થવી એ પણ અહોભાગ્યની નિશાની છે કાપાલિકના હિંસક કાર્યમાથી પણ ઉદાર મત્રિપુત્રે ગુણ શોધી કાઢ્યો

ગુણવાન પ્રાણીઓ અવગુણીમાથી પણ ગુણો મેળવી શકે છે, તેઓની દૃષ્ટિ વિષથી ભરપુર ભાજનમા પણ એ જુએ છે કે આમા કયે સ્થળે અમૃત રહેલુ છે, અને એ પણ ચોક્કસ છે કે અમૃત શોધવાની બુદ્ધિવાળો તેમાથી અમૃત મેળવી શકે છે જેમ માનસરોવરમા રમણ કરનારો વિવેકી હસ, દુધ અને તેમા રહેલુ પાણી બન્નેનુ પ્રથકકરણ કરી માત્ર દુધનેજ ગ્રહણ કરે છે અને પાણીને તજે છે, સીગીમચ્છ ખારા લવણસમુદ્રમાથી પણ મીઠુ પાણી મેળવી તેનુ પાન કરે છે અને ખારા જળને તજી દેછે તેમ ઉત્તમ પ્રાણીઓ અવગુણોથી ભરેલા મનુષ્યોમાથી પણ ગુણ શોધી લેછે એટલુજ નહિ પણ તેમના અવગુણો તરફ દૃષ્ટિ સરખી પણ કરતા નથી

મતિસાગરના ઉપર્યુક્ત વચનો શ્રવણ કરી કાપાલિક પણ આશ્ચર્યમુગ્ધ થયો, પોતાના નિષ્ઠુર વર્ત્તનથી તેને એ સભાવના પણ ન હોય કે મતિસાગર મારે માટે આવી ઉદારતા દર્શાવે. કાપાલિકને પોતાના પ્રાણ બચવાનો સશયજ હતો ભીમકુમારની શમશેરના એકજ પ્રહારથી તે પોતાનો પરલોક માનતો હતો, પરતુ મતિસાગરના આ વચનોએ તેને અપૂર્વ શાતિ સમર્પી પોતાના પ્રત્યે મતિસાગરની આ ઉદારતા જોઈ કાપાલિકનુ હૃદય આર્દ્ર થઈ ગયુ તે વિચારવા લાગ્યો જે અહો ! શુ ભાગ્યવાનની ઉત્તમતા ! શુ તેમનુ ઔદાર્ય ! મારા જેવા ઘોર પાપી પ્રત્યે પણ તેઓની આ કરૂણાભાવના ! જીદગીભરમા પણ આવી ભાવના મારા નિષ્ઠુર

હૃદયને કદીપણુ ન સ્પર્શી. દુનિયામા અધમાધમ પાતકી મારા જેવો કોણ હશે કે આવા રત્નભૂત નરપુગવોનો વિનાશ કરવા તૈયાર થાય ! દુનિયામા જન્મ આપનારી જનેતા તેજ શ્લાઘ્ય છે કે જેની રત્નકુક્ષીમા આવા નરરત્નો ઉત્પન્ન થયા છે. ધન્ય છે ! આવા નરપુગવોને કે જેના વડે આ પૃથ્વી અલંકૃત છે આ પ્રમાણે હૃદયથી તેઓના પ્રત્યે બહુમાન ધારણ કરતો કાપાલિક મતિસાગરને ઉદ્દેશીને બોલ્યો.

હે ! પ્રિયમિત્ર મંત્રિ મતિસાગર ! ! આપે મારી ઉપર અનહદ ઉપકાર કર્યો મારી ત્રુટતી જીવનદોરીને આપે અખંડિત રાખી હવે આપ મારા ઉપકારને માટે ભીમકુમારને જે પ્રાર્થના કરી ગયા છો તેની જરૂર નથી, કારણકે પરોપકારી પરાક્રમની પરાકાષ્ઠાએ પહોચેલા ભાગ્યવાન ભીમકુમારે કાળકાદેવી પ્રત્યે જે અહિંસક ધર્મનો ઉપદેશ આપ્યો છે, તે ઉપદેશ કેવળ તેમનાજ માટે નહિ પણ વાસ્તવિક રીતિએ મનેજ કર્યો છે અદ્યાપિ પર્યંત હુ અહિંસક માર્ગથી અજ્ઞાતજ હતો જડતાના પ્રભાવે હુ વિવેકપૂર્વક કશુ જોઈ શક્યો નહિ અંધકારમય અવટમા અથડાતા મને આજે સન્માર્ગદર્શક દીપક મળ્યો મારૂ ભાગ્ય જાગૃત થયુ કે મને આપનો સમાગમ થયો તેમા પણ કુમારશ્રીએ મને ધર્મોપદેશ આપી મારી ઉપર અનહદ ઉપકાર કર્યો છે કે જે ઉપકારનો બદલો હુ જીદગીભરમા કોઇપણુ ઉપાયે વાળી શકુ એમ નથી કુમારશ્રીએ વર્ણવેલો અહિંસક ધર્મજ મારે શરણભૂત છે આજથી આરંભીને હુ કદી પણ નિરપરાધી પ્રાણીઓનો વિનાશ નહિજ કરૂં ધન્ય છે ! આવા પરાક્રમી પુરૂષ રત્નને કે જેણે પોતાના અહિંસક ધર્મમય ઉપદેશદ્વારા મારા નિષ્ઠુર અંતઃકરણને પણ દયાર્દ્ર બનાવ્યુ. હુ ગુણમાણિક્યના ભંડારભૂત તેમના ઉદાર ચારિત્રનુ શુ વર્ણન કરૂં ! અપકારી પ્રત્યે પણ ઉપકાર કરનાર મિત્ર, મતિસાગર ! તમારી પણ હુ શુ સ્તુતિ કરૂં ! તમારા ઉભયના ઉન્નત ચરિત્રને હુ વારવાર વંદના કરૂં છુ મે તમારો મહાન અપરાધ કર્યો, મારા વિવેકનેત્રો મોહાંધકારથી આચ્છાદિત થએલ હતા જેથી હુ આવા અકાર્યમા પ્રવર્ત્તમાન થયો પરંતુ જે થયુ તે સારા માટે થયુ કેમકે મને આપનો સમાગમ થયો, નહિ તો આખી જીંદગીભરમા પણ હુ અહિંસક ધર્મનો પાલક બની શકત કે કેમ તે સંશયાસ્પદ હતુ આપે મારો ઉદ્ધાર કર્યો, નરક ગતિની અસહ્ય યાતનાઓથી મને બચાવ્યો; અને સુગતિના માર્ગે સ્થાપન કર્યો. હિંસકબુદ્ધિએ કરેલુ આપનુ હરણ પણ મને ઉપકારક થયુ, આ

પ્રમાણે કાપાલિક ભીમકુમાર પ્રત્યે પોતાના હૃદયમા ઉદ્ભવેલા વિચારો વચનદ્વારા પ્રગટ કરી રહ્યો છે એ અવસરમા પૂર્વદિશામાં સૂર્યનો ઉદ્ગમ થયો સર્વત્ર તેજસ્વી કિરણો વિસ્તાર પામ્યા, અને અંધકાર સર્વથા વિલય પામ્યો કાળકાદેવીના મદિરમા પણ પ્રકાશ થયો આ અવસરે કાપાલિક, ભીમકુમાર અને મંત્રિપુત્ર મતિસાગર ત્રણેની દૃષ્ટિ અચાનક મદિરના દ્વાર તરફ પડી અને ત્યા આગળ એક વિસ્મયોત્પાદક દૃશ્ય દૃષ્ટિગોચર થયુ

## પ્રકરણ ૧૧ મુ.

### વ્યોમગામી વારણ.

ઉજ્જ્વળ પ્રભાતનો સમય થયો હતો, શીઘ્રગતિએ પ્રયાણ કરતુ સૂર્ય-વિમાન પોતાના શુભ્ર અને તેજસ્વી કિરણોથી અવનિતલને પ્રકાશિત કરી રહ્યુ હતુ અધકારનો વિલય થવાથી દશે દિશાઓ અતિશય ઉજ્વલ જણાતી હતી મદ મદ પવન પણ મધુર ગર્જના કરતો વૃક્ષોને કપાવી રહ્યો હતો, આ અવસરે સૌભાગ્યપ્રતિષ્ઠિત કોઈ એક હસ્તિરત્ન આકાશમાર્ગે વેગપૂર્વક પ્રયાણ કરી રહ્યો હતો જેના પ્રત્યેક અવયવો પ્રેક્ષકને આનદ ઉત્પન્ન કરે તેવા હતા, જેની પ્રસન્ન મુદ્રા ભયને બદલે ચિત્તને શાતિ આપનારી હતી તેના ઉન્નત કુભસ્થળ ઉપર દિવ્યરૂપધારી તેજસ્વી બે વ્યક્તિઓ જણાતી હતી તે વ્યક્તિઓના તેજસ્વી મનોરજક સ્વરૂપ ઉપરથી પ્રેક્ષકો સ્હેજે તેઓને દેવ તરિકે કલ્પે, પરતુ તેઓ દેવ ન હતા, કિન્તુ ભૂમિચર મનુષ્યોજ હતા અરે! એટલુજ નહિ પણ આપણી કથાના નાયક યુવરાજ ભીમકુમાર અને મત્રિપુત્ર મતિસાગર હતા. તેઓ આ વ્યોમગામી વારણ ઉપર શી રીતે અને શાથી આરૂઢ થયા હશે અને તે વારણ તેઓને ક્યા લઇ જતો હશે વિગેરે અનેક કલ્પનાઓ વાચકોના હૃદયમા સહજે ઉદ્ભવે અને તે જાણવાની જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે હવે આપણે એજ જોઇએ કે આ પરિસ્થિતિ કેવી રીતે ઉપસ્થિત થઇ.

વાચકો! ગતપ્રકરણમા દર્શાવ્યા પ્રમાણે આપણે કાળકાદેવીના મદિરમાં બન્ને મિત્રોને કાપાલિકની સાથે વાર્તાલાપ કરતા મુકી અહિ આવ્યા છીએ ફરી આપણે ત્યાંજ દૃષ્ટિપાત કરીએ કાપાલિક રાજપુત્ર અને મંત્રિપુત્ર ત્રણે ભાગ્યવાનો રસભર વાર્તાલાપ કરી રહ્યા હતા તેવામાંજ તે મંદિરની આગળ એ હાથી આવી [illegible]

ત્રણેની દૃષ્ટિ હાથી ઉપર પડી દેખદેખતામા હાથીએ પોતાના શુડા-દડથી ભીમકુમારને ગ્રહણ કરી પોતાના કુભસ્થળે સ્થાપન કર્યો અને તત્ક્ષણ મતિસાગરને પણ તેવીજ રીતે ગ્રહણ કરી કુમારની પાછળ બેસાડ્યો કુમાર અને મતિસાગર આ બનાવ જોઇ અતિ આશ્ચર્ય પામ્યા તેઓ વિચારમા પડયા કે આ હાથી આપણને ક્યા લઇ જશે ! ક્ષણવારમા તો હાથી બન્નેને ગ્રહણ કરી ગગનમાર્ગે પ્રયાણ કરવા લાગ્યો કાપાલિક પણ આ આશ્ચર્યકારી બનાવ જોઈ વિસ્મય પામ્યો કાપાલિકને એકલોજ કાળકાના મદિરમા રાખી ભીમકુમાર અને મત્રિપુત્ર મતિસાગરને લઇ હાથી શિઘ્રવેગે પ્રયાણ કરવા લાગ્યો કાપાલિક આકાશ તરફ દૃષ્ટિ રાખી એકી ટસે તે હાથી તરફજ જોઈ રહ્યો હતો થોડીજ વારમા હાથી ઘણે દૂર નીકળી ગયો ઉપકારી કુમાર અને પોતાનો પ્રાણ દાતા મતિસાગર અદૃશ્ય થવાથી તેનુ ચિત્ત ગ્લાનિ તો પામ્યુ, પરતુ 'પુન્યશાળીઓનો સર્વત્ર વિજયજ હોય છે' એ કહેવતને અનુસાર આ આકાશગામી હસ્તિ-રત્નની પ્રવૃત્તિ પણ તેમના ભાવિ ઉદયને માટેજ હશે એમ ચિત્તને સ્વસ્થ કરી કાપાલિક પોતાના કાર્યમા વ્યગ્ર થયો

આ તરફ લલિતગતિએ ગગનમાર્ગે ગમન કરતા હસ્તિરત્ન ઉપર દેવની માફક શોભતા બન્ને મિત્રો પરસ્પર વાર્તાલાપ કરવા લાગ્યા હાથીના આકાશગમનથી વિસ્મય પામેલા કુમારે પોતાના મિત્રને પ્રશ્ન કર્યો મિત્ર ! અવનીતળમા કોઇ જગ્યાએ તે આવુ હસ્તિરત્ન જોયુ છે કે જે આવી રીતે આકાશમાર્ગે ઉડી શકે ? મને તો અતિશય આશ્ચર્ય થાય છે શુ આવા પણ પશુઓ દુનિયામા છે કે જેઓ પક્ષીની માફક આકાશમા પણ પ્રયાણ કરી શકે ?

ત્રિકાલાબાધિત જિનેશ્વરદેવના પરમ પવિત્ર વચનામૃતોથી ભાવિ-તાત્મા મતિસાગરને હાથી આકાશમા ઉડી શકે એમા કશુ આશ્ચર્ય નહોતુ. પોતે જાણતો હતો કે આત્મા અનત શક્તિનો સ્વામી છે, તે તે શક્તિઓના આવારક કર્મોનો જેમ જેમ વિગમ થતો જાય છે તેમ તેમ આચ્છાદિત શક્તિઓ વિશેષ વિકાશ પામે છે, અને આત્મા પોતાનુ વીર્ય ફોરવે છે, પુદ્ગલોમા પણ અચિત્ય શક્તિ રહેલી છે અનેક શક્તિઓના સંયોગથી વિવિધ [illegible] આશ્ચર્યજનક અનેક કાર્યો દુનિયામા દૃષ્ટિ-ગોચર થાય છે. પ્રભુના પવિત્ર આગમમા અનેક પ્રકારની લબ્ધિઓ પણ વર્ણવી છે. લબ્ધિ એટલે, કે આત્માની અમુક પ્રકારની શક્તિ વિશેષ, [illegible] છે, જેમા વૈક્રિય નામની લબ્ધિ દર્શાવી છે જે લબ્ધિના

પ્રભાવે પ્રાણીઓ પોતાના રૂપનુ પરાવર્ત્તન કરી શકે છે, ઘડીમા દશ્ય બની શકે છે, ઘડીમા અદશ્ય પણ બની શકે છે ઘડીમા ખેચર થાય છે, અને વળી ભૂચર થાય છે સુક્ષ્મ બનવુ હોય તો તે પણ બની શકે છે, મહાન શરીરધારી પણ બને છે, ઇચ્છાનુસાર આકાશગમન વિગેરેની અનેક વિધ ક્રિયાઓ પણ કરી શકે છે

મ ત્રીપુત્ર મતિસાગર આ સર્વ પરિસ્થિતિનો જાણ હોઇ હાથી આકાશમા કેમ ઉડી શકે ? એ પ્રશ્ન તેના અત.કરણમા ઉદ્દભવ્યો ન હતો, તેમા તેને કશુ આશ્ચર્ય જેવુ પણ જણાતુ ન હતુ, પર તુ કુમારનુ હૃદય વારણની આ વ્યોમગામી ક્રિયા જોઈ આશ્ચર્યમા નિમગ્ન થયુ હતુ અને તેથીજ તેણે પોતાના મિત્રને પ્રશ્ન કર્યો ચતુરમ ત્રી મતિસાગરે કુમારના પ્રશ્નોનો યોગ્ય ઉત્તર આપ્યો

હે કુમારેદ્ર ! જો કે આપને હાથીની આકાશગમનની ક્રિયા જોઈ આશ્ચર્ય થાય છે પર તુ તેમા આશ્ચર્ય જેવુ કશુ નથી દુનિયામા એવુ કયુ વિધાન છે કે જે અસભવનીય હોય ! કાર્યસાધક તે તે સામગ્રિના સાનિધ્યથી તે તે કાર્યોની ઉત્પત્તિ અવશ્ય સ ભવી શકે છે એમા લેશ પણ શ કા નથી વૈક્રિયલબ્ધિના પ્રભાવે અગર મ ત્રબળે ભુમિચર પણ વ્યોમગામી બની શકે છે અરે સચેતન પદાર્થ તો દૂર રહો પર તુ અચેતન પદાર્થો પણ પ્રેરકના વિદ્યાબળની પ્રેરણાથી એવા કાર્યો કરે છે કે જે આપણી કલ્પનાગ્રાહ્ય પણ ન હોઇ શકે, માટે કુમારેદ્ર ! આ હાથી આકાશમાર્ગે ઉડે એ અસ ભવિત નથી પોતાની લબ્ધિના પ્રભાવે આકાશમા પ્રયાણ થઇ શકે છે

પ્રિયમિત્ર કુમારશ્રી ! આમ છતા પણ મારી મતિકલ્પનાથી હુ એમ કહી શકુ છુ કે આપ પુણ્યશાલિના પુણ્યથી પ્રેરાયેલો કોઈ દેવ પોતાની વૈક્રિયઋદ્ધિના પ્રભાવે હસ્તિનુ રૂપ ધારણ કરી આપનુ હિત કરવા, અથવા પોતાની કોઈ દુર્ઘટ કાર્યની સિદ્ધિ કરવા ખાતર, આપ સત્ત્વવાનને કોઈ સ્થળે લઇ જતો હોય એમ ભાસે છે માટે આપ હૃદયમા કોઈપણ પ્રકારની શ કા નહિ રાખતા આ હાથી આપણને જે સ્થળે લઇ જાય તે સ્થળે જવુ ઉચિત છે આપ જેવા ભાગ્યવાનને નિર્જન જ ગલમા પણ મ ગલ છે.

મતિસાગરના ઉપર્યુક્ત વચનો સાભળી કુમારનુ હૃદય પ્રફુલ્લ થયુ ગુણરાગી કુમાર મિત્રના ગુણની પ્રશ સા કરવા લાગ્યો વાહરે વાહ મિત્ર મતિસાગર ! તારૂ નામ મતિસાગર સાર્થકજ છે, તુ ખરે ખર બુદ્ધિનોજ ભ ડાર છે, તારી આવી નિદાન અને વિચક્ષણતાનો

પરિચય મને આજેજ થયો. શુ તારો બુદ્ધિવૈભવ! અને શુ તારી કલ્પનાશક્તિ! તું એટલે સુધી કલ્પના કરી શકયો કે આ હાથી તિર્યંચ નહિ, મનુષ્ય નહિ પણ કોઈ દેવ હોય એમ જણાય છે, અને તે પણ પ્રસન્નતાપૂર્વક લઇ જાય છે માટે અવશ્ય તેની પ્રવૃત્તિ આપણા શ્રેય-સાધન માટેજ હોવી જોઇએ, આવી કલ્પનાશક્તિ સ્ફુર્જિત પ્રતિભા વિના થવી અસંભવિત છે. એટલામા આ પ્રમાણે બન્ને મિત્રો સૃષ્ટિનુ સૌદર્ય નિહાળતા અરસપરસ વાર્તાલાપમા લયલીન થયા એટ-લામા હસ્તિરત્નની અતિશય વેગવાળી લલિત ગતિ કાઇક મંદ થતી જણાઇ થોડીજ વારમા હાથી આકાશમાથી નીચે ઉતરવા લાગ્યો અને છેક ભૂમિની સપાટી નજીક આવી પહોચ્યો કુમાર અને મતિ-સાગર બન્ને હાથીની પ્રવૃત્તિ નિહાળી રહ્યા હતા

અનુક્રમે હાથી રમણીય પ્રાકારથી પરિવેષ્ટિત એક વિશાળ નગ-રના સુશોભિત દરવાજા આગળ આવી ઉભો રહ્યો સુકોમળ શુંડા-દંડને ઉંચી કરી કુંભસ્થળ ઉપર બિરાજમાન થયેલા ભીમકુમારને નિરાબાધપણે નીચે મુક્યો. અને ત્યાર પછી મંત્રિપુત્ર મતિસાગરને પણ તેવીજ રીતે નીચે મુક્યો બન્નેને નગરના દરવાજામા મુકી હાથીએ પ્રયાણ કર્યું. કુમાર સ્ફારલોચને હાથી સન્મુખ જોઇ રહ્યો પરંતુ થોડીજ વારમા હાથી કયા ગયો તે પણ જાણી શકાયુ નહિ કુમારનુ અંતઃકરણ નવીન નવીન કૌતુક જોવાથી વિશેષ વિસ્મય પામ્યુ બન્ને મિત્રો નગરના દરવાજા આગળ ઉભા ઉભા વિચાર-શ્રેણિમા આરૂઢ થયા આ શુ! આ હાથી આપણને શા માટે અહિંઆ લાવ્યો હશે! આ નગર કયુ! અને તે વળી શુન્ય જેવુ શાથી જણાય છે! કુમારનુ અંતઃકરણ આ નવીન કૌતુક જોવા વિશેષ ઉત્સુક થયુ કુમારે મંત્રિપુત્ર મતિસાગરને કહ્યુ,

બંધુ! તું અહિંઆજ બેસ અને હુ એકલો આ શુન્ય નગરની ચર્યા તપાસવા જાઉં છુ નિર્ભય કુમારે એકાકી નગરમા પ્રવેશ કર્યો ચારે બાજુ દૃષ્ટિ દે છે છતા એક પણ મનુષ્ય તેની દૃષ્ટિગોચર ન થયુ નગરની શોભા, ત્યા રહેલા ધનાઢ્ય પ્રજાવર્ગની ગગનાવલંબી હવેલીઓ, ઘરો અને દુકાનો વિગેરે સઘળુ કુમારને વિસ્મયોત્પાદક લાગ્યુ. સુશોભિત દુકાનોની શ્રેણિ, તેમા ગોઠવેલી કિંમતી વસ્તુઓ સ્વામિ વિનાની શુન્ય હતી ઋદ્ધિથી ભરપુર ભંડારના દ્વારો પણ ખુલ્લાજ જણાતા હતાં કુમાર નગરના રાજમાર્ગ ઉપર ચાલ્યો જાય છે અને ચારે બાજુએ પોતાની ચક્ષુઓ ડગલે ડગલે દુકાનોની વિવિધપ્રકારની-

શોભા અને નિ સ્વામિક સપત્તિ નીહાળે છે. વિશાળ હવેલીઓ સમૃદ્ધ-પૂર્ણ પણ મનુષ્યથી શુન્ય જોઈ તેના ચિત્તમા અનેક સકલ્પો ઉત્પન્ન થવા લાગ્યા. કુમાર ધીમે ધીમે આગળ આવ્યો જાય છે એવામા દૂરથી દેવકુમાર સમાન તેજસ્વી અને લાવણ્યસપન્ન એક મનુષ્યને પોતાના મુખમા પકડી સન્મુખ આવતા એક સિંહને જોયો

નગરના દરવાજાથી અહિ સુધી આવતા એક પણ મનુષ્ય કે પશુ કુમારની દષ્ટિપથમા આવ્યુ ન હતુ, માત્ર સન્મુખ આવતા મનુષ્ય સહિત સિહનેજ જોયો કુમાર સાવધ થયો, ચિત્તમા ચમત્કાર તો ઉત્પન્ન થયો, અરે ! આ શુ ' શુન્ય નગરમા માત્ર આ સિહ સિવાય બીજુ કોઇ નહિ હશે ? નરકેસરી કુમાર કેસરીને જોઇ હૃદયમા લેશ પણ કપાર્ગ્વ નહિ પામતા નિર્ભય હૃદયે તેની સન્મુખ જવા લાગ્યો આ બાજુએ સિહ પણ તેજ માર્ગે આવી રહ્યો હતો, બન્ને લગભગ નજીકમા આવી પહોચ્યા કેસરીના મુખમા રહેલા નિશ્ચેષ્ટ જેવા તેજસ્વી નરપુગવને જોઇ કુમારનુ હૃદય કરૂણાર્દ્ર થયુ, તેનુ દુ ખ કુમારના અ તરમા સક્રમ પામ્યુ કુમાર વિચારમા પડી ગયો અરે ! આ પુરૂષ આ અવસરે પ્રાણુસકટના પ્રસગમા આવી પહોચ્યો છે સિહના પઝામા સપડાયેલો આ શીકાર એમને એમ છુટી શકે એમ નથી પણ આ અવસરે મારી તો એજ ફરજ છે કે કોઈપણ ઉપાયે હુ તેને બચાવુ

દુ ખી પ્રાણીઓને દેખીને દયાળુ મનુષ્યના અ ત કરણમા અવશ્ય કરૂણાભાવનાનો પ્રવાહ વહે છે, તેના દુ ખે દુ ખી થાય છે, અરે એટલુજ નહિ પણ પોતાના બનતા પ્રયત્ને તેનુ દુ ખ દૂર કરવા કટિબદ્ધ થાય છે, તન, મન અને ધનથી પણ તેને તે સકટમાંથી બચા-વવા પરિશ્રમ ખેડે છે, સર્વજ્ઞદેવપ્રણિત અહિસક ધર્મનુ સાચુ તત્ત્વ તેણેજ જાણ્યુ કહી શકાય કે જેઓની મતિ આ માર્ગમા પ્રયાણ કરતી હોય, પ્રાચીન મહર્ષિઓ પણ સ્વપ્રણિત શાસ્ત્રમા નિરૂપણ કરે છે કે નિર્ધન દારીદ્રી ઉદરપોષણ માટે અનેકજનો આગળ હસ્તયોજન-પૂર્વક પ્રાર્થના કરનાર, અ ગોપાગવિકલ, આધિવ્યાધિથી પીડાતા, અને તેવા મહાસકટના પ્રસગમા આવી પડેલા પ્રાણીને દેખી જેઓના અ ત.કરણમા કૃપા ઉત્પન્ન થતી નથી, તેઓનુ અ ત કરણ સર્વજ્ઞપ્ર-ણીત દયાધર્મથી વ ચિત રહેલુ છે ભલે બાહ્યથી દયાધર્મના પાલ-કપણાનો તેઓ દાવો ધરાવે પરતુ વાસ્તવિક દયાધર્મ તેમનામા પરિણમ્યો નથી એ નિ સશય છે જ્યા અહિસકધર્મ અસ્થિમજ્જામા

પરિણમ્યો હોય ત્યા અવશ્ય દયાનો પ્રાદુર્ભાવ હોયજ

સત્પુરૂષાગ્રણિકુમાર 'અહિંસકધર્મ'નો પાલક અને પ્રચારક હતો કેમકે બાલ્યાવસ્થામાંજ તેણે જ્ઞાનીગુરૂ સમક્ષ સમ્યક્ત્વપૂર્વક યથાયોગ્ય અહિંસકધર્મ અંગીકાર કર્યો હતો, અને અત્યાર સુધીની તેની જીવનચર્યામા મુખ્યત્વે તેજ 'ધર્મ'નુ પાલન વિશેષ 'દૃષ્ટિગોચર થાય છે તેની રગેરગમા અહિંસક પરિણમેલી 'હતી એમ' કહેવુ તે અતિશયોક્તિ ભરેલુ નથી. આજ હેતુથી સિંહના મુખમા રહેલા દુ ખી મનુષ્યને જોઇ તેના અંતરમા કરૂણાભાવના પ્રગટ થઈ, જો કે આ કરૂણાભાવના ઉત્પન્ન થવી એ પણ કોઇ સત્પુરૂષોના ભાગ્યમા હોઇ શકે છે, સર્વના અંત કરણો તેવા નિર્મળ નથી હોઇ શકતા મહાન કવીશ્વરો પણ દર્શાવે છે કે—

' शूराः सन्ति सहस्रशः प्रतिपदं विद्याविदोऽनेकश ,
सन्ति श्रीपतयो निरस्तधनदास्तेऽपि क्षितौ भूरिश ।
किंत्वाकर्ण्य निरीक्ष्य चान्यमनुजं दु खार्दितं यन्मन ,
तादृश्य प्रतिपद्यते जगति ते सत्पुरुषाः पंचषा ॥ "

પરરાજ્યના બળવાન લશ્કરને જીતનારા હજારો શૂરવીર સુભટો અનેક સ્થળોએ મળી આવે છે, વિદ્યાવિશારદો પણ દુનિયામા અનેક સંખ્યાવાળા દૃષ્ટિગોચર થાય છે, પોતાની અનર્ગલ ઋદ્ધિથી કુબેરભંડારી જેવાની પણ સ્પર્ધા કરનાર, તેનુ અભિમાન ઉતરાવનાર ઋદ્ધિપૂર્ણોની પણ આ ભૂમંડળપર ખોટ નથી અર્થાત્ એવા ધનિકો પણ ઘણાય મળી આવે છે, પરંતુ દુ ખથી પીડાતા અન્ય મનુષ્યને દેખીને કે તેના દુ ખને સાંભળીને જેનુ અંત કરણ દુ ખમય થાય છે તેવા સત્પુરૂષો આ દુનિયામા કોઇકજ મળી શકે છે

કુમાર સત્પુરૂષાગ્રણિ હતો, તેનુ હૃદય સમ્યક્ત્વરંગથી રંગાયેલુ હતુ, તેના ઉદાર અંત કરણમા કરૂણાભાવના પ્રાદુર્ભાવ પામે એ સ્વાભાવિક હતુ કૃપાપૂર્ણ હૃદયી કુમાર નજીક ગ્હેલા સિંહને જોઇ ઉંડા વિચારમા ઉતરી ગયો અહો ! આ અવસરે આ સિંહ આવા વિશાળ નગરમા ક્યાથી ? તેના મુખમા રહેલો આ પુરૂષ પણ તેના તેજસ્વી સ્વરૂપ અને લક્ષણિમા ઉપરથી કોઇ રાજવંશીય ક્ષત્રીય વીર જેવો ભાસે છે, આવો શુરવીર છતા તે આ કેશરીના પંજામા શાથી સપડાયો હશે વારૂ ? અને આ નગર ઉજ્જડ પણ શાથી થયુ હશે ? આજુબાજુના સંયોગો જોતા પણ એમ માલુમ પડે છે કે થોડાજ કાળ પહેલા અહિંઆ મનુષ્ય પશુ વિગેરેનો

બહોળો સમુદાય હોવો જોઇએ, એટલે કે આ નગરની ઉજ્જડ દશા ઘણા કાળ પહેલાની નહિ પણ તત્કાળની હોવી જોઇએ, આવા અનેક સકલ્પવિકલ્પની જાળમા કુમારનુ હૃદય ગુથાયુ પરિણામે થોડીજવારમા ચતુરકુમારે પોતાની કુશળતાથી કાયની મુખ્ય ઉકેલી સિહસન્મુખ સૂક્ષ્મદષ્ટિએ જોયુ તેની આકૃતિ અને ચેષ્ટાદ્વારા હૃદયમા એ સંકલ્પ ઉત્પન્ન થયો કે આ સિહ સાચો સિહ હોય એમ ભાસતુ નથી પરતુ કોઇ દેવ હોય એમ જણાય છે, પૂર્વભવના વૈરથી અગર કૌતુક ખાતર પોતે સિહરૂપ ધારણ કરી આ રાજવશીય પુરૂષનો વિનાશ કરવાની પ્રવૃત્તિ ન કરતો હોય ! ગમે તેમ હો તે દેવ હો કે સાચો સિહ હો, આ સ્થળે મારી તો એજ ફરજ છે કે કોઈ પણ ઉપાયે પ્રાણસકટમા આવી પડેલા આ પુરૂષનો હુ ઉદ્ધાર કરૂ મારી દૃષ્ટિસમક્ષ એક મનુષ્યરત્નની આવી અધમ દશા થાય તે મારાથી કોઇ પણ રીતે સહન થઇ શકે નહિ, આવા પ્રસગે જો હુ મારૂ પરાક્રમ ન ફોરવુ તો ક્ષત્રિયત્વ કલકિત થાય

વિવેકી કુમારે સન્મુખ રહેલા સિહને વિનયપૂર્વક નિવેદન કર્યું હે વનરાજ ! તારા મુખમા રહેલા આ નરરત્નને જલ્દીથી છોડી દે પ્રૌઢ પરાક્રમી કુમારના ગભીર અને ઉદાત્ત શબ્દો સાભળી નિમિલિત નેત્રવાળા સિહે પોતાની ચક્ષુઓ ઉઘાડી સન્મુખ રહેલા કુમારને જોયો, તેની ભવ્ય આકૃતિથી આ કોઈ મહાન પુરૂષ છે એમ જાણી સિહને શકા ઉત્પન્ન થઇ, રખે આ મનુષ્ય મારા પઝામા સપડાયેલો શીકાર ઝુટવી લે, આ બુદ્ધિએ તરતજ સિહે પોતાના મુખમા રહેલા તે મનુષ્યને પોતાના બન્ને પગના આતરામા છટકી ન જાય તેવી રીતે સ્થાપન કર્યો અને ત્યારપછી કુમાર પ્રત્યે સિહ બોલ્યો હે સત્પુરૂષોત્તમ ! હુ તારૂ વચન શી રીતે માન્ય કરી શકુ હુ ક્ષુધાથી અતિશય પીડા પામુ છુ, ભક્ષ્ય મેળવવા માટે ચારે દિશાઓમા સ્થળે સ્થળે મે પરિભ્રમણ કર્યું, મહા મુશીબતે મને આ ભક્ષ્ય મળ્યુ મારા જીવનનો આધાર આનાજ ઉપર છે માટે હવે ભક્ષ્યને હુ શી રીતે છોડુ ?

આ અવસરે કુમારની દષ્ટિ અને કર્ણો માત્ર સિંહ તન્મય હતા કર્ણદ્વારા તેના વચનો સાભળ્યા અને નેત્રોદ્વારા તે સિહની ચેષ્ટા અને અગપ્રત્યગની રચના પણ જોઈ શબ્દ અને ચેષ્ટાથી હવે કુમારને ચોક્કસ નિર્ણય થયો કે આ સિહ પશુ નથી પણ સિહરૂપધારી ચોક્કસ કોઈ દેવ છે

મતિવિચક્ષણ અને વિનયનમ્ર કુમાર કાર્યસાધક બુદ્ધિએ પ્રથમ મધુરા વચનથી સિંહને દેવ તરીકે સંબોધી કહેવા લાગ્યો હે દેવ ! તમારી પ્રવૃત્તિ, અંગપ્રત્યંગની રચના, તમારા વચનો તેમજ આજુબાજુના બીજા પ્રસંગો ઉપરથી હું એમ કલ્પના કરી શકું છું કે તમે સિંહ નહિ પણ દેવ છો, માત્ર વૈક્રિયશક્તિ દ્વારા તમે સિંહરૂપ ધારણ કર્યું છે, મારી આ કલ્પના લગભગ સાચી છે એમ હું માનું છું જ્યારે તમે દેવ છો તો તમે કહેલા તમારા વચનો નિતાંત અસત્ય છે કેમકે દેવતાઓને કવલાહાર હોઇ શકતો નથી તો પછી ક્ષુધાના દુખે પરિભ્રમણ અને આ પુરૂષોત્તમના આમિષભક્ષણની અભિલાષા આ સઘળું શી રીતે સંભવી શકે ? તમારા જેવા દેવતાઓને આવું અસત્ય સંભાષણ કરવું યોગ્ય ન ગણાય આ નરપુંગવને પકડવામાં અને તેની હિંસા કરવામાં તમારો કોઇ અન્ય આશય હોવો જોઇએ, તમારે આવું હિંસક કાર્ય કરી પરપ્રાણનો વિનાશ કરવો કદીપણ ઉચિત ન ગણાય અરે ! જ્યારે તમારા જેવા વિબુધ મહાશયો આવા હિંસક કાર્યોમાં પ્રવૃત્તિ કરે તો અબુધ જનને માટે તો કહેવુંજ શું ! પૂર્વપુણ્યના ઉદયે તમને વૈક્રિયઋદ્ધિ તેવા પ્રકારની શકિતઓ વિગેરે સાનુકુળ સામગ્રીયો પ્રાપ્ત થઇ છે, શું તમે તે શક્તિઓનો ઉપયોગ આવા પરપ્રાણવિનાશકના કાર્યોમાં કરશો ? જો તમે ધારો તો તેજ તમારી શકિતઓદ્વારા તમો એવું આદર્શ કાર્ય કરી શકો કે જેથી ઉત્તરોત્તર અધિકાધિક સુખનો આનંદ અનુભવી અનુપમ સુખના ભાજન બની શકો

વિચક્ષણ કુમારનું લક્ષ સિંહરૂપધારી દેવતરફજ હતું તેના અંતઃકરણ ઉપર મારા શબ્દોની કેવી અસર થાય છે તેજ તે જોતો હતો કુમારને માત્ર એકજ સાધ્ય સિદ્ધ કરવું હતું કે કોઇ પણ ઉપાયે આ પુરૂષ પ્રાણસંકટમાંથી બચી જાય અને આ દેવ પોતાની હિંસકપ્રવૃત્તિથી પાછો ફરે આજ તેના હૃદયની ઉંડી ભાવના હતી અને એટલાજ માટે કુમાર દેવને મીઠા વચનોથી સમજાવવા પ્રયત્નવાન થયો હતો વ્યવહારમાં પણ અનુભવાય છે કે સુનિપૂણવૈદ્ય જ્યાં સુધી મીઠા ઔષધના ઉપચારથી દર્દીના દર્દને શાંતિ પમાડવા સમર્થ થઇ શકે ત્યાં સુધી કટુક ઔષધનો પ્રયોગ ન કરે, જ્યારે મીઠા ઔષધથી કાર્ય ન સરે ત્યારે ન છુટકે કટુક ઔષધનો ઉપચાર કરે આવીજ રીતે કુમારે દેવમાં રહેલી હિંસકબુદ્ધિસ્વરૂપ રોગને શાંત કરવા મીઠા વચનરૂપ ઔષધનો ઉપચાર કર્યો કુમારે સૂક્ષ્મ નિરીક્ષણ કરી

દેવનુ સ્વરૂપ નીહાળ્યુ, સિહના ઈંગિત અને આકાર ઉપરથી કુમાર સમજી ગયો કે હજુ સુધી તેના અ ત કરણ ઉપર મારા વચનોની અસર થઇ નથી. છેવટે સુનિપૂણ વૈદ્યની માફક કુમારે સુદર પરિણામની આશાએ કટુક વચનરૂપ કટુ ઔષધના ઉપચારથી તેમની હિસકબુદ્ધિ દૂર કરવા પ્રવૃત્તિ કરી

સાહસિક કુમારે કઠોર શબ્દોમા સિહને સબોધીને કહ્યુ 'અરે! વિબુધ નામ ધારણ કરવા છતા પણ અબુધ અવિચારક મનુષ્યની માફક આવુ હિસક કાર્ય કરતા તને હૃદયમા શકા પણ નથી આવતી કે જેથી નિ'શકિત હૃદયે અધમોધમ કાર્ય કરવા તત્પર થયો? અરે શકા તો દૂર રહો લજ્જાનો પણ ત્યાગ કર્યો ખરેખર લજ્જાવિહિન થઈ તુ તારા વિબુધ નામને પણ કલકિત કરવા તૈયાર થયો છે હજી પણ હુ તને કહુ છુ કે આ મનુષ્ય રત્નને છોડી દે દીન અશરણ મનુષ્યનો સહાર કરવો કોઇપણ પ્રકારે તારે ઉચિત નથીજ ' જોકે કુમાર સ્વાભાવિક ક્ષત્રીય વીર હતો, અને વળી અ તરમા રહેલી પરોપકારપરાયણતાએ અધિક બળ આપ્યુ, આથી કરીને હુ કોની આગળ કઠોર શબ્દોનો ઉચ્ચાર કરૂ છુ, તે મારા કરતા અધિક બળવાન છે કે ન્યૂન બળવાન છે એનો વિચાર નહિ કરતા પ્રાણસટે પરાર્થ કાર્યમા તેણે પોતાના જીવનને ઝ પલાવ્યુ જોકે સાત્વિક નરોના અતરમા એવી નિર્માલ્ય ભાવનાઓ સ્ફુરે પણ નહિ, તેઓને પોતાના પવિત્ર કાર્યોમા નિષ્ફળતાની આશકા પણ ન થાય, અને તેથીજ તેઓ મનુષ્ય છતા પણ કાર્ય કરવાની તીવ્ર જીજ્ઞાસાએ અને સાત્વિક વૃત્તિએ, પ્રફુલ્લ હૃદયથી કાર્ય કરતા વચમા આવતા દેવ દાનવોના વિઘ્નોને મૂલમાથી ઉખેડી નાખી તેઓને પણ હફાવી પોતાનુ કાર્ય સફળ કરી શકે છે

નિર્ભય ભીમકુમાર તેવુ કાર્ય કરવા દોરાયો સિંહરૂપધારી દેવને પ્રથમ મીઠા વચનથી અને છેવટે કઠોર શબ્દોથી પણ તર્જના કરી, પરતુ હજુ નિબિડ કર્મના ઉદયે દેવના અત કરણ ઉપર કુમારના વચનોની અસર ન થઇ તેનુ હૃદય કોમળ ન થયુ, પોતાની હિંસક પ્રવૃત્તિથી પાછો ન ફર્યો આટલુ કરવા છતા પણ કુમાર હિમત ન હાર્યો અને ફરીથી પણ દેવને કહેવા લાગ્યો "જો કે તમોને કવલ આહાર હોતો નથી એ હુ જિનેશ્વર દેવના અબાધિત વચનોદ્વારા નિશકિત રીતે જાણુ છુ, અને તેથી તમારે અશુચિમય આ મનુષ્યના માસની ઇચ્છા પણ ન સભવે! માત્ર કૌતુકની ખાતર અગર પાર-

ભવિક દ્વેષથી આ મનુષ્યના ઘાતમાં તમારી પ્રવૃત્તિ હોય એમ મારૂં મન સાક્ષી પુરે છે, ઉભય કારણ પૈકી કોઈપણ કારણને પડદામાં રાખી તમે માંસ ભક્ષણની જે ઈચ્છા દર્શાવો છો તે માત્ર બાહ્યાડંબરી છે છતાં પણ હું કહું છું કે જો તમારી તે ઇચ્છા હોય તો સુખેથી તે અભિલાષા પૂર્ણ કરો લો આ મારૂંજ શરીર ! તમારી ઈચ્છાનુસાર કોઈપણ અંગનો છેદ કરી માંસ ભક્ષણ કરી લો, મારૂં મૃત્યુ થાય તેની મને દરકાર નથી પરંતુ તમે આ નરરત્નને સત્વર છોડી દો."

સાહસિક કુમારના શબ્દો સાંભળી સિંહ ચમત્કાર પામ્યો. અહો ! એક મનુષ્યમાં પણ કેટલું સાહસ છે સિંહ કુમારના તેજમાં અંજાઈ ગયો, અને અત્યારસુધી પોતાને સિંહ તરિકે ઓળખાવનાર આત્માએ તિરોહિત રહેલું પોતાનું ખરૂં સ્વરૂપ વચનદ્વારા પ્રગટ કર્યું.

હે સત્પુરૂષોત્તમ ! તારૂં કહેવું યથાર્થ છે તે મારી સાચી પરીક્ષા કરી હું સિંહ નથી પણ સિંહ રૂપધારી વ્યંતર જાતિનો દેવ છું અમે માંસ ભક્ષી નથી, અમને માંસ ભક્ષણની ઇચ્છા પણ ન હોય, મારે આ મનુષ્યના માંસની લેશ પણ જરૂર નથી હું ક્ષુધાતુર પણ નથી માત્ર મારે તો વૈરનો બદલોજ લેવો છે અને તે બદલો આ પુરૂષના વિનાશમાંજ રહેલો છે અરે ! કુમાર ! હું તને શું અધિક કહું ! ! આ પુરૂષે પૂર્વ ભવમાં મને એટલું બધું સંકટ આપ્યું છે કે જેનું વર્ણન પણ મારી જીવ્હાથી કરી શકું એમ નથી તેનું વર્ણન કરવા બેસું તો એક વખતે તારા જેવા ભાગ્યવાન પ્રાણીના કરૂણાપૂર્ણ હૃદયમાં પણ ક્રોધની ધગશ આવ્યા વિના ન રહે, તારૂં હૃદય પણ અવશ્ય કંપાયમાન થાય માટે કુમાર ! આ પુરૂષને હું કોટી ઉપાયે પણ નહિ છોડું, મારા હૃદયમાં ઉદ્ભવેલા જાજ્વલ્યમાન ક્રોધ દાવાનળમાં હું તેની આહૂતિ આપીશ મારો ક્રોધ કોઈ પણ રીતિએ શાંત થઇ શકે એમ નથી અરે ! આ ભવમાં તો શું સેંકડો ભવ પર્યંત જો હું તેનો વિનાશ કરૂં તોપણ મારો ક્રોધ શાંત થાય એમ નથી માટેજ સુજ્ઞકુમાર ! મને મારૂં ધાર્યું કરવા દે અત્યારસુધી મેં તેને વિવિધ પ્રકારની પીડા ઉત્પન્ન કરી છે હવે હું એને મારી નાખીશ, તું મને મારા કાર્યમાં વિઘ્ન ન કર મારી તૃપ્તિ—મારી શાંતિ એના વિનાશમાંજ રહેલી છે મારેજ હાથે જ્યારે હું તેનો વિનાશ કરીશ ત્યારેજ મારા ચિત્તને શાંતિ વળશે છેવટે કુમાર ! હું તમોને વિજ્ઞપ્તિ કરૂં છું કે તમે તમારા માર્ગે પ્રયાણ કરો અને મારી ઇચ્છા પૂર્ણ કરવા દો"

કરૂણાર્દ્રકુમાર સિંહના શબ્દો સાંભળી વિચારમાં પડી ગયો.

તેના મક્કમ વિચારને ફેરવવાનુ કાર્ય કુમારને અતિશય દુસાધ્ય જેવુ જણાયુ અરે ! દુનિયામા દુરત કષાયને પરવશ થયેલા પ્રાણીઓની કેવી દુર્દશા થાય છે એક દેવ પોતાની દૈવિક શક્તિનો ઉપયોગ કોપના પ્રતિકાર માટે કરી અનેક કષ્ટમય ભાવી જીવનને ઘડે એ કેવી શોચનીય દશા ગણાય ! વિવેકવિકલ પ્રાણીઓ ક્રોધના કટુક વિપાકને નહિ ઓળખવાથી આવી રિતે ઉન્માર્ગમા ઘસડાય છે કેટલાયે નિરપરાધી પ્રાણીઓ તેની કોપાગ્નિમા બળીને ભસ્મીભૂત થાય છે, પરિણામે પરસ્પર બધાયેલી વૈરની પરપરા અનેક ભવ પર્યંત એક બીજાનો વિનાશ કરવા પ્રયત્ન કરે છે આ દેવ વિબુધ છે છતા વિવેકનેત્રના આચ્છાદનથી અજ્ઞાન ભર્યુ કાર્ય કરવા ઉત્સુક થઇ રહ્યો છે, હજી પણ કોઈપણ પ્રયત્ને તેને સમજાવી, તેનો કોપ શાત કરી, આ નરરત્નને પ્રાણ સકટમાથી બચાવુ, આ પ્રમાણે હૃદયમા સકલ્પ કરી કુમારે મધુર વચને સિંહને કહ્યુ

અરે ભાગ્યવત દેવ ! તમે વિબુધ છો સારાસારના પર્યાલોચક છો તમો તમારી જ્ઞાનદૃષ્ટિએ અમારા કરતા અધિક જાણી શકો છો ક્યા તમારી અતુલ પ્રતિભા શક્તિ અને ક્યા અમારી કુઠિત પ્રજ્ઞા ! આમ છતા પણ આ અવસરે કહેવુ પડશે કે તમોએ ક્રોધ કષાયને પરવશ બની તમારી તિક્ષ્ણ શક્તિને અમારા કરતા પણ કુઠિત બનાવી દીધી છે તમારૂ સાધ્યબિંદુ એકજ દિશા તરફ ઢળી ગયેલુ છે તમે શાત થઇને વિચાર કરશો તો અવશ્ય માલુમ પડશે કે હુ જે કાર્ય કરી રહ્યો છુ, તે ઘણુ ભુલ ભરેલુ છે હુ આ પ્રાણીપર અન્યાય કરી રહ્યો છુ, એમ તમોને ચોક્કસ ખાત્રી થશે હું તમોને પુછુ છુ કે તમે આ પ્રાણીનો વિનાશ શામાટે કરો છો ' સિહરૂપ ધારી દેવે ઉત્તર આપ્યો કે ' તે મારો ઘોર અપકારી છે અપકારીને અવશ્ય સજા કરવી પડે અને તે એક ન્યાય છે શક્ત છતા જે પોતાના અપકારી પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ ધારણ કરે છે તે ન્યાયના પથ પર છેદ મુકે છે નીતિ માર્ગનુ ઉલ્લઘન કરવુ એ પણ એક પાપ છે એટલાજ માટે આ મારા અપકારીને સજા કરવા હુ તત્પર થયો છુ આનો વિનાશ કરૂ તેમા મારૂ કાર્ય અજ્ઞાનભર્યું નથી તેમ હું આ કાર્યથી અન્યાયી પણ નહિ કહેવાઉ બલ્કે ન્યાયી ગણાઇશ '

ભીમકુમાર બોલ્યો ભાગ્યવાન ! જ્યારે તમે આટલુ બધુ જાણો છો કે ' આપણા અપકારીને અવશ્ય સજા કરવી જોઇએ શક્તિ છતા જો તેમ ન કરવામા આવે તો નીતિમાર્ગનું ઉલ્લઘન થાય ' તો હવે

મારે કહેવુ પડશે કે તમે અવશ્ય અન્યાયી છો અને તમારૂ કાર્ય અજ્ઞાનજન્યજ છે તમારી દૃષ્ટિએ તમો અન્યાયી અને અજ્ઞાની બનો છો શુ તમારો આ અપકારી છે ! વિચાર કરો અને તમારા સાચા અપકારીને શોધો. બેશક હુ પણ એજ કહુ છુ કે અપકારીને અવશ્ય સજા કરવીજ, પરતુ સજા કરનારે પુરતો ખ્યાલ રાખવાની જરૂર છે કે જેને હુ સજા કરૂ છુ તે મારો સાચો અપકારી છે કે કેમ ? અપરાધીને સજા ન મળે એ બ્હેતર પરતુ નિરપરાધી એકનો પણ વિનાશ નજ થવો જોઇએ

દેવ ! આ મનુષ્ય તમારો અપકારી નથી, પણ તમારી પાસેજ રહેલો ક્રોધ તમારો સાચો અપકારી છે કે જેને તમે મિત્ર તરિકે માન્યો છે, જેના અવલબનથી તમે મહા અનર્થની પરપરા ઉપસ્થિત કરવા તત્પર થયા છો જો તમારામા સત્વ હોય, તમો સાચો ન્યાય તોળવા માગતા હો, તમોને સજા કરવાની તીવ્ર અભિલાષા હોય, ક્રોધ કરવો હોય, તો તમારા સર્વસ્વ સુખનો વિનાશક તમારી સોડમા ભરાઈ બેઠેલા તમારા સાચા અપરાધી ક્રોધની સન્મુખજ કરો કે જેથી તમો ન્યાયી કહેવાઓ આ પુરૂષ તમારો અપકારી નથી પણ તેજ કષાયો તમારા અપરાધી છે એ અપકારીને જડમૂળથી ઉખેડી નાખો એટલે જે મનુષ્યને તમે હાલ અપકારી તરિકે માની રહ્યા છો તેમા તમારી જ ભૂલ દેખશો, અને એના વિનાશની ભાવના સરખી પણ તમારા હૃદયમા નહિ ઉદ્‌ભવે માટે દેવ ! આ વ્યક્તિ ઉપર થયેલા તમારા કોપને શાત કરો તેને છોડી દો અને સર્વસ્વસુખ સપાદક દયાધર્મનુ પાલન કરો કે જેથી સર્વ પાપનો વિલય થાય; અને આ ભવમા તો નહિ પરતુ અન્યભવમા અનત અને અવ્યાબાધ સુખની પ્રાપ્તિ થાય

કરૂણાપૂર્ણહૃદયી કુમારે દેવને અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિદ્વારા સમજાવ્યો છતા ન સમજ્યો તેના પ્રત્યે ગાઢ બધનથી બધાયેલી વૈરની નીબીડ ગ્રથી ઉપર તિક્ષ્ણ કુઠારના ધાર સમાન કુમારના નિર્મલ વચનો પણ તેના અતિપાપના ઉદયે કુઠિત થયા ક્રોધના જ્વલંત પરિણામથી તેના અતઃકરણ ઉપર લેશ પણ અસર ન થઈ આવી રીતે સમજાવ્યા છતા પણ જ્યારે તેનો હિસક પરિણામ ન ગયો અને પોતાના પઝામા સપડાયેલા તે મનુષ્યને ન છોડયો ત્યારે રાજપુત્ર વિચારમા પડયો હવે શુ કરવુ ? અતિશય કોપાવિષ્ટ આ દેવને શાતિના વચનોની અસર થવી અશક્ય છે, તેમના માટે અતિમ

ઉપાય બલાત્કારજ છે જેમ થવુ હોય તેમ થાઓ પણ છેવટે બલાત્કારે પણ આ નરરત્નને તેના પઝામાથી મુક્ત કરૂ જેમ અતિશય જ્વરિત મનુષ્યને જ્વર ઉતારવાનો છેવટનો ઉપાય જળનુ તાડન-સિચન છે તેમ ઉત્કટ કષાયયુક્ત પ્રાણીને માટે તાડન એજ છેવટનો ઉપાય છે.

આ પ્રમાણે હૃદયમા સકલ્પ કરીને કુમારે એકદમ તેના ઉપર ધસારો કર્યો સિહને બલાત્કારે દૂર ખસેડી તેના પગના આતરામા રહેલા તે નરરત્નને પોતાના હસ્તગત કર્યો અને પોતાનાજ ખભા ઉપર સ્થાપન કરી ત્યાથી ચાલવા માડયુ સિહરૂપધારી દેવ આ આશ્ચર્યકારી સાહસિક બનાવથી નક્ષુબ્ધ બન્યો, પણ દેવ હતો તત્ક્ષણ પોતાનુ મુખ પહોળુ કરી મોટી ફાળ મારતો કુમાર તરફ ધસ્યો કળાવાન કુમારે પોતાની સમક્ષ આવતા સિહનો પગ પકડયો અને પઝો હાથમા પકડી જ્યા આકાશમા ભમાવવાની શરૂઆત કરે છે એટલામાજ અન્ય સૂક્ષ્મરૂપ ધારણ કરી કુમારના હાથમાથી છટકી ગયો અને અદશ્ય થઇ ગયો

## પ્રકરણ ૧૨ મુ.

### દૈવી ચમત્કાર.

લગભગ એક પ્રહર જેટલો દિવસ વ્યતીત થયો હતો ગગનમડળમા રહેલુ સૂર્યબીબ પોતાના પ્રતાપી કિરણોથી જગતને તાપમય કરી રહ્યુ હતુ આ અવસરે એક વિશાળ રાજમાર્ગપર બે મનુષ્યો પ્રયાણ કરી રહ્યા હતા બન્ને પુરૂષો તેના વેષ ઉપરથી તેમજ ગતી, ચેષ્ટા, રૂપ, તેજસ્વિતા વિગેરેથી તેઓ ક્ષત્રીય વીર જેવા જણાતા હતા તેઓનુ શારીરિક બધારણ પણ તેવુજ જણાતુ હતુ બન્નેમા એકની અવસ્થા ભરયોવનાન્વિત હતી ત્યારે બીજો મધ્યમ વયવાળો જણાતો હતો બન્નેનુ પ્રયાણ મધ્યમ ગતીવાળુ હતુ તેઓ બન્ને સાથેજ ચાલતા હતા અનુક્રમે રાજમાર્ગ પર કેટલો પથ ઉલ્લઘન કર્યા બાદ એક વિશાળ ચોકમા આવી પહોચ્યા, જ્યા આગળ તે માર્ગની હદ આવી ગઇ સન્મુખ એક દરવાજો હતો જેના દ્વારો ખુલ્લા હતા પહેરેગીરોને બેસવા માટે ત્યા આગળ બન્ને બાજુએ બે ચોતરા પણ કરેલા હતા જેની ઉપર તેઓને બેસવાની સામગ્રીઓ પણ હતી અનેક પ્રકારના શસ્ત્રો પણ ગોઠવેલા હતા ખામી માત્ર

દ્વારપાલોનીજ હતી. આ સ્થળે બન્ને મનુષ્યોને અદર જતા અટકાવનાર કે પુછનાર કોઇ નહતુ બન્ને જણાએ દરવાજામા પ્રવેશ કર્યો.

આ બન્ને મનુષ્યોમાથી એક મનુષ્ય કે જેની અવસ્થા મધ્યમવયવાળી છે તે આ સ્થાનનો હોય તેવુ જણાતુ હતુ વિશાળ દરવાજાની સન્મુખ વિવિધ રચનાથી સુશોભિત આકર્ષક ઝરૂખાવાળુ સાત માળનુ એક ઉચુ મકાન આવેલુ હતુ મકાનની બહારની ભીત ઉપર પણ વિવિધરગી અનેક પ્રકારના વિચિત્ર ચિત્રો આલેખેલા હતા બુદ્ધિશાળી ચિત્રકારે એવી ખુબીથી તે ચિત્રોનો આલેખ કર્યો હતો કે જે ચિત્રો પ્રેક્ષકોને સજીવપણાનો સાક્ષાત્કાર કરાવી રહ્યા હતા મકાનની બાધણી અને તેની શોભા નિહાળતા તે એક રાજભુવન હોય તેવુ અનુમાન થઇ શકતુ હતુ પાસેજ જેમા અનેક હાથીઓ રહી શકે, એવી એક અતિ વિસ્તારવાળી હસ્તિશાળા હતી બીજી તરફ અનેક અશ્વો રહી શકે એવી એક અશ્વશાળા પણ હતી રથ, ગાડી, મેના, પાલખી વિગેરે વાહનો રાખવાની યાનશાળા પણ અતિ વિસ્તૃત પ્રમાણવાળી હતી પાસે વિવિધ શોભાથી પરિપૂર્ણ, અનેક પ્રકારના આસનોથી વ્યાપ્ત, મધ્ય ભાગમા મહારાજાને બેસવા યોગ્ય રત્નજડિત સુવર્ણમય આસનથી સુશોભિત, અનેક પ્રમાણના સભાસદો બેસી શકે એવો એક વિશાળ સભા મડપ પણ જણાતો હતો. આ સઘળી રચના, આ સ્થાનને રાજમહાલય તરિકે ઓળખાવવા પ્રેક્ષક વર્ગને પ્રેરણા કરતી હતી

રાજકુલના દરવાજામા આવેલા બન્ને ક્ષત્રીય વીરો હસ્તિશાળા, અશ્વશાળા, યાનશાળા, કચેરીમડપ વિગેરે સ્થાનોનુ નિરીક્ષણ કરતા અનુક્રમે સન્મુખ રહેલા રાજમહેલમા પેઠા બન્નેમાથી નવયુવક ક્ષત્રીયનુ નિરીક્ષણ કોઇ વિલક્ષણ પ્રકારનુ હતુ તેના નેત્રો ઉપર સ્ફુટરીતિએ વિસ્મયતા સ્ફુરી રહી હતી તેને અધિક વિસ્મય પામવાનુ કારણ તો એજ હતુ કે આવા ભવ્ય રાજમહાલયમા એક પણ પુરૂષ તેના દૃષ્ટિપથમા ન આવ્યુ હસ્તિશાળા, અશ્વશાળા, અને યાનશાળામા પણ એકે હાથી અશ્વ કે મનુષ્ય ન જણાયો વિશાળ કચેરીમડપ પણ મનુષ્ય વિનાનો શુન્ય જણાયો એ સઘળી શુન્યતા તેને અધિક વિસ્મયમા નાખતી હતી ચિત્તમા અનેક પ્રકારના સકલ્પ વિકલ્પ કરતો તે યુવક વિસ્મયસ્ફારિત લોચને ચારે દિશાઓમા દૃષ્ટિપાત કરતો, બીજા ક્ષત્રીય વીર સહિત રાજમહેલની પ્રથમ ભૂમિકાએ આવી પહોચ્યો ત્યા વિવિધ પ્રકારની રચનાવાળો ચદરવો તથા

ભીંત ઉપર આલેખેલા મનુષ્ય પશુ વિગેરેના ચિત્તાકર્ષક ચિત્રો જોઇ નવયુવક આલ્હાદ પામ્યો ત્યા પણ ચારે બાજુએ દૃષ્ટિ દીધી પરંતુ એક પણ મનુષ્ય દૃષ્ટિપથમા નજ આવ્યુ રાણીઓને રહેવાનુ વિશાળ અન્તપુર પણ રાણીઓ, અને દાસીઓ, વિના તદ્દન શૂન્ય જણાયુ ત્યાથી આગળ ચાલ્યો બીજી ભૂમિકાએ પણ પ્રથમ માળ જેવીજ શુન્ય સ્થિતિ નિહાળી ત્યાથી ત્રીજી ભૂમિકાએ નવયુવક પહોચ્યો સાથે રહેલો ક્ષત્રીય વીર નિસ્તેજ વદને સાથે ચાલ્યો આવતો હતો, નવયુવક આ શુન્ય સ્થિતિ નિહાળી વિસ્મય થતો હતો ત્યારે સાથે રહેના પુરૂષને અધિકાધિક દુખ ઉત્પન્ન થતુ હતુ અને તેથી તેમની આકૃતિ વધારે વધારે નિસ્તેજ જણાતી હતી. આ અવસરે યુવકનુ ચિત્ત હજુ આગળ આગળ જવામા ઉત્સુકતાવાળુ થતુ હતુ બીજા મનુષ્યની સ્થિતિ યુવાનને અનુસરનારી હતી, જ્યા યુવક સ્થિરતા કરે ત્યા તે સ્થિરતા કરતો હતો અને જ્યા યુવકનુ પ્રયાણ ત્યા તેનુ પણ પ્રયાણ થતુ હતુ બન્ને ક્ષત્રીયો ત્રીજી ભુમિકાએ સ્થિરતા નહિ કરતા આગળ વધ્યા દરેકે દરેક સ્થળે ચિત્તાલ્હાદક રચનાઓને નિહાળતા યુવક આનદિત થતો હતો. પણ શુન્યતા જોઇ અધિકાધિક વિસ્મય પામવા લાગ્યો અનુક્રમે આગળ વધતા છેવટે બન્ને જણા સાતમી ભૂમિકાએ જઇ પહોચ્યા

સાતમા મજલે પગ મુકતાની સાથેજ ભીમકુમારને ઉદ્દેશીને બોલાયેલા વચનો સભળી બાલિકાઓના કલકઠનો કોમળ અને મધુર સ્વર બન્નેના કર્ણગોચર થયો નવયુવક વીર એકાએક આ ધ્વનિ સાભળી અતિશય આશ્ચર્ય પામ્યો તેના વિસ્મયનો પાર રહ્યો નહિ દુસહ્ય દુખના ડુગર નીચે ચગદાયેલો બીજો વીર પણ પોતાના દુખને ભૂલી ગયો, અને તે પણ એકાએક સ્તબ્ધ થઈ ગયો બન્ને જણાઓ વિચારમા પડી ગયા અરે આ શુ ! ભીમકુમારને ઉદ્દેશીને બોલનાર તેનુ સ્વાગત કરનાર એક પણ મનુષ્ય અહિઆ જણાતુ નથી અને આ ધ્વનિ કયાથી! ધ્વનિ પણ એક વ્યકિતનો નહિ પણ અનેક વ્યકિતનો હોય તેવુ જણાયુ બન્ને જણા ચારે બાજુએ દૃષ્ટિપાત કરે છે પણ સર્વત્ર શુન્યતાજ માલુમ પડી ચારે બાજુ દૃષ્ટિ ફેરવતા નવયુવકની દૃષ્ટિ આગળ રહેના કાષ્ટમય સ્તભો ઉપર પડી. તરતજ તેની ઉપર રહેલી કાષ્ટમય પુત્તલીઓએ ફરીથી હાથ જોડીને મીઠી વાણીએ પ્રગટ સ્વરે ભીમકુમારના નામથી સ્વાગત કર્યું બન્ને જણા વિચારમા પડી ગયા અહો ! નિર્જીવ કાષ્ટમય પુતળીઓ આવા

મધુર સ્વરથી સ્વાગત કરે એ પણ એક આશ્ચર્યની વાત છે નવયુવક અને બીજો ક્ષત્રિય બન્ને વીર પુરૂષો આશ્ચર્યકારી અજબ ઘટનાની વિચારમાળામા લીન થઇ ગયા અરે ! શુ આ કોઈ ઇંદ્રજાળ હશે કે કોઇ દૈવી ચમત્કાર હશે કે સ્વાભાવિક પુત્તળીઓમા આવી નૈસર્ગિક શક્તિ હશે ! ! ! કાષ્ટમય પુતળીઓમા આવી નૈસર્ગિક શક્તિ હોવાનો સભવ તો કોઇપણ પ્રકારે બધબેસતો નથી, આ પ્રમાણે જ્યા વિચારણા ચાલી રહી છે એવામા તો સ્તભ ઉપર રહેલી તે પાચાલિકાઓ શીઘ્ર વગે સ્તભ ઉપરથી નીચે ઉતરી રત્નજડિત સુવર્ણમય આસનને સમારવા લાગી પડી આસન તૈયાર કરી સઘળી પુત્તળીઓ નવયુવક પાસે આવી હાથ જોડીને વિજ્ઞપ્તિ કરવા લાગી, વિભુ ! આ આસનને અલકૃત કરો

વાચકો સ્વય સમજી શકયા હશે કે આ નવયુવક ક્ષત્રિયવીર અન્ય કોઇ નહિ પણ આપણી કથાનો નાયક **ભીમ**કુમારજ છે સાથે રહેલો બીજો મનુષ્ય કે જેને આપણે મધ્યમ વયવાળા ક્ષત્રિય વીર તરિકે ઓળખીએ છીએ તે સિહરૂપધારી દેવના પજામાથી બલાત્કારે છોડાવેલો તે નરરત્નજ છે

મધુર સ્વરથી પુતળીઓનુ સ્વાગત, તેઓનુ સ્તભ ઉપરથી નીચે ઉતરવુ, રત્નજડિત સુવર્ણમય આસનની તૈયારી, હાથ જોડીને તે ઉપર બેસવાની વિજ્ઞપ્તિ, આ બધો આશ્ચર્યજનક બનાવ નીહાળી **ભીમ**કુમાર વિસ્મય પામ્યો, તેના હૃદયસરોવરમા અનેક પ્રકારના વિચાર તરગો ઉછળના લાગ્યા પુત્તળીઓની વિજ્ઞપ્તિને અનુસાર કુમાર વિસ્મિત વદને આસન ઉપર બેઠો થોડીજવારમા આકાશમાર્ગેથી ઉષ્ણજળ વિગેરે સ્નાનની સામગ્રિઓ આવી તત્ક્ષણ સેવામા રહેલી કાષ્ટની પુત્તળીઓએ કુમારને કહ્યુ વિભુ ! આપને માટે આ સ્નાનની સામગ્રિઓ આવી છે માટે આપ સ્નાન કરવા માટે તૈયાર થાઓ **ભીમ**કુમાર જેમ જેમ પુત્તલીઓના કાર્યો અને તેની ચેષ્ટાઓ જુએ છે તેમ તેમ તેનુ અત કરણ વિશેષ વિશેષ વિસ્મય પામવા લાગ્યુ..

આ ક્ષણે **ભીમ**કુમારના હૃદયમા બીજો વિચાર સ્કુરી આવ્યો અરે ! તે મારો પ્રેમાળ મિત્ર મતિસાગર મારા આગમનની રાહ જોઇને નગરની બહાર એકલોજ બેઠો હશે ? મારી આજ્ઞા વિના તે ત્યાથી એક ડગલુ પણ નહિ ભરે, મારી આજ્ઞાનો પાલક અને મારો સાચો સલાહકાર આ આશ્ચર્યકારી બનાવ દેખવાથી વચિત રહ્યો, હજી પણ આ અવસરે તેને બોલાવુ તે બુદ્ધિશાળી હોવાથી આમા રહેલું ખરૂં

તત્ત્વ શોધી શકશે, કે જે તત્ત્વ હુ નથી શોધી શકતો

આ પ્રમાણે વિચાર કરી મિત્રસહિત સ્નાન કરવાની અભિલાષાવાળા **ભીમ**કુમારે પુત્તળીઓને કહ્યુ, આ નગરના દરવાજાની પાસે **મ**તિસાગર નામનો મારો એક મિત્ર છે જે મારી રાહ જોઇને બહાર જ બેઠો હશે તેને તમે બોલાવી લાવો એક પુત્તળીએ કુમારનુ વચન સાભળી **મ**તિસાગરને બોલાવવા માટે જવા તૈયાર થઇ ચાલવા માડયુ અને ક્ષણવારમા **મ**તિસાગરને લઇને જ્યા **ભીમ**કુમાર આસન ઉપર બેઠો છે ત્યા મહેલની સાતમી ભૂમિકાએ આવી પહોચી કુમારને દેખતાજ **મ**તિસાગર આનદ પામ્યો કુમારે પણ સ્મિત વદને **મ**તિસાગરને બોલાવ્યો કાષ્ટમય પુત્તળીઓનુ આ કૃત્ય દેખી **મ**તિસાગરના અતરમા પણ આશ્ચર્યનો પાર રહ્યો નહિ પુત્તળીઓએ કુમાર તેમજ **મ**તિસાગરને બન્નેને સુગધી કવોષ્ણ જળથી સ્નાન કરાવ્યુ. સ્નાનક્રિયા સમાપ્ત થઈ એટલે બન્ને જણા પવિત્ર થયા, તરતજ આકાશમાર્ગેથી સુંદર રસવતીના ભાજનો આવ્યા બન્નેને આસન ઉપર બેસાડી પુત્તળીઓએ પવિત્ર ભાજનોમા સુદર રસવતી પીરસી આશ્ચર્ય પામતા બન્ને જણાએ ભોજન કર્યું કુમાર આવા અવનવા બનાવોથી દિગ્મૂઢ બન્યો, વારવાર ચિત્રલિખિતની માફક સ્તબ્ધ થવા લાગ્યો હવે જેવામા પાસે રહેલા દિવ્ય પલ્યક ઉપર વિસ્મય પામતા અત કરણે શયન કરવાની તૈયારી કરે છે એવામા રૂપ લાવણ્યથી સુશોભિત દેદીપ્યમાન કાતિવાળી કોઈ એક વ્યક્તિ **ભીમ**કુમારની સમક્ષ ઉપસ્થિત થઇ અને હર્ષિત વદને કહેવા લાગી

" ક્ષત્રીયવશ વિભૂષણ કુમાર ! તારા સાહસભર્યા કાર્યથી હું અતિશય સતુષ્ટ થયો છુ શુ તારૂ વી પરાક્રમ ! મનુષ્યાવસ્થામા આવુ પરાક્રમ ભાગ્યેજ સભવી શકે ! એક દેવના પઝામાથી તેના શીકારને છોડાવવો, અરે ! એટલુજ નહિ પણ દેવને પણ કઠોર શિક્ષાથી યોગ્ય માર્ગે લાવવા પ્રયત્ન કરવો એ જેવુ તેવુ કાર્ય ન ગણાય ભાગ્યવાન કુમાર ! અદશ્ય રહીને મે તારૂ સઘળુ કાર્ય પ્રત્યક્ષ અનુભવ્યુ છે હું તારી ઉપર પ્રસન્ન થયો છુ તારી ઇચ્છા હોય તેની યાચના કર "

સન્મુખ રહેલી તેજસ્વી વ્યક્તિના ઉપર્યુક્ત વચનો સાભળી કુમાર તેના પ્રત્યે કહેવા લાગ્યો શુ આપ મારી ઉપર પ્રસન્ન થયા છો ? જો એમજ હોય તો પ્રથમ મને આપ દર્શાવો કે આપ કોણ છો આ નગર કયુ છે ? અને તેની આવી શૂન્ય દશા શા હેતુથી થઈ '

દૈવાથી વ્યક્તિએ નીચે પ્રમાણે ઉત્તર આપ્યો ' કુમાર ! ભૂ-

મંડળમાં પોતાની અનર્ગલ ઋદ્ધિથી ખ્યાતિ પામેલું હેમપુર નામનું આ નગર છે જેનો સ્વામિ તારી પાસેજ રહેલો આ હેમરથ છે. આ હેમરથ રાજવંશીય ક્ષત્રીય કુલમાં ઉત્પન્ન થયા છતાં ઉત્તમ કુલ જાતિ સંબંધી અનુપમ ગુણો તેના હૃદયમાં પરિણમ્યા નથી, યોગ્યતા વિના તેને મળેલો પ્રજાપાલકપણાનો અધિકાર પ્રજાનું પાલન કરવાને બદલે પ્રજાનો સંહારક થતો હતો કુમાર ! તારી આગળ અધિક કહેવાની જરૂર નથી તું જાણે છે કે મહાન પુરૂષોની મહત્તા તેમના મહત્વપૂર્ણ ગુણોને આભારી છે માત્ર બાહ્યરૂપ રંગ તેમની મહત્તાનું કારણ નથી, તેમનામાં ક્ષમા વિગેરે ઉચ્ચ ગુણોનું અસ્તિત્વ હોવું જોઇએ પ્રજાનું નેતૃત્વ તેનેજ ઘટી શકે કે જેઓ આજુ-બાજુના અનેક પ્રસંગોને બુદ્ધિપૂર્વક વિચાર કરવાની શક્તિ ધરાવતા હોય, જેઓ કાચા કાનના ન હોય બીજાનાજ વચનો ઉપર આધાર રાખી ન્યાય તોળવા ન બેસતા હોય, જેઓની મતિ અકુંઠિત હોય, અપરાધીના અપરાધને યોગ્ય સજા આપનાર હોય, નહિ કે આવેશમાં આવી જઈ અલ્પ અપરાધે અધિક દંડ હોય આવા પ્રકારના ગુણ યુક્ત હોય તેજ પ્રજાના નાથ થવાની યોગ્યતાવાળા હોઈ શકે છે આ સઘળા ગુણો ઉપરાત તેનામાં પ્રજાને પોતાના પુત્ર તુલ્ય ગણી તેના પ્રત્યે હૃદયની સુકોમલતા અવશ્ય હોવી જોઇએ

કુમારશ્રી ! તારી પાસે બેઠેના આ હેમરથમાં મે દર્શાવેલા ગુણો પૈકી એક પણ ગુણ હજુ સુધી જણાતો નથી એટલુંજ નહિ પણ તેના કરતા તેનામાં વિપરીતપણુજ ભાસે છે પ્રજા પ્રત્યે વાત્સલ્ય ભાવના તો તેનાથી સેંકડો ગાઉ દૂરજ રહેલી છે બુદ્ધિ વિજ્ઞાનનું તો નામ નિશાનજ જણાતું નથી એટલે અપરાધીના અપરાધને પારખવાની કળા તો હોયજ કયાથી ? પરિણામે નિર્દોષ નિરપરાધી પ્રાણીઓનો બહોળો સમુદાય તેમના હાથે અપરાધી ઠરી પરલોકમાં પહોચી ગયો છે તેમનો ઘણો ખરો અધિકારી વર્ગ પણ એજ સ્થિતિનો હતો કે જેઓ માત્ર સ્વાર્થ લંપટતામાંજ પોતાનો ઉદય માનનારા હતા દ્રવ્યનો પિપાસુ અધિકારીમંડળ પોતાનો, પોતાના સ્વામિનો, તેમજ પ્રજાનો, પાકો દ્રોહ કરે છે જે અધિકાર દુનિયાને સંતોષપ્રદ હોવો જોઇએ, જે અધિકારથી પ્રજાને કેવળ શાંતિનીજ આશા હોય, જે અધિકાર પ્રજાના યોગ ક્ષેમની વૃદ્ધિ કરનારો હોય, તેજ અધિકાર અયોગ્ય પાત્રને વિષે નિયોજિત કર્યો હોય તો પ્રજાને અસંતોષ, અશાંતિ, અને દુઃખના વિષમ ડુંગર તળે ચગદી નાખે છે એક તો

સ્વભાવત દુર્ગુણી અને વિશેષમા દુરઅધિકારીઓની સહાયથી રાજાના દુર્ગુણો દિવસે દિવસે વૃદ્ધિજ પામતા હતા તેની બુદ્ધિ પણ કુઠિત થતી ગઈ એશઆરામમા મશગુલ બની રાજ્યકાર્યની ચિંતા પણ અધિકારી મડલને સ્વાધિન કરી અધિકારીઓને પોતાનો સ્વાર્થ સાધવાની આ ઉત્તમ તક મળી. અધકારમય રાજ્યમા તેઓને સ્વાર્થ સાધવામા કશી ખામી ન રહી, પ્રથમથીજ ક્રૂરતો હતોજ અને સાથે તે ક્રૂરતાને ઉદ્દીપન કરનારા કારણો મલ્યા એટલે એમા ખામીજ શી રહે દિવસે દિવસે રાજાની પરાધીનતા પરાકાષ્ઠાને પામી વિચારશક્તિના અભાવે આધકારી ઉપરજ તેનુ વલણ થઈ ગયુ તેઓના કહેવા પ્રમાણે અલ્પ અપરાધમા પણ અધિક દડ અપરાધીઓને થવા લાગ્યા, આ અધિકારી મડળમા રાજાને અતિમાન્ય ચડ નામનો પુરોહિત એક હતો. જેણે પોતાની જીવનલીલા પ્રજાને રજાડવામાજ વ્યતીત કરી હતી પોતાના નીચ કાર્યોથી કેવળ જન સમૂહને અસતોષજ આપ્યો હતો પ્રજા પણ તેના પ્રત્યે દ્વેષની લાગણીથીજ જોતી

પોતાના ઈર્ષ્યાળુ સ્વભાવથી, ક્રોધ પરિણતિથી અને એકાતે નીચ સ્વાર્થસાધક બુદ્ધિથી કોઇને તેમના પ્રત્યે પ્રેમ ન હતો એટલુ જ કે અધિક રાજમાન્ય હોઈ કોઈ તેને કહી શકે એમ ન હતુ આખરે અધરાજા અને અધ અધિકારી મડળના પ્રતાપે પરિણામ એ આવ્યુ કે કાચા કાનના આ હેમરથ રાજાએ પોતાના વ્હાલા અને નિર્દોષ પુરોહિત ચડનુ અતિ નિર્દય રીતિએ મરણ નિપજાવ્યુ જેનુ બ્યાન સાભળતા શ્રોતાનુ અતકરણ પણ ધ્રુજી ઉઠે કુમારશ્રી! હુ તારી આગળ તે હકીકત પ્રગટ કરૂ છુ તુ એક ચિત્તથી શ્રવણ કર

એક અવસરે ચડ પુરોહિતના દ્વેષી કોઈ અસહનશીલ અધિકારીએ રાજાના કાન ભભેર્યા પુરોહિત પ્રત્યે તે અધિકારીને અતિશય દ્વેષ હોવાથી વારવાર તેને કષ્ટમા પાડવાના ઉપાય શોધી રહ્યો હતો પરતુ બીજો લાગ ન મળવાથી છેવટે તેણે આ માર્ગ શોધ્યો કે જેમા ચડપુરોહિતના સર્વસ્વનો વિનાશ હતો આ હેમરથને એકાતમા લઇ જઇ પ્રચ્છન્ન રીતિએ તેણે કહ્યુ

મહારાજા! આપ મહાન પુરૂષ છો ક્ષત્રીયવીર છો. આપના પવિત્ર ગુણોની હુ શુ વાત કરૂ! આપ તો સાત્વિક નરરત્ન છો. આપનું અતકરણ ઉદાર છે દુર્ગુણીઓમાથી પણ આપ ગુણ જોનાર છો. આપની ઉજ્વલ કીર્તિ દિગતરમા વિસ્તાર પામો અને આપની પવિત્રતા જીદગીપર્યંત અખડિત રહો, એજ અમારી આતરિક

અભિલાષા છે મહારાજા મારે આપને એકજ વિજ્ઞપ્તિ કરવાની છે. આપ મારા વચનને માન્ય કરશો કે કેમ એ મને શકા છે આપને મારી વાત રૂચિકર નહિ નીવડે, અસત્ય લાગશે છતા પણ સેવકની આ એક ફરજ છે કે પ્રાણ જાય તો ભલે પણ સ્વામીના કાર્યમા કદી પણ પાછા નહિજ પડવુ મહારાજા હુ નિમકહરામ નહિ થાઉ મારી ગમે તે સ્થિતિ થાઓ છતા પણ જેમા પરિણામે આપનુ હિત રહેલુ છે. એ કાર્ય અવશ્ય હુ કરીશ. આથીજ હુ આપને મારી હકીકત જણાવું છુ આપ મારી ઉપર કદાચ કોપાયમાન થશો તો હુ સહન કરી લઇશ અરે છેવટે આપની તિક્ષ્ણ ખડ્ગે મારી જીંદ્વાનો છેદ થશે તો પણ મને તેનો ભય નથી અવશ્ય હુ આપના હિતકર માર્ગે પ્રયત્ન કરીશ આપ સ્વામીના હિતમા મારા જેવા સેવકનુ હિત સમાયેલુજ છે સ્વામિનાથ ! અધિક કહેવાથી શુ ! આપ સુજ્ઞ છો થોડામાજ આપ સમજી શકો એમ છો માટે આપ મારી હકીકત સાભળી તેની ઉપર પુખ્ત વિચાર કરજો અને ત્યારપછીજ આપ કાર્યનુ પરિણામ લાવજો આપ ઉતાવળા ન થશો એટલી જ મારી વિજ્ઞપ્તિ છે.

ભીષ્મકુમારેદ્ર ! તે દ્વેષી અને કપટી અધિકારીએ આ અવિચારક હેમરથનુ અત કરણ બહારથી મીઠા પણ હૃદયથી વિષમય મધુરા વચનોદ્વારા વિષમય બનાવી દીધુ દુનિયામા સ્વાર્થાધ મનુષ્યોની કેવી વિચિત્ર દશા હોય છે, તેઓને કેવા કુડકપટ પ્રપચો કરવા પડે છે, તેનુ આ એક દૃષ્ટાત છે જેમ જેમ તે દ્વેષીએ રાજા આગળ પોતાની વાક્‌પટુતા વિસ્તારવા માડી તેમ તેમ હેમરથનુ અત કરણ તે હકીકત જાણવા માટે વિશેષ ઉત્સુક થવા માડ્યુ છેવટે રાજાને પોતાની વાત જાણવાનો તીવ્ર અભિલાષી થયેલો જાણી તેણે હેમરથના કાનમા કહ્યુ "સ્વામિનાથ! આપને આપણા પુરોહિતનો સસર્ગ કરવો વ્યાજબી નથી ભલે આપ તેને એક પવિત્ર પુરૂષ તરિકે માનતા હો આપને તે અતિશય વ્હાલો હોય, આપના કાર્યનો તે સપૂર્ણ સહાયક હોય, છતા આપના પવિત્ર ગુણોમા શ્યામતા ન આવે એટલા માટે આપને તેનો સસર્ગ અવશ્ય ત્યાજ્ય છે તે ચડપુરોહિત પુરોહિતનુ બીરૂદ ધરાવતા છતા પુરોહિતના ગુણોથી તદ્દન વિમુખ છે મહારાજા તે સદાચારી નથી પણ અનાચારી છે જે દુર્ગુણ દુનિયામાં અતિનિદ્ય છે, પ્રાણીઓના અધ પતનનુ મુખ્ય કારણ છે, તે દુર્ગુણનો તે આદર કરનાર છે અરે મહારાજા અન્ય તો દૂર રહો દુનિયામાં અતિ નીંદનીય નીચ જાતિ ચડાલણીની સાથે તે આપનો પવિત્ર પુરોહિત

અનાચારમા પ્રવૃત્તિ કરે છે વચમાજ રાજા બોલી ઉઠયો અરે ! આ તુ શુ બોલે છે એવુ તે કદી બની શકે ? પુરોહિતની આવી નીચ પ્રવૃત્તિ કદી પણ ન સભવે' કૃપાનાથ ! હુ પહેલેથીજ આપને કહેતો હતો કે આપને મારૂ વચન અસત્ય લાગશે, આપ મારા વચનને માન્ય નહિ કરો એ નિ શસય છતા પણ નિરૂપાયે આપના હિતની ખાતર મારે કહેવુ પડયુ હવે તે વાતને સત્ય માનવી યા ન માનવી તે આપનેજ આધીન છે મહારાજા આપને હુ અધિક શુ કહુ ' કૃપાનીધિ ! કાર્યની વ્યગ્રતાથી હુ હવે આપની સમક્ષ અધિક નહિ રોકાઇ શકુ માટે ક્ષમા કરશો આપની આજ્ઞા હોય તો હવે હુ જાઉ ? સાથે સાથે હવે આપને હુ છેલ્લે છેલ્લે જણાવી દઉ છુ કે આપ સમર્થ છો આપના વિશ્વાસુ મનુષ્ય મારફત જો આપ તેનો નિર્ણય કરશો તો આપને ચોક્કસ ખાત્રી થશે " આ પ્રમાણે આ હેમરથને કહી તે દુરાધકારી ચાલતો થયો

કુમારશ્રી ! કપટીના કપટયુક્ત મધુરા વચનો સાભળી હેમરથનો સ્વભાવ ઉગ્ર થયો તેના મુખ ઉપર ક્રોધની લાલાશ છવાઇ ગઈ તેના પ્રત્યે કોપાનલ જાગૃત થયો હોઠ ફરકવા લાગ્યા અને તેજ અવસરે પાસે રહેના પોતાના એક સેવકને પુરોહિતને બોલાવવા હુકમ કર્યો સેવક પણ શીઘ્ર વેગે જઈ પુરોહિતને બોલાવી લાવ્યો દૂરથીજ રાજાના ભયકરણ નેત્રો જોઇ, તે થર થર કપવા લાગ્યો રાજાના વિચિત્ર સ્વરૂપથી પુરોહિતે પોતાના જીવનની આશા છોડી, તે સમજી પણ ન શક્યો કે આમ થવાનુ કારણ શુ છે ! મુખમાથી એક શબ્દનો ઉચ્ચાર પણ તેનાથી થઈ શકયો નહિ કાચા કાનના રાજાએ આ વખતે અનર્થ કર્યો અસત્ય વાતને સત્ય તરિકે માની લીધી અને તેનુ ભયકર પરિણામ લાવી મુકયુ પુરોહિતને પુછયુ પણ નહિ કે આમા તત્ત્વ શુ છે ! અરે અપરાધીના અપરાધની શુદ્ધિ ખાતર છેવટનો ઉપાય અગ્નિપતન વિગેરે કરવામા આવે છે તેનો પણ જો રાજાએ આદર કર્યો હોત, તો અવશ્ય ગુન્હેગાર પકડાઇ શકત પણ અવિચારી આ રાજાએ ક્રોધની વગશમા વિવેક મુકયો ઘોર અન્યાયના માર્ગે જઇ સેવકને હુકમ કરી દીધો કે આના શરીર પર શણ વીટી લો. તરતજ પુરોહિતના શરીરને શણથી આચ્છાદિત કરવામા આવ્યુ અને તેની ઉપર તેલનુ સિંચન કરાવ્યુ ત્યારપછી કુમાર ! હુ શુ કહુ એ પ્રસગનુ સ્મરણ પણ મને અત્યારે દ્વેષની લાગણીઓ ઉપસ્થિત કરે છે આ નિષ્ઠુર હૃદયી પાપી હેમરથે કરૂણાજનક પોકાર કરતા

નિરપરાધી પુરોહિતને ઉભો ને ઉભો સળગાવી મુક્યો આ અવસરે કોઈપણ અધિકારી તેમજ નગરવાસી જન પણ તેને બચાવવા કટિબદ્ધ થયું નહિ તેનું કારણ ઉપેક્ષા અને રાજ ભય બન્ને હતા

**ભીમ**કુમાર ! ચંડ પુરોહિત તે અવસરે અકામ નિર્જરાના પ્રભાવે મરણ પામી વ્યંતરનિકાયમાં સર્વંગીન નામનો રાક્ષસેંદ્ર થયો, તે ચંડનો જીવ હું પોતેજ તારી સમક્ષ ઉભો છું જ્ઞાનદ્વારાએ મેં મારો પૂર્વ ભવ પ્રત્યક્ષ જોયો મારા હૃદયમાં હેમરથ પ્રત્યે વૈરબુદ્ધિ જાગૃત થઈ, તરતજ હું અહિંઆ આવ્યો રાજાને દેખતાજ હું રોષારૂણ થયો મારો ક્રોધ અધિક વૃદ્ધિ પામવા લાગ્યો મેં મારા દિવ્ય પ્રભાવથી નગરના સર્વ પ્રાણીલોકને તિરોહિત કરી દીધા અને મારા કટ્ટા શત્રુ ઘોર અપરાધી આ હેમરથ રાજાનો નિર્દય રીતિએ વિનાશ કરવા મેં જ સિંહરૂપ ધરી તેને પકડયો હતો, પણ વચમાં તું પ્રતિબંધક થયો આ હેમરથે પૂર્વભવમાં મારી કેવી કદર્થના કરી, કવો સંતાપ ઉત્પન્ન કરી મારો વિનાશ કર્યો છે કે જેનું સ્મરણ પણ અત્યારે મારા હૃદયને કંપાવે છે

કુમાર ! તુંજ કહે કે મારો કોપ વૈરનો બદલો વાળ્યા સિવાય કેવી રીતે શમી શકે ? નગરવાસીજનોએ અને અધિકારી મંડળે પણ મારા પ્રત્યે ચાલતા આવા નિષ્ઠુર વર્ત્તન પ્રત્યે ઉપેક્ષા કરી, અને એટલુંજ નહિ કેટલોક વર્ગ તો તેમાં આનન્દિત થયો તેના પ્રત્યે પણ મને કોપ થયો અને તેથીજ મેં સર્વેળાઓને તિરોહિત કરી દીધા છે તેઓને મારી નાખ્યા નથી આ હેમરથને તો નિર્દય રીતે મારી નાખવા માટેજ સિંહરૂપ ધારણ કરી પકડયો હતો પરંતુ એટલામાજ તારો સંયોગ થયો કરૂણાનિધિ કુમાર ! તારૂં પરાક્રમ અને તારી પ્રજ્ઞાનો પ્રકર્ષ જોઈ હું તો બહુજ અજાયબ પામ્યો આ હેમરથને છોડાવતા તેં જે બુદ્ધિબળ વાપર્યું અને જે પરાક્રમ ફોરવ્યું, તેનું સ્મરણ પણ હજુ મારા ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરે છે મારા હૃદયમાં તારા પ્રત્યે ભક્તિભાવ જાગ્રત થયો છે, મેંજ મારી દિવ્ય શક્તિએ કાષ્ટની પુતળીઓદ્વારા અદૃશ્ય રહી તારો સ્નાન, ભોજન વિગેરે સર્વ ઉપચાર કર્યો કુમાર ! તારા એક એક વચનો મારા સ્મૃતિ પથમાં વિદ્યમાન છે કષાયના કટુક વિપાકો જે તેં વર્ણવ્યા તે યથાર્થ છે તેમાં લેશ પણ શંકા નથી, છતા હેમરથને દેખતાજ મારી આંખોમાંથી આગ વરસે છે, મને તે પૂર્વનું સ્મરણ થઈ આવે છે તારા ઉપદેશે અને તારી વિશુદ્ધ અહિંસક પ્રવૃત્તિએ મારા હૃદયપર ઘણી

અસર કરી છે, તેજ અસરના પરિણામે અને તારા ચિત્તની પ્રસન્નતા, ખાતર મારી દિવ્ય શક્તિએ તિરોહિત કરેલ સમગ્ર પૌરજનને હવે હું પ્રગટ કરૂ છુ તરતજ કુમાર ચારે દિશાઓમા હર્ષના કોલાહલથી વ્યાપ્ત, મનુષ્ય પશુ વિગેરેથી ભરપુર સમગ્ર નગર જોઈ આશ્ચર્ય પામ્યો અહિં આ સર્વંગીલ રાક્ષસ અને ભીમકુમારનો આનદમય સલાપ ચાલી રહ્યો છે, એ અવસરમા એકાએક આકાશમાથી આવતો કર્ણ-પ્રિય મધુર ધ્વનિ સભળાયો

## પ્રકરણ ૧૩ મું.

### ચારણશ્રમણમુનીશ્વર



આકાશમડળમા સુર અને અસુરોના સમૂહના મધ્યમા દિવ્ય-જ્ઞાની લબ્ધિસપન્ન એક ચારણશ્રમણ મહામુનીશ્વર ગગનમાર્ગે પ્રયાણ કરી રહ્યા હતા જેઓની સૌમ્યમૂર્ત્તિ સસારના ત્રિવિધ તાપથી સતપ્ત જનસમૂહને શાત રસનુ પાન કરાવતી હતી શાત પરમાણુનો નિશ્ચય જાણે ન હોય ? તેમ તેમનુ પ્રત્યેક અગ પણ ભવ્ય પ્રાણીઓના ઉલ્લસિત ભાવને વૃદ્ધિગત કરતુ હતુ તે ધર્મમૂર્ત્તિ અનગારની ચારે બાજુ રહેલો દેવસમૂહ મધુરધ્વનિએ માત્ર તે મહર્ષિનાજ ગુણોનુ સત્કીર્ત્તન કરી રહ્યો હતો ગત પ્રકરણમા વર્ણવેલો આકાશનો ગભીર ધ્વનિ તે આ દેવ સમૂહના ગુણગ્રામનોજ હતો સર્વંગીલ રાક્ષસની સાથે વાર્તાલાપ કરતા ભીમકુમારના કાને પણ આ ગભીરધ્વનિ અથડાયો એકાએક તેમની દૃષ્ટિ આકાશ તરફ ગઈ અને દેદિપ્યમાન દેવતાઓના સમૂહમા રહેલા તે સૌમ્યમૂર્ત્તિ ચારણશ્રમણ મુનીશ્વરને જોયા મુનીશ્વરને દેખતાજ કુમારનુ હૃદય પ્રફુલ્લ થયુ, રોમાચ વિકસ્વર થયા અને તરત દૂરથીજ નમ્રવદને હસ્તાજલિપૂર્વક મુનીશ્વરને નમસ્કાર કર્યો રાજમહાલયમા કુમારની સમીપે રહેલા રાક્ષસેદ્ર વિગેરે સર્વની દૃષ્ટિ પણ તે તરફ ગઇ જિનધર્મમર્મજ્ઞ શુદ્ધસમ્યક્ત્વધારી મત્રી મતિસાગર પણ તે મુનીશ્વરને જોઈ અતિ આનદિત થયો સઘળાઓ ગગનચારી ચારણમુનિને અનિમેષદૃષ્ટિએ જોઇ રહ્યા છે એવામા તે મુનીશ્વર પણ દેવગણના પરિવારસહિત ભૂમિ ઉપર તેમના તરફ આવતા જણાયા આ બનાવ જોઈ કુમારના આનદનો પાર રહ્યો

નહિ, તેના હૃદયમા વિવિધ ભાવનાઓ પ્રાદુર્ભાવ પામી અહો ! આજે મારી પુણ્યદશા વિશેષત જાગ્રત થઇ પરમપુનિત તપોનિધિ ગુરૂભગવતના પવિત્ર ચરણરજનુ સ્પર્શન કરી મારા જન્મને હુ આજે કૃતાર્થ કરીશ, મારૂ અહોભાગ્ય કે આ અવસરે આવા સયોગોમા મને ઉત્તમ ગુરૂનો યોગ મળશે, મારા હૃદયગત સ શયોને તે જ્ઞાની મહાત્મ અવશ્ય છેદશે, તેમની સુધારસવાહી મધુરી દેશનાનુ હુ આજે પાન કરીશ આ અવસરે ભીમકુમારે વિકસ્વર વદને પોતાની પાસે રહેલા સર્વંગીલ રાક્ષસને કહ્યુ

"હે રાક્ષસેદ્ર ! આકાશમાર્ગે આવતા આ તેજસ્વી પવિત્ર મુનીશ્વર અમારા ગુરૂવર્ય છે, જેઓના અવિરોધી વિશુદ્ધ વર્ત્તન અને વાણીથી આકર્ષાયેલા દેવતાઓ પણ તેમની અહર્નિશ સેવા કરે છે. શુ તેઓનો ભક્તિરગ છે ! પૌદ્ગલિક સુખમા મગ્ન સ્થિતિવાળા છતાં ગુણાનુરાગ કેવુ કાર્ય કરે છે ! સેવ્યની સેવા કરી, તેઓ પોતાના જન્મને પવિત્ર કરે છે આજે આપણુ અહોભાગ્ય કે આવા સદ્ગુરૂનો આપણને સમાગમ થશે, આજે આપણે તેઓના પદપકજના દર્શન કરી નેત્રયુગલને કૃતાર્થ કરીશુ જુઓ જુઓ તે મહાત્મા આપણી નજીક આવી રહ્યા છે." રાક્ષસેદ્ર પણ ભીમકુમારના ભક્તિરાગથી રગાયેલા વચનો શ્રવણ કરી આનદિત થયો, તેના હૃદયમા પણ તે ભાવના સ્ફુરાયમાન થઈ કે ધન્ય છે આ ભીમકુમારને કે જેના રોમેરોમમા ગુરૂ પ્રત્યે કેટલુ બધુ હાર્દિક બહુમાન છે ! નક્કી આવનાર કોઇ મહાન્ પુરૂષ છે, માટે આવા સતપુરૂષનો સમાગમ મારે પણ લાભદાયી થઇ પડશે

ગગનમા ચાલતા દિવ્યજ્ઞાની ચારણશ્રમણ મુનીશ્વર પોતાન જ્ઞાન દ્વારાએ વિશેષ લાભ જાણી આકાશમાથી નીચે ઉતરતા અનુક્રમે હેમપુરનગરની બહાર રમણીય ઉદ્યાનમા દેવગણ સહિત આવી પહોચ્યા. દેવતાઓએ સુવર્ણમય કમલની રચના કરી જ્યા તેઓ અલકૃત થયા.

આ બાજુએ ઉદ્યાનપાલકે શીઘ્રવેગે આવી હેમરથ રાજાને ગુરૂઆગમનની વધામણી આપી કુમાર વિગેરે પહેલેથીજ જાણતા હતા કે—આજે ગુરૂમહારાજા આ નગરને પાવન કરશે.

મુનિદર્શનની તીવ્ર ઉત્કઠાવાળો કુમાર એકદમ ઉદ્યાનમા જવા માટે તૈયાર થયો, કુમારની તૈયારી સાથે સઘળાઓ જવા માટે તૈયાર થયા કુમાર પોતાના ચિત્તમા પ્રશસ્ત સકલ્પો કરવા લાગ્યો ધન્ય છે ! ઋદ્ધીશ ધન્ય છે ! તે પવિત્ર મહાશયોને કે જેઓ ત્રિજગદ્વદ્ય સુરાસુર-

સેવિત સર્વજ્ઞ પ્રભુ શ્રીજિનેશ્વરદેવની, અને તેમણે દર્શાવેલા પરમપુનિત માર્ગે પોતાની સુરક્ષિત સયમનૌકાને અસ્ખલિત ગતિએ પ્રયાણ કરાવી રહેલા શાસનરક્ષક સૂરીપુરદરાદિ મુનિવૃષભોની અહર્નિશ ત્રિકાલસેવા કરી રહ્યા છે વળી જે ભાગ્યવાન પ્રાણીઓ ક્ષણભર પણ તેમના વિરહને સહી શકતા નથી, તેઓની સેવામાજ પોતાના જીવનની સાર્થકતા માની રહ્યા છે, તેઓ અવશ્ય કાલાન્તરે સેવકના સેવ્ય થઇ શકે એ નિર્વિવાદ છે દેવાધિદેવ જિનેશ્વરપ્રભુને માત્ર એકજ વખત કરેલુ વિશુદ્ધ ભાવપૂર્વકનુ પ્રણિધાન અક્ષય સુખદાયક થઈ શકે છે, તેમજ શાસનનાયક ગુરૂદેવને કરેલુ વદન પણ વિશુદ્ધ ભાવને ઉત્પન્ન કરી કર્મમલનો વિનાશ કરે છે આજે મને તે પુણ્યતિથિ પ્રાપ્ત થઇ કે જે તિથિએ પાપહર મુનિપદયુગલની ઉપાસનાનો દુર્લભ્ય લાભ મળી શકશે રાક્ષસેદ્ર વિગેરે પણ મુનિદર્શનના ઉત્કઠી થયા નગરમા પણ મુનીશ્વરના આગમનની વધામણી વિસ્તાર પામી સઘળાઓ અલ્પસમય પહેલા થયેલુ પોતાનુ દુખ ભૂલી જઇ મુનિદર્શનના પિપાસુ બન્યા લોકનો પૃથક્ પૃથક્ સમુદાય નગરની બહાર ઉદ્યાન તરફ ચાલવા લાગ્યો આ બાજુએ મહાન્ આડબરપૂર્વક સઘળો રાજવર્ગ તેમજ અતપુર પરિવારયુક્ત ભીમકુમાર મહારાજા, સિહરથ, વિગેરે મુનિદર્શન માટે નિકળ્યા, સાથે નગરના અગ્રગણ્ય નેતાઓ શ્રેષ્ઠિમડળ વિગેરેનો બહોળો સમુદાય રાજમડળની શોભામા વિશેષ વધારો કરી રહ્યો હતો વિશાળ રાજમાર્ગને પણ સકડામણવાળો કરતો બહોળો સમુદાય અનુક્રમે નગરના દરવાજા બહાર આવી પહોચ્યો રમણીય ઉદ્યાનમા રહેલા તે પવિત્ર ચારણશ્રમણ મહર્ષિને દૂરથીજ નિહાળતા કુમાર વિગેરે સઘળાઓએ અજલી કરી નમસ્કાર કર્યો અનુક્રમે સુરાસુરસેવિત મુનીશ્વરના ચરણ સમીપે આવી નગરવાસીજનોના બહોળા સમુદાયસહિત કુમારે પચાગપ્રણામપૂર્વક અતિહર્ષિત વદને વિધિસહિત વદના કરી સૌમ્યાકૃતિ મુનીશ્વરના દર્શનમાત્રથી સર્વના હૃદયો પ્રફુલ્લ થયા થોડીજ વારમા જનસમૂહનો કોલાહલ છેક શાત થઇ ગયો ઉદ્યાનના પ્રત્યેક વિભાગમા રહેલા જનસમૂહની દૃષ્ટિ માત્ર મુનીશ્વરની શાત પરમાણુમય સૌમ્યમૂર્ત્તિ તરફજ સ્થિર થઇ રહી હતી મુનીશ્વરે પર્ષદસમક્ષ મધુરી વાણીએ ધર્મદેશના શરૂ કરી

હે ભવ્ય પ્રાણીઓ ! વિવિધ પ્રકારના કષ્ટ સમૂહથી ભરપૂર આ ચતુર્ગતિક સંસારમા અનતા પ્રાણીઓ અનત કાલથી પરિભ્રમણ કરે છે જગદ્દવદ્યજિનેશ્વર પ્રભુએ સસાર પરિભ્રમણના અનેક હેતુઓ

દર્શાવ્યા છે જે કારણો પૈકી ક્રોધ, માન, માયા, લોભ, સ્વરૂપ કષાય ચતુષ્ટય પ્રબળ સાધનપણે વર્તે છે કષાયને પરતંત્ર થયેલા પ્રાણીઓ દીર્ઘકાલ પર્યંત અરહટ્ટઘટી ( રેંટ ) ની માફક સંસારમા અનેક યોનિઓમા વિવિધસ્થાને પર્યટન કરે છે અનેક વિધ કષ્ટો સહન કરતા છતા પણ આ ભવ સમુદ્રનો નિસ્તાર પામવો તેઓને ઘણોજ મુશ્કેલ થઇ પડે છે ચાર કષાયમાથી એક પણ કષાય પ્રાણીઓના ભાવ પ્રાણનો અપહારક થાય છે સર્વાક્ષર સન્નિપાતિ સર્વજ્ઞકલ્પ ચતુર્દશ પૂર્વવિદ્‌યુગપ્રધાન **શ્રીભદ્રબાહુ સ્વામિ** આવશ્યક નિર્યુક્તિમા દર્શાવે છે કે–અલ્પમાત્ર દેવુ હોય પરતુ જો તે તરફ દુર્લક્ષ્ય રાખવામા આવે તો અનુક્રમે તેનુ વ્યાજ વૃદ્ધિ પામતા આપી શકવુ મુશ્કેલ થઇ પડે છે શરીરમા ઉત્પન્ન થયેલુ નાનુ સરખુ વ્રણ–ગુમડુ એકાળજીથી સમગ્ર શરીરનુ વિનાશક થાય છે નાનો સરખો અગ્નિનો ચણગારો વનના વન બાળવા માટે સમર્થ થાય છે, તેવી રીતે આત્મામા ઉદ્‌ભવેલો અલ્પમાત્ર કષાય અનુક્રમે વૃદ્ધિ પામતો આત્માને અધોદશામા મુકી દે છે માટે હે ભવ્યાત્માઓ ! તમારે લેશ પણ કષાયનો વિશ્વાસ કરવો યોગ્ય નથી અલ્પમાત્ર કષાય પણ પરિણામે અતિ ભયકર થાય છે જેના પ્રગટ દૃષ્ટાતો શાસ્ત્રોમા અનેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે કષાયના ઉદયે પ્રાણીઓ પોતાની ઉજ્વળ વિવેકદશા ચૂકી નિર્વિવેકી બને છે આ કષાયનો ઉદય અતિ ઉચ્ચજીવન દશાના અનુભવી મહતઆત્માઓને પણ એક વખતે ભૂલાવી સસાર ભ્રમજાળમા ભમાવે છે આ ચારે કષાયોમા પ્રથમ ક્રોધ કષાય કે શાસ્ત્રકારો જેને અગ્નિની ઉપમા આપે છે જેમ બળતો અગ્નિ પોતાના સ્થાનમા રહેલી સમગ્ર વસ્તુઓને બાળી ભસ્મ કરે છે, તેમ ક્રોધ અગ્નિની જ્વાળા ઉજ્વલ આત્મામા રહેલા ઉજ્વલ ગુણોને ભસ્મીભૂત કરી નાખે છે જ્ઞાની ભગવતો આ ક્રોધને વિષપૂર્ણ ફણીધર કરતા પણ અધિક વિનાશક માને છે કેમ જે–વિષધરના વિષનો પ્રતિકાર મત્રવાદીઓ કરી શકે છે પણ ક્રોધ સ્વરૂપ મહા દુર્દાત વિષધરના વિષનો પ્રતિકાર કરવો અતિ દુષ્કર છે માટે તત્ત્વજ્ઞ પ્રાણીઓ કદી પણ તેને પોતાના અતઃકરણમા સ્થાન નથી આપતા જેઓનુ અતઃકરણ પ્રશમરસથી આર્દ્ર થયેલુ છે તે પ્રાણીઓના અતઃકરણમા કોપાગ્નિ પ્રજ્વલિત થતોજ નથી ક્ષમામૃતના યોગથી જેઓ ક્રોધાગ્નિને શાત કરે છે, તેનુ ધર્મવન સ્થિર રહે છે ક્રોધને પરવશ થયેલા પ્રાણીઓને આ દુનિયામા અનેક પ્રકારની વિડબનાઓ સહન કરવી પડે

છે તેને સ્વાધિન થયેલો પ્રાણી અર્થ કે અનર્થને જાણી શકતો નથી મહા પરિશ્રમથી પ્રાપ્ત થયેલા સદ્દગુણો પણ તેના સસર્ગથી વેગળા થાય છે અને એટલુજ નહિ પણ અતિ વિશુદ્ધ આત્મા ક્ષણવારમા પરાવર્તન પામી દોષપુજથી વ્યાપ્ત બને છે શાસ્ત્રકાર મહારાજા દર્શાવે છે કે સતાપનો વધારનાર, વિનયનો ભેદ કરનાર, ઉદ્વેગ ઉત્પન્ન કરનાર, અસત્ય વચન બોલાનાર, કજીઓ કરાવનાર, કીર્તિલતાને કાપી નાખનાર, દુર્મતિને વિસ્તારનાર, પુન્યોદયનો ભ્રશ કરનાર એવા ક્રોધનો વિચારવાન મનુષ્યો કદી પણ આશ્રય ન કરે વળી જે કષાય ધર્મવૃક્ષને દાવાગ્નિની માફક બાળી મૂકે છે, ઉન્મત્ત હાથીની માફક નીતિલતાને મૂળથી ઉખેડી નાખે છે, ઇચ્છારૂપ મેઘઘટાને વાયુની માફક છિન્નભિન્ન કરી દે છે, સપત્તિમા અર્ગલાની માફક આડો આવે છે અને દયાનો કટ્ટો દુશ્મન એવો જે ક્રોધ તેનો સ્પર્શ માત્ર પણ કેમ થઈ શકે ?

અજ્ઞાન પ્રાણીઓ ક્રોધરૂપી બાણથી પોતેજ પોતાને હણે છે વળી અન્ય બાણ તો એકજ જીદગીનુ વિનાશક હોય છે, પરતુ આ ક્રોધબાણ અનેક જીદગીનો વિનાશ કરે છે કિંચિત્ માત્ર પણ નિમિત્ત પામી ઉત્પન્ન થયેલ ક્રોધ ગુન્હેગાર કે બીનગુન્હેગાર, પુજ્ય, કે પૂજક, સ્વ કે, પર, કોઇને જોઈ શકતો નથી અને જે પ્રાણીના નિમિત્તથી ઉત્પન્ન થાય છે તેની સાથે અનેક જન્મોમા વૈરની પરપરા વધારી પોતાને દુ ખનુ ભાજન બનાવે છે મરૂભૂતિ સાથે ઉત્પન્ન થયેલી કમઠની વૈરપરપરા અને તેના પરિણામો શુ ઓછા ત્રાસજનક છે ? સમરાદિત્યચરિત્ર શુ દર્શાવે છે અરે ! ક્રોધાન્વિત પ્રાણીઓની કેવી જડતા છે કે અન્યના અતકરણમા ઉત્પન્ન થયેલો ક્રોધ અગારો દૂર રહેલા અન્ય વ્યક્તિના પ્રાણોને પણ સતાપ ઉત્પન્ન કરે છે એ સ્વાનુભાવ સિદ્ધ છતા પણ તેજ અગારો પોતાના હૃદયમા ધારણ કરાય છે અહો ! તેજ ક્રોધનુ વિશ્વાસઘાતીપણુ કેવુ વિચિત્ર છે, કે શત્રુના વિઘાત માટે સહાયક મિત્રની જેમ આશ્રય કરાતો તે કોપ શત્રુના વિઘાતને બદલે આશ્રયદાતા વિશ્વાસુ મિત્રનોજ વિનાશ કરે છે.

દુનિયામા સત્ત્વશાલી પ્રાણી તેજ કહી શકાય છે કે જેણે કષાય શત્રુને જીત્યા છે. શાસ્ત્રોમા પણ પ્રાચીન મહર્ષિઓ દર્શાવી ગયા છે કે –

**स एव सात्त्विको विद्वान्, स तपस्वी जितेन्द्रिय ।**
**येनाशु क्षान्तिखड्गेन, क्रोधशत्रुर्निपाति त ॥**

માત્ર રણાગણમા સેકડો મદોન્મત્ત હસ્તિઓના કુભસ્થળનુ

વિદારણ કરનાર કે હજારો સુભટોની શ્રેણિનુ ઉન્મૂલન કરનાર સાચો સાત્વિક ન ગણાય, પરતુ તેજ સત્ત્વશાળી, તેજ શાસ્ત્રોના ઉડા આશયોનો જાણ-વિદ્વાન, તેજ તપસ્વી તેજ જીતેદ્રિય કે જેણે ક્ષમા સ્વરૂપ ખડગથી ક્રોધશત્રુનો વિનાશ કર્યો

દુનિયામા સાચો દુશ્મન હોય તો તે કષાયજ છે, જેનુ ઉન્મુલન કરવા માટે પ્રબળ પરાક્રમની અવશ્ય જરૂર છે. સર્વરસમા શીરોમણિ જેમ લવણરસ છે, વિજ્ઞાન સમાન સાચો મિત્ર બીજો કોઈ નથી, ધર્મ સમાન બીજો કોઈ નીધિ નથી, તેમ ક્રોધ સમાન દુનિયામા બીજો કોઈ શત્રુ નથી ક્રોધજ્વાલાના તાપથી પરાભવ પામેલા પ્રાણીઓને કોઇનો પણ સમાગમ સુખકર થતો નથી આ પ્રમાણે ક્રોધ કષાયના આલોક સબધી અને પરલોક સબધી કટુક વિપાકો જેણે જાણ્ય છે, અનુભવ્યા છે તે કદી પણ તેનો આશ્રય ન કરે એ નિર્વિવાદ સિદ્ધ છે મહાગ્રહની જેમ અવશ્ય તેનો જય કરવો એજ સુજ્ઞ પુરૂષોનુ કર્ત્તવ્ય છે

આ પ્રમાણે ચારણ શ્રમણ મુનીશ્વરની કષાયના સ્વરૂપને પ્રતિપાદન કરનારી મધુરી દેશના સાભળી સર્વગિલ રાક્ષસનુ હૃદય કરૂણારસથી ભરપૂર થયુ તેના અતરમા ક્ષમાએ વાસ કર્યો બોધ પામેલો રાક્ષસ હાથ જોડી ગુરૂ મહારાજાને વિજ્ઞપ્તિ કરવા લાગ્યો કૃપાનાથ ! આપે મને સન્માર્ગ દર્શાવ્યો, અધકારમા આમતેમ અટવાતા એવા મારો હાથ પકડી આપે મારૂ રક્ષણ કર્યું આપના સમાન આ દુનિયામા મારો બીજો કોઇ ઉપકારક નથી આપે જે કાર્ય કર્યું તેવુ અનુપમ કાર્ય કરવાને આપ સિવાય બીજો કોણ મને મળી શકે કૃપાનાથ ! આપે દર્શાવેલા ક્રોધના કટુક વિપાકો મે જાતે અનભવ્યા છે આપ જેવા તત્ત્વદર્શીઓ પોતાના જ્ઞાનચક્ષુઓથી તે વિપાકોને સ્પષ્ટરીત જોઈ અમારા જેવા અબુધ પ્રાણીઓ સમક્ષ દીપકની જેમ સ્પષ્ટ દર્શાવનારા હોય તો શુ બાકી રહે ! સ્વામિનાથ ! આ છેલ્લા ક્ષણપર્યંત મારા અતરમા સળગતો ક્રોધદાવાનળ આપની સુધાધારાએ શમિત થયો હે નાથ ! સુધાભોનિધિ કૃપાળુ ગુરૂદેવ ! આજથીજ હું આ અકૃત્ય આચરણથી નિવૃત્ત થાઉ છુ. મારી પાસે બેઠેલા આ મહાનુભાવ કુમારના ગુણોનું હુ શુ વર્ણન કરૂ ! આ બધો ઉપકાર તેઓશ્રીનો છે આપ તો જ્ઞાનચક્ષુથી સઘળું પ્રત્યક્ષ અનુભવી રહ્યા છો માટે આપની આગળ તેમની અને મારી પરિસ્થિતિનુ વર્ણન કરવુ અસ્થાને છે પણ એટલુ તો કહીશજ કે

મારા પુન્યનો ઉદય પ્રગટ થયો અને મને આ મહાપુરૂષનો સમાગમ થયો, નહિ તો મારી અને આ હેમરથની શી દશા થઇ હોત તે કહી શકવુ મુશ્કેલ થઇ પડત. કુમારે મધુર વચનોદ્વારા મારા સ્થૂળ-દર્શી હૃદયપર તત્ત્વદર્શક વિવેકદીપકની જ્યોતિનો પ્રકાશ પાડ્યો પરંતુ નિબિડ અંધકારમય આ હૃદયપર તેની જોઇએ તેવી અસર ન થઈ છતા કાંઇક ક્રોધશામક દશા પ્રાપ્ત થઇ, પરિણામ એ આવ્યુ કે કુમારના અનુભાવથી નગરજનો પ્રત્યેનો મારો કષાય શાંત થયો પરંતુ હેમરથ પ્રત્યે મારી જાજવલ્યમાન ક્રોધજ્વાળા આપના ચરણકમલની ઉપાસના કરતા સુધી પણ તેજ સ્થિતિમા વિદ્યમાન હતી પરંતુ હવે આપના પ્રભાવે તે જ્વાળા શમી ગઈ અંતરમા રહેલા કોપશત્રુનો મે ક્ષમાખડ્ગથી સંહાર કર્યો હવેથી તે હેમરથ મારો પરમબંધુ થયો છે

આ અવસરે ચારણશ્રમણ મુનીશ્વર રાક્ષસને ઉદ્દેશીને બોલ્યા. હે સર્વગિલ રાક્ષસેંદ્ર ! ક્રોધ કષાયનો દારૂણ વિપાક મે માત્ર તારા ખાતરજ વિશેષ પ્રકારે નિરૂપણ કર્યો છે નહિ તો મોહનીય કર્મના પ્રભેદોમા મિથ્યાદર્શનમોહનીય અતિશય ભયકર છે જેટલામા મુનીશ્વર મિથ્યાદર્શનનુ સ્વરૂપ નિવેદન કરે છે તેટલામાજ સમગ્ર પરિષદ્ એકાએક ક્ષોભાયમાન થઈ

પરિષદ્‌ને ક્ષોભાયમાન થવાનું કારણ એ હતું કે તે અવસરે એકાએક જલપૂર્ણ જલધરની માફક ગભીર ગર્જારવ કરતો પાદ-ચક્રમણથી ભૂવલયને કપાવતો અને પોતાની શુડાદડને આમતેમ ઉલાળતો એક મદોન્મત્ત હસ્તિ ત્યા આગળ આવી પહોચ્યો તોફાની હાથીને પોતાની તરફ આવતો જોઈ લગભગ સઘળી પરિષદ્ જો કે ક્ષોભાયમાન થઈ પરંતુ ચારણશ્રમણ મુનીશ્વરની મધુરી દેશનામા ભગાણુ ન પડે એટલા માટે પરાક્રમી ભીમકુમાર પરિષદ્‌માથી ઉઠ્યો અને હાથી પાસે આવ્યો જનસમૂહને ધીરજ આપવા માટે તેણે યુક્તિપૂર્વક હાથીને શાંત કરવા પ્રયત્ન કર્યો થોડીજવારમા તે હાથી શાંત થઇ ગયો એટલુજ નહિ કિન્તુ પોતાના કુભસ્થળને નમાવી હૃદયની વિશુદ્ધિપૂર્વક મુનીશ્વરને ત્રણ પ્રદક્ષિણા દઇ વદના કરી ત્યાથી અદશ્ય થઇ ગયો અને તે સ્થળે દેદિપ્યમાન કર્ણ કુડલ, રત્નજડિત મુગુટ, અને મુદ્રિકા વિગેરે આભુષણોથી આભુષિત એક દેવ પરિષદ્‌ને દષ્ટિગોચર થયો આ આશ્ચર્યકારી અજબ ઘટના પરિષદ્‌મા રહેલા કોના અતકરણમા વિસ્મય ઉત્પન્ન ન કરે ! આખી સભા પ્રોત્ફુલ્લ લોચને આ બનાવ જોઈ રહી હતી અનેક મનુષ્યોના અતકરણમા

અનેક પ્રકારના તર્ક વિતર્કો થવા લાગ્યા અરે ! આ હાથી અહિઆ શાથી આવ્યો ! વળી ક્ષણવારમા તે અદશ્ય પણ શાથી થયો ! અને તે સ્થાને વળી આ દેવનુ પ્રગટ થવુ એ પણ શાથી બન્યુ ! શુ તેનુ તેજસ્વી સ્વરૂપ છે ! જો હાથી હતો તેજ દેવ સ્વરૂપે પ્રગટ થયો હોય તો આ પ્રમાણે રૂપ પરાવર્ત્તન કરવાનુ તેને શુ કારણ મલ્યુ હશે ! આવા પ્રકારના વિતર્કો સભામા થવા લાગ્યા એક બીજાના મદમદ વાર્તાલાપના શબ્દોથી પણ સભામા ક્ષણવાર ગોઘાટ મચી રહ્યો કેટલાકના અતરમા વળી એ વિચાર ઉદ્દભવ્યો કે આપણે શા માટે મુઝાઇએ ! જ્ઞાની ગુરૂ ભગવત આપણા હૃદયગત ભાવ જાણી અવશ્ય આપણી શકાઓનુ ઉન્મૂલન કરશે અરસપરસ વાર્તા કરતા કેટલાક માણસોએ કહ્યુ અરે ! જુઓ જુઓ ! ગુરૂ મહારાજા તે સન્મુખ રહેલા દેવને કાઇક કહે છે એટલામા તો સાભળો ! ! સાભળો ! ! ' સાભળો ! ! ! ના પોકારો થવા લાગ્યા ક્ષણવારમા સઘળો કોલાહલ શાત થઈ ગયો અને સર્વ પરિષદ્ એકાગ્રચિત્તે કાન દઇને ગુરૂવચનો શ્રવણ કરવા તત્પર થઇ ગઇ

સુધાવારિવાહ મુનીશ્વરે ભીમકુમાર વિગેરે સર્વની શકા દૂર કરવા ખાતર તે દેવને ઉદ્દેશીને કહ્યુ હે ' યક્ષદેવ ' હાથીનુ રૂપ ધારણ કરી આ તારા પૂર્વ ભવના પૌત્ર હેમરથને અનુસરીને તુ અહિઆ આવ્યો છે કેમ ? " મુનીશ્વરના આ વાક્યથી શ્રોતાવર્ગને એ નિશ્ચય થયો કે આ હાથી નહિ પણ હાથીનુ રૂપ ધારણ કરનાર યક્ષનિકાયનો કોઇ વિભૂતિસપન્ન દેવ હતો જેણે આ અવસરે પોતાનુ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કર્યુ કે ધન્ય છે ગુરૂદેવ ! આપની જ્ઞાનવિભૂતિને ! દુનિયામા જ્ઞાનની બલિહારી છે જીવ, અજીવાદિ પદાર્થોના મહા વિસ્તારને દર્શાવનાર જ્ઞાન પ્રાણીઓનુ પરમ નેત્ર છે જ્ઞાન મોહરાજાની અધકાર લહરીઓને લય કરવા સૂર્ય સમાન છે દષ્ટ અદષ્ટ પદાર્થોની ઘટના કરી આપવા કલ્પવૃક્ષ સમાન છે કર્મરૂપ કુજર સમુહને વિખેરી નાખનાર જ્ઞાન કેસરી સમાન છે ફરી ગુરૂ મહારાજા બોલ્યા

' તારા પૂર્વ ભવના પૌત્ર આ હેમરથ રાજાનો ભવાતરનો વિરોધિ આ સન્મુખ રહેલો સર્વંગીલ રાક્ષસ તેને તે તારા જ્ઞાનદ્વારા-જાણ્યો અને તેનાથી હેમરથનુ રક્ષણ કરવા ખાતર અરણ્યમા રહેતા કાળકાના મદીરમાથી આ ભીમકુમારનુ હરણ પણ પ્રથમ તેજ હાથીનુ રૂપ ધારણ કરી કર્યુ છે કેમ ખરૂને ? હવે તારી એ અભિલાષા છે કે હરણ કરેલા આ ભાગ્યવાન નરરત્ન ભીમકુમારને તેમના સ્વસ્થાન

પ્રત્યે લઈ જાઉં ' મુનીશ્વરના મુખમાથી નીકળેલા ઉપરોક્ત વચનો-દ્વારા ભીમકુમારની હૃદયગત શકાજાળ પણ ક્ષણવારમાં વિલય પામી આકાશમાથી નીચે ઉતરતા અને પોતાની તરફ આવતા ચારણશ્રમણ મુનીશ્વરને જોઇ ભીમકુમારે પોતાના મનોમદિરમા જે મનોરથ-માળા રચી હતી તે મનોરથમાળા પણ તત્કાળ અનાયાસે સફળ થઇ પ્રથમ કાળકાના મંદિર પાસે પોતાને લઇ જવા માટે આવેલા ગગનગામી વારણને જોઇ કુમારને જે શકા ઉદ્ભવેલી હતી અને તેનુ જે સમાધાન મત્રીપુત્ર મતિસાગરે કર્યું હતુ તે સમાધાન મુની-શ્વરના વચનથી અવિસવાદી ઠર્યું. આ અવસરે કુમારને મત્રી મતિ-સાગરના વચનો હૃદય આગળ ખડા થયા, અને તેની બુદ્ધિમત્તા પ્રત્યે બહુ માન જાગૃત થયુ. ઉપરોક્ત હકીકત સાભળી પરિષદ્મા રહેલો જનસમૂહ અતિ આશ્ચર્ય પામ્યો અને તેજ વખતે મુક્ત કઠે કુમારની પ્રશસા કરવા લાગ્યો ધન્ય છે! વીર શિરોમણિ નરરત્ન ભીમકુમારને ! કે જેણે પોતાના દૈવી પ્રબલ પરાક્રમથી દેવતાને પણ હફાવી પ્રાણસકટમા આવી પડેલા આ અમારા સ્વામીનુ અને અમારૂ રક્ષણ કર્યું

આ તરફ મુનીશ્વરની સન્મુખ રહેલો યક્ષ પોતાની માનસિક અભિલાષાને વ્યક્ત કરનારા તેમના વચનો સાભળી અતિશય પ્રસન્ન થયો, અને વિકસ્વર મુખે અજલિ જોડી ગુરૂ સમક્ષ મસ્તક નમાવી પ્રભુને નિવેદન કરવા લાગ્યો હે દિવ્યજ્ઞાની ગુરૂવર્ય ! મારા સબધી આપે જે હકીકત પરિષદ્ સમક્ષ નિરૂપણ કરી તે અક્ષરશ સત્યજછે ધન્ય છે આપના નિરૂપમ જ્ઞાનને કે જે દ્વારા આપે મારા અતર્ગત આશયને પણ યથાસ્થિતપણે જાણી લીધો મહારાજા ! આ હેમરથ મારા પૂર્વ જન્મનો પૌત્ર છે સર્વગિલ રાક્ષસથી તેને અને તેની પ્રજાને બચાવવા માટેજ ભીમકુમારને અહિઆ લાવવા અથાગશ્રમ સેવવો પડયો મારો સઘળો પ્રયત્ન આપ કૃપાળુની અનુપમ કૃપાથી અને વીર શિરોમણિ ભીમકુમારના દૈવી પરાક્રમથી સફળ નીવડયો છે કૃપાનાથ ! હવે હું ચિંતાથી વિમુક્ત થયો

હવે આપને હુ એક વિજ્ઞપ્તિ કરૂ છુ તે જોકે આપે તો આપના જ્ઞાનદ્વારા મારા કથન પૂર્વેજ જાણી લીધી હશે છતા હું આપને નિવેદન કરૂ છુ મહારાજા ! પૂર્વભવમા આપ જેવા પરમ પુનિત મહર્ષિઓના પરિચયથી તેમની ઉપાસનાથી મારા હૃદયમા વિશુદ્ધ ધર્મના અંકુરો પ્રગટયા હુ સમ્યક્ત્વવાન બન્યો ગુરૂસમક્ષ મેં વિધિસહિત સમ્યક્ત્વ

અંગીકાર કર્યું કાલાંતરે દુર્ભાગ્યના ઉદયે મારી મનોવૃત્તિ પરાવર્તમાન પામી અચિંત્યચિંતામણિ સમાન સમ્યકૃત્વની મેં કિંમત ન જાણી દુર્ગત મૂર્ખશીરોમણિ પશુપાલકની માફક જોકે મેં તેનો અનાદર તો ન કર્યો પરંતુ તેની ઉપેક્ષા તો કરી, કહો કે કુસંગના પ્રભાવે મેં મારા સમ્યકૃત્વને મલીન કર્યું એ મલીનતા મારા સાચા સ્વાર્થની ભંજક થઈ સમ્યકૃત્વવાન પ્રાણી પોતાના શુદ્ધ સમ્યકૃત્વના પ્રભાવે અવશ્ય ઋદ્ધિ સંપન્નદેવતાના આયુષ્યનો બંધ કરે જેથી આયુષ્ય ક્ષયે કાળ કરી દેવગતીમાં જાય તેને માટે નરક તિર્યંચની હીનગતીઓ કદી પણ હોય નહિ અરે એટલુંજ નહિ પરંતુ દેવગતિમાં પણ ઉચ્ચદેવ જેને વૈમાનિક દેવો કહેવામાં આવે છે તે દેવયોનીમાં ઉત્પન્ન થાય છે એમ ત્રિકાલજ્ઞ જિનેશ્વરદેવો ગણધર મહારાજાઓ અને તેમના પગલે ચાલનાર આપ જેવા પરમ મહર્ષિઓ પ્રરૂપી રહ્યા છો પરંતુ મહારાજા ! કરેલી સમ્યકૃત્વની મલીનતાએ મારૂં અધઃપતન કરાવ્યું પ્રભુ ! પ્રભુ ! પૂર્વભવની સ્થિતિ નિહાળતા હૃદય કંપે છે અજ્ઞાનતાથી અલ્પ માત્ર કરેલી વિરાધનાએ મારી કેવી દશા કરી ઉચ્ચ દેવયોનિમાં જવાની યોગ્યતા છતા દુષિત સમ્યકૃત્વથી હું વ્યંતર નિકાયમાં આવ્યો માટે કૃપાનાથ ! હવે મારી ઉપર કૃપા કરી મને શુદ્ધ સમ્યકૃત્વવાન બનાવો મારા હૃદયની કાળાશ ધોઈ નાખી મને ઉજ્વળ સ્ફટિક સમાન નિર્મળ બનાવો કે જેથી ભવાંતરમાં કષ્ટ સહવાનો અવસર ન પ્રાપ્ત થાય જેટલામાં યક્ષ આ પ્રમાણે સમ્યકૃત્વ અંગીકાર કરવાની વાર્તા મુનિ સમક્ષ કરી રહ્યો છે તેટલામાં પરિષદમાં અગ્રસ્થાને રહેલા રાજા હેમરથ તેમજ રાક્ષસેંદ્ર વિગેરે સદ્ગુરૂ સમક્ષ સમ્યકૃત્વની યાચના કરવા લાગ્યા ચારણશ્રમણ મુનીશ્વરે સર્વને વિધિપૂર્વક સમ્યકત્વ અંગીકાર કરાવ્યું ભીમકુમારને પણ રાક્ષસેંદ્રનું સર્વ વૃત્તાંત સાંભળી પાખંડીનો સંસર્ગ અને તેને અંગે થયેલી સમ્યકૃત્વની મલીનતાનો પશ્ચાતાપ થયો અરે મેં પણ મંત્રી મતિસાગરના કહેવા છતા પાખંડીનો સંસર્ગ કર્યો અને સમ્યકૃત્વમાં દૂષણ લગાડયું માટે આ જ્ઞાની ગુરૂ ભગવંતની પાસે પ્રાયશ્ચિત્ત અંગીકાર કરી. ઉજ્વળ બનું એમ વિચારી સાથે સાથે ભીમકુમારે પણ હાથ જોડી ગુરૂ વર્ય પાસે પાપ શુદ્ધિની યાચના કરી દિવ્યજ્ઞાની ચારણશ્રમણ મુનીશ્વરે કુમારને યથાયોગ્ય પ્રાયશ્ચિત આપી વિશુદ્ધ બનાવ્યો અણધાર્યા પવિત્ર મહર્ષિના સમાગમથી અને તે દ્વારાએ પ્રાપ્ત થયેલા અણમૂલાં સમ્યકૃત્વ રત્નોથી સર્વ પરિષદ અતિશય આલ્હાદ પામી અવસર સમાપ્ત થવાથી મહારાજા હેમરથ, યક્ષ, રાક્ષસ વિગેરે સઘળા સમુદાય

સહિત ભીમકુમાર ઉઠયો અને મોહભંજક મુનીશ્વરને વંદના કરી રાજભુવન તરફ વિદાય થયો આ બાજુએ કૃપાળુ ઉપગારી ચારણ-શ્રમણ મુનીશ્વર પણ હેમપુર નગરના ઉદ્યાનની ભુમીતળને પવિત્ર કરી સુર અસુરોના સમુદાયપૂર્વક આકાશમાર્ગે પ્રયાણ કરી ગયા.

## પ્રકરણ ૧૮ મું.

### સજ્જનોની સહૃદયતા.

રાજમહાલયના એક વિશાળભુવનમા અમાત્ય મંડળ તેમજ સામંત રાજાઓ વિગેરે અધિકારીઓ મહારાજાના આગમનની રાહ જોતા પોતાને યોગ્ય આસન ઉપર બેઠા હતા સર્વની દૃષ્ટિ ભુવનના પ્રવેશ-દ્વાર તરફજ હતી, એવામા નેકી પોકારાઇ મહારાજા કેટલાક પરિવાર સાથે ત્યા આવી પહોચ્યા, સભાજનોએ ઉભા થઈ મસ્તક નમાવી આવકાર દીધો મહારાજાએ સભામા પ્રવેશ કરી મધ્યમા રહેલા બે રત્નજડિત સિંહાસનમાથી એક સિંહાસન ઉપર પોતે અલંકૃત થયા અને બીજુ સિંહાસન મહારાજાની સાથે રહેલા આપણી કથાના નાયક વીરશિરોમણિ ભીમકુમારે સુશોભિત કર્યું સાથે રહેલો બીજો પરિવાર પણ યથોચિત આસને બેસી ગયો, અને સભામા શાંતિ પથરાઈ રહી. સામંત રાજાઓ અને અમાત્ય મંડળ રૂબરૂ કૃતજ્ઞ શીરોમણિ હેમરથે લલાટતલસ્પર્શી અંજલિપૂર્વક પાસેના સિંહાસન ઉપર રહેલા વીરાવતંસક ભીમકુમારને નીચ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી

હે દેવ! પુણ્યાત્મા! સાત્વિક શિરોમણિ ભીમકુમાર! જો કે આપના ઉપકારનો બદલો કોટી ઉપાયે પણ હુ વાળી શકવા સમર્થ નથી છતા મારી આ વિજ્ઞપ્તિનો સ્વિકાર કરી કેટલેક અંશે આપ મને અનૃણી કરશો એવી આશા રાખુ છુ કુમાર! આપ મારા જીવનદાતા છો જે આ વિપુલ રાજ સંપત્તિ, નગરવાસી જનોની અશન, પાન, વસન વિગેરેની મનોહારી પરિસ્થિતિ, દુર્લભ્ય સંપત્તિ, અને અદ્‌ભુત સમ્યક્‌ત્વ ચિંતામણિ રત્નનો અચિંત્ય લાભ, આ સર્વે આપના ઉદાર પરાક્રમને આભારી છે કુમારેંદ્ર! આપે આપની અચિંત્ય શક્તિથી આ સેવક પર્યંત સર્વનુ સ્વામિત્વ મેળવ્યુ છે અમારી એજ નમ્ર વિજ્ઞપ્તિ છે કે આપ આ રાજ્યના સ્વામી બનો અને હું આપનો

આદેશકર સેવક બનુ, હમેશા આપ મને યથોચિત કાર્ય માટે પ્રેરક બનો આપની આજ્ઞાપાલનમાજ હુ મારૂ હિત જોઇ રહ્યો છુ મારૂ અહોભાગ્ય કે આપનો મને સમાગમ થયો આપના ચિરકાલીન સહયોગમાજ મારા માટે શાતિ, સુખ અને પરમ સતોષ હુ જોઇ શકુ છુ ઉપકારના બદલા તરિકે નહિ પણ મારા શ્રેયની ખાતર આપ મારી આ વિજ્ઞપ્તિનો જરૂર આદર કરો આપ ઉપકાર કરતા આવ્યા છો, વળી આ પણ એક પ્રકારનો ઉપકાર છે માટે તેમા પ્રવૃત્તિ કરવી એ આપ જેવા માટે સુઘટિતજ છે નૂતન જીવન સમર્પી આપે મારી ઉપર અનુપમ ઉપકાર કર્યો છે તો સાથે આટલુ કાર્ય કરી મને અધિકતર ઉપકૃત કરશો એવી આશા રાખુ છુ

આ પ્રમાણે હેમરથ પોતાના પ્રાણપર્યંતનુ રક્ષણ કરનાર કુમારને પોતાનુ સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થઈ રહ્યો કૃતજ્ઞતા તે આનુજ નામ ! જો કે હજુ રાજાની આ વિજ્ઞપ્તિ કુમારની ઉપકારદૃષ્ટિ આગળ પ્રત્યુપકાર તરીકે અમુક અશેજ ગણાય છતા પણ તે કરવુ કેટલુ બધુ દુર્ઘટ છે તે પોતાની મેળેજ જાતી અનુભવથી કલ્પી શકાય એવુ છે, અન્યનુ કાર્ય કરવુ એટલે કે બીજા પ્રત્યે ઉપકાર કરવો સહેલો છે પરતુ બીજાના ઉપકારને ઉપકાર તરિકે જાણવો અતિ મુશ્કેલ છે ભાગ્યવાન કૃતજ્ઞ પ્રાણીઓજ તેને જાણી શકે છે કૃતજ્ઞતા એ એક અનુપમ ગુણ છે ધર્મ સામ્રાજ્યનો અચળ પાયો તેનાજ ઉપર નિર્ભર છે એ ગુણ પ્રત્યેક પ્રાણીની પ્રકૃતિમા પરિણમેલો હોવો જ જોઇએ પ્રાત કાલમા નિદ્રા મુક્ત થતા પ્રથમ આપણને ઉપકારીનુ સ્મરણ હોવુ જ જોઇએ એમ તત્ત્વદર્શી મહર્ષિઓ દર્શાવે છે સવારમા ઉઠતા નમસ્કાર મત્રનુ સ્મરણ પણ આપણને એજ દર્શાવે છે દુનિયાને એકાત ઉપકારક ઉપકારીના સ્મરણ સિવાય એમા બીજી કઈ હકીકત નિવેદન કરી છે? સર્વત્ર તેનેજ અગ્રસ્થાન આપવામા આવે છે ઉપકારીનુ સ્મરણજ માત્ર નહિ પણ બનતા પ્રયત્ને પ્રત્યુપકાર કરવા અવશ્ય કટીબદ્ધ રહેવુ જોઇએ જો કે ઉપકારી ઉત્તમ પુરૂષો તો લેશ પણ પ્રત્યુપકાર ગ્રહણ કરવાની ભાવનાવાળા ન જ હોય પ્રાચીન કવીશ્વરોદ્વારા કહેવાય છે જે તેમની આ એક અલૌકિક કઠોરતા છે કે તેઓ પરોપકાર કરી સામાના પ્રત્યુપકારથી ડરી તેનાથી દૂર નાશી જાય છે તે મહાપુરૂષો ઉપકારના બદલામા પ્રાપ્ત થતા સુવર્ણઢગને તરણા તુલ્ય માને છે તેઓની દૃષ્ટિએ ચક્રવર્તિના સામ્રાજ્ય કરતા પોતાના કાર્યની કિમત અધિક વસેલી હોય છે અસ્થિર પદાર્થ ખાતર તેઓ પોતાના

સ્થિર ગુણોનો વિઘાત કદી પણ કરતા નથી પોતાના અણમુલા રત્નની સાચીજ કીમત આકે છે

હેમરથ રાજાની વિજ્ઞપ્તિ સાભળી તેથી નિ સિમ કૃતજ્ઞતાનો અનુભવ કરતો કુમાર હવે તેને ઉત્તર આપે છે

રાજન્ ' તમે કહો છો કે ' મારા જીવનદાતા આપ છો અને સુખ વૈભવની પ્રાપ્તિ અને દુ ખનો નાશ પણ આપનાજ પ્રતાપે થયો છે પ્રજાજનની ઉ ચ દશામા પણ આપજ કારણિક છો ' વિગેરે આપનુ કથન એ આપની આશય મહત્તાને સુચવે છે હુ તો નિમિત્ત માત્ર છુ દુનિયામા કોઇ પણ પ્રાણી ભલે રાજા, મહારાજા, ચક્રવર્તી, કે દેવ તા મોટો ઇંદ્ર હોય તોપણ કોઈ પણ પ્રાણીના જન્મ, જરા, મૃત્યુ, સુખ દુ ખ વિગેરે કાઇ પણ ગ્રહણ કરવા માટે કે અર્પણ કરવા માટે કોઇ સમર્થ નથી સર્વ પ્રાણીઓને જન્મ વિગેરે કોઈ પણ પરિસ્થિત થતી કર્માધીન છે પૂર્વોપાર્જિત કર્મના પ્રભાવેજ મળવુ પ્રાપ્ત થાય છે માટે રાજન્ સુખની પ્રાપ્તિ કે દુ ખનો નાશ મારાથી થયો એમ આપ ન માનશો આપના પુન્યના ઉદયે સર્વ વિઘ્નો વિનાશ પામ્યા અને સુખની પ્રાપ્તિ થઇ અને વળી વિશેષ આલ્હાદનો વિષય તો એ થયો કે આવા અણીના સમયે આપણને સદ્ગુરૂના વચનામૃતોનુ પાન કરવાનો અણચિત્યો અવસર પ્રાપ્ત થયો આવો અનુપમ લાભ જયા ત્યા ન મળી શકે તે લાભ પ્રબળ પુન્યના ઉદયે, વિના પ્રયાસે અણચિત્યો આપણને મળી શકયો આપ આપના રાજ્યને અખડિત પણે પાલન કરો આ રાજ્યધુરાને માટે આપ યોગ્ય છો તેમજ આપ મારી સ્થિતિને જાણો છો જ્ઞાની ગુરૂ ભગવ તે દર્શાવેલા આ યક્ષેદ્રનો અ તર્ગત આશય પણ આપ સમ્યગ રીતિએ જાણી શકયા છો એટલે આપને અધિક કહેવુ એ અસ્થાને છે આપતો સુજ્ઞ છો આપને હિતશિક્ષા સબધી બે બોલ કહેવા એ સાગ્ર જેવાને જો કે ન શોભે છતા પણ આપના પ્રત્યેની પ્રેમાળ દશા મને તે કાર્યમા પ્રેરણા કરે છે તો, હુ આપને જે કાઇ કહુ તે આપ એક ચિત્તથી સાભળશો.

આપે ગુરૂ મહારાજા દ્વારા સત્ય તત્ત્વ સ્વરૂપ જાણ્યુ છે અને તેમણે દર્શાવેલા પવિત્ર માર્ગ તરફ આપની ચિત્તવૃત્તિ દોરાઈ પણ છે તો હવે આપને હુ એજ જણાવવાની ઉમેદ ધરાવુ છુ કે આપને માટે આજ માર્ગ અચળ શાતિનુ સ્થાન છે તેમા લેશ પણ પ્રમાદ કરવો ઉચિત નથી પુણ્યપીપાસુ આત્માઓ અતિશય દુર્લભ આવા જૈન દર્શનને પામી કદીપણ પ્રમાદનુ આસેવન નજ કરે પ્રમાદ એ

પ્રાણીઓનો પ્રચ્છન્ન કટ્ટો શત્રુ છે પ્રમાદને પરતંત્ર પ્રાણી કશુ વિવેક પૂર્વક જોઇ શકતો નથી વિચક્ષણ કુમાર અવસર જોઇને રાજાની વિજ્ઞપ્તિ સબંધી વાત જતી કરી હેમરથ રાજાને ઉપદેશ દેવા લાગ્યો.

મહારાજા ! દુર્ગુણી અને સ્વાર્થી અધિકારીઓને યુક્તિ પ્રયુક્તિ દ્વારા સુગુણી અને પરાર્થી બનાવી રાજતંત્રના સુકાનને સ્વાધિનમા રાખવાની આપને અવશ્ય જરૂર છે પ્રજાને રંજાડવામા નહિ પણ પ્રજાના ચિત્તને પ્રસન્ન કરવામા રાજ્યની આબાદી સચવાઇ રહે છે આ સબંધમા મારે આપને અધિક કહેવાની જરૂર નહિજ પડે, કેમકે તેના કટુક વિપાકો આપે પ્રત્યક્ષ અનુભવ્યા છે વળી આ રાક્ષસેન્દ્ર પણ આ અવસર આપના સહાય્યક બન્યા છે વિશેષમા આત્માને ઉજ્વળ કરનાર પવિત્ર ધર્માનુષ્ઠાનમા આપ સતત પ્રયત્નવાન થશો દૃષ્ટાંત જૈનદર્શન પ્રત્યે અવિચળ શ્રદ્ધા, ધર્મ આરાધન પ્રત્યે અપ્રમ. , ધર્મ આરાધકો પ્રત્યે અમી ભરી દૃષ્ટિ, તેઓના પ્રત્યે પ્રીતિ ભક્તિ, વાત્સલ્ય, અને સપૂર્ણ સહાય્યતા, તેઓને ધર્મમા સ્થીર કરવાના સાધનોનુ સયોજન, પરિણામે જૈન દર્શનની ઉજ્વળ પ્રભાવના, શાસનની ઉન્નતિ, દયાળુતા, પરપરાભવનો ત્યાગ, કષાયની મંદતા, કલ્યાણ-મિત્રનો સયોગ, દુર્જન મિત્રનો ત્યાગ, હિત મિત અને પ્રિય ભાષકતા, ગુણ ગ્રાહકપણુ, ગુણી પ્રત્યે અનુરાગ દશા, મિથ્યાભિમાનનો ત્યાગ, અને સ્વદાર સતોષનુ અવલંબન કરશો મહારાજા ! આપ સુજ્ઞ છો આપને અધિક કહેવાની કશી જરૂર નથી છેવટે હુ આપને એટલુજ જણાવુ છુ જે -આપ આ વિપુલ રાજ્ય ઋદ્ધિ રમણી વિગેરે પૌદ્ગલિક રંગભોગ પામી મોહપારતંત્ર્ય વેઠશો નહિ જરા પણ ગર્વની કાલિમા આપના ઉજ્વળ આત્માને અપવિત્ર ન કરે તેને માટે પુરતુ લક્ષ રાખશો દુ ખી પ્રાણીઓને દુ ખથી બચાવવા અવશ્ય કટીબદ્ધ રહેજો ધર્મપ્રરૂપક દેવાધિદેવ જિનેશ્વર પ્રભુ તેમજ ધર્મ યાનપાત્રના સુકાનીઓ આપણા પરમ પૂજ્ય મહર્ષિઓનુ બહુમાન, તેમની પૂજા ભક્તિ, આદર પૂર્વક કરજો સ્વજન વર્ગનુ સન્માન, પ્રણયીજન પ્રત્યે પ્રેમની અભિવૃદ્ધિ, મિત્રવર્ગ પ્રત્યે આદર, વિગેરે વ્યવહાર કુશળતાના અગોનુ પણ પાલન કરજો બીજાઓનો જરા માત્ર પણ અવર્ણવાદ ન બોલશો નિજગુણની પ્રશસાદ્વારા આત્મશ્લાઘાને દુરથીજ તજજો મુનીશ્વરનો સમાગમ, ધર્મશ્રવણ, સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ, વિગેરે અનુમોદનીય કાર્યોની અનુમોદના, વારવાર તેનુ સ્મરણ અને તેવા સત્કાર્યોમાં પ્રયત્ન કરશો અન્યના પુણ્ય કાર્યોમા યથાશક્તિ પ્રયત્ન કરી તેઓને

સહાય કરશો પ્રથમ વિવેકી શિષ્ટ પુરૂષોનુ બહુમાન, અને ત્યાર પછીજ બીજાઓના બહુમાનમા પ્રવૃત્તિ કરશો પ્રાણાતે પણ અન્યના મર્મ ઉદ્‌ઘાટનમા કદીપણ બુદ્ધિ ધનનો વ્યય ન કરશો

કુમારના વચનમાથી ઉદ્‌ભવતી પ્રયાણની હકિકત સાભળી મહારાજા હેમરથ અન્ય સામત રાજા તેમજ અમાત્ય મડળ વચમાજ એકાએક બોલી ઉઠયા કુમારેદ્ર ' આપનુ કહેવુ યથાર્થ છે પરંતુ આપ જાણો છો કે આપની કૃપાથી આજેજ દિવ્યજ્ઞાની મહર્ષિ પાસે અમોએ સત્ય ધર્મનુ શ્રવણ કર્યું અને પુન્યોદયે સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ પણ થઈ અમારૂ શુ ગજુ કે તમોએ દર્શાવેલી કાર્ય પરપરા અમે યથાવિધિ કરી શકીએ જોકે ક્ષણભર પણ આપના વિયોગને અમે સહન કરી શકીએ નહિ હમેશા આપના સયોગનીજ અમે અભિલાષા ધરાવીએ છતા અમે આપના કથન ઉપરથી અને આજુબાજુના સયોગો ઉપરથી જાણી શકયા કે તે બનવુ સર્વથા અશકય જેવુ જણાય છે તોપણુ આપ થોડી મુદત સુધી અત્રે સ્થીરતા કરી અમોને ધર્મ માર્ગમા પ્રવીણ કરો મહારાજા હેમરથે પણ ફરીથી આગ્રહપૂર્વક કુમારને થોડા દિવસની સ્થીરતા માટે વિજ્ઞપ્તિ કરી

પુણ્યશાળી કુમાર ! આવી રીતે આપ જ્યારે એકાએક જવાની તૈયારી કરો તો અમારી શી દશા થાય અમોને જૈનધર્મના અપૂર્વ તત્ત્વોમા કોણ પ્રવીણ કરશે ? પુણ્યના ઉદયે અમારા હૃદયમા પ્રગટ થયેલા વિવેક દીપકની જ્યોતિનુ કોણ રક્ષણ કરશે ? વિબુધ જનોના સસર્ગથી અબુધો પણ વિબુધો થઈ શકે છે માટે અમારા જેવા અલ્પજ્ઞ અબુધોને સન્માર્ગે દોરી યથોચિત કરશો હેમરથ રાજા આ પ્રમાણે કથન કરી મોન રહ્યો જેટલામા ભીમકુમાર તેઓને પ્રત્યુત્તર આપવાની તૈયારી કરે છે તેટલામા ગગનમડળમાથી આવતો ડમરૂક મણીનો ઉડ્ડામર કર્ણભેદક ધ્વનિ સર્વને કર્ણગોચર થયો

ડમરૂકનો કર્ણભેદક અવાજ સાભળતાની સાથે મહારાજા સામત રાજાઓ તેમજ અમાત્ય મડળ વિગેરે સ્તબ્ધ થઇ ગયા. એકાએક આ વચમા રગમા ભગ પાડનાર શુ થયુ ? સઘળાઓની દૃષ્ટિ આકાશમા થતા ડમરૂકમણિના અવાજ તરફ ગઇ દેખદેખતામા વીસભુજાવાળી કાળકાદેવી કાપાલિકની સાથે ત્યા આવી પહોચી આવો અદ્‌ભુત બનાવ જોઈ સર્વજનો આશ્ચર્ય પામ્યા કેમકે કુમાર અને મત્રી મતિસાગર સિવાય બીજાઓની દૃષ્ટિએ આ નવુજ દૃશ્ય હતું, જો કે સઘળાઓને પ્રથમ તો કાળકાની અને કાપાલિકની રૌદ્ર આકા-

રવાળી મૂર્તિ જોઇ ભીતિ ઉત્પન્ન થઈ પરંતુ આવતાની સાથે સિંહાસનાધિષ્ઠિત કુમારને પ્રણામ કરવાથી અને તેમની સમીપે બેસવાથી તેઓના વિસ્મયનો પાર રહ્યો નહિ સઘળાઓના ભય અને વિસ્મયની વચ્ચે કામકાદેવી ભીમકુમારને કહેવા લાગી

અહો ! ભીમકુમાર ! તે અવસરે મારા મંદીરમાથી હાથીનુ રૂપ ધારણ કરી આ રાક્ષસેંદ્ર આપને અહિંઆ લઇ આવ્યા તે મારા જાણમા છે મે તે વખતે મારા જ્ઞાનનો ઉપયોગ મુક્યો હતો અને તેથી મે જાણ્યુ હતુ કે હાથીદ્વારા થતુ આપનુ હરણ આપને અને આ હેમરથ રાજા વિગેરેને લાભદાયીજ છે અને તેથી મેં આપના અહરણની ઉપેક્ષા કરી હુ મારા મંદીરમાજ અત્યાર સુધી હતી અલ્પ સમય પહેલાજ મારૂ પ્રયાણ થયુ અને તે પ્રયાણમા થયેલો મારા અનુભવ હુ આપને જણાવુ છુ

મહાનુભાવ કુમારશ્રી ! આપના વિરહથી આપના માતાપિતા અને નગરવાસી જનો કેવા કષ્ટનો અનુભવ કરે છે જેનુ યથાર્થ વર્ણન હુ શુ કરૂ ! ક્ષણભર પણ આપના દુ ખદાયી વિરહને નહિ સહન કરનાર આપનો પ્રણયી વર્ગ વારવાર આપના ઉદાર ગુણોનુ સ્મરણ કરી નેત્રમાથી અશ્રુધારાનો પ્રવાહ વહેવડાવી રહ્યા છે, સઘળો રાજ-વર્ગ પણ ચિત્રલિખિતની જેમ શુન્ય સ્થિતિનો અનુભવ કરી રહ્યો છે 'ક્યારે કુમારનુ દર્શન થશે ? વ્હાલા પુત્ર ! બાપુ ! તુ એકાએક ક્યા ચાલ્યો ગયો ? અરે તને શુ કોઈ હરી ગયુ ? આ પ્રમાણે અસ્પષ્ટ ઉદ્ગારો કાઢી નેત્રમાથી અશ્રુપ્રવાહને વહેવડાવતા ઉષ્ણ તેમજ દીર્ઘનિસાસા નાખતા આપના માતાપિતાનુ શોકવ્યાપ્ત હૃદય ક્યા સંકટનો અનુભવ કરી રહ્યુ હશે તે તેજ જાણે કુમાર ! આપની આગળ અધિક શુ કહુ ! આટલાજ ઉપરથી આપ સઘળી સ્થિતિ સમજી શકો એમ છે

કુમારશ્રી ! મે આ મારા જાતીઅનુભવનીજ હકીકત આપની આગળ નિવેદન કરી હુ હમણા ત્યાથીજ આવુ છુ હુ મારા એક કાર્યનિમિત્તે તે તરફ ગઇ હતી ત્યાથી પાછા ફરતા કમલપુર નગરની, ઉપર વર્ણવેલી સઘળી સ્થિતિ મે સાક્ષાત્ નિહાળી છે, ત્યાં રાજમંદીરમા આપના માતાપિતાને હુ મળી મારૂ તેઓએ ઉચિત સન્માન જાળવ્યુ મને એક દેવી ધારી મારા તરફથી આશાએસ મળવા ખાતર તેઓએ અશ્રુપૂર્ણ નેત્રે પોતાના હૃદયનુ દુ ખ મારી

આગળ નિવેદન કર્યું મે તેઓને શાતિના વચનોથી સ્વસ્થ કર્યા, અને કહ્યુ જે આપ આમ ખેદયુક્ત ન થાઓ આપનો વ્હાલો પુત્ર વસુધાતળને પોતાના પુનિત પાદયુગલથી પવિત્ર કરી રહ્યો છે, આપના પુત્રની જ્વલત કીર્તિ દિગતરમા ફેલાઈ રહી છે, આપ તેમના તરફની લેશ પણ ચિતા ન કરો અરે ભાગ્યવાન તે આપના પુત્રરત્ને અનેકને ધર્મમાર્ગમા સ્થિર કર્યા અનેકને સમીપ રહેલા મરણભયથી બચાવ્યા એટલુજ નહિ મરણની છેલ્લી પળે પહોચેલાઓનુ પણ પોતાના પ્રબળ પરાક્રમથી રક્ષણ કર્યું તેમના દૈવીશૌર્યથી અને અહિસક ધર્મવિભુતિથી દેવ દાનવો પણ વશવર્તી થયા અને એમની ઈચ્છાને સાનુકુળ કાર્ય કરવા તત્પર થયા છે

કૃપાનિધિ કુમાર ! ત્યારબાદ, મારા મ દીરમા આપનુ આવાગમન થયુ ત્યારથી આ જીને અદ્યાપિ પર્યતનુ આપનુ પવિત્ર ચરિત્ર મે તેમની આગળ નિવેદન કર્યું અને જણાવ્યુ જે હાલમા તે આપનો વ્હાલો પ્રતાપી પુત્ર ભીમકુમાર હેમપુર નગરના વિશાળ રાજમહાલયમા અનેક રાજપરિવારની વચ્ચે મત્રિપુત્ર મતિસાગરની સાથે કુશળક્ષેમમા વર્તે છે આટલુ કહ્યા છતા પણ આપના વિયોગથી વિધુરિત મહારાજા વિગેરેના અત કરણમા તેવી શાતિ ન વ્યાપી છેવટે તેમની સમક્ષ મે પ્રતિજ્ઞા અગીકાર કરી કે 'આપ શાતિ જાળવો, બે દિવસમા ચોક્કસ હુ આપના વ્હાલા પુત્રનો આપને સમાગમ કરાવી આપીશ ' ત્યારપછી તરતજ ત્યાથી હુ નીકળી આપની સેવામા હાજર થઈ છુ કરૂણાનિધિ કુમાર ! હવે આપને જેમ યોગ્ય લાગે તે પ્રમાણે કરો

કાળકાદેવીના ઉપર્યુક્ત વચનો સાભળી કુમારના અતરમાં અવનવા વિચારો ઉદ્ભવ્યા અહા ! હા ! પરમપૂજ્ય પિતાશ્રી અને પ્રેમાળ માતા મારા વિયોગે કેવી કષ્ટદાયી સ્થિતિનો અનુભવ કરી રહ્યા છે સર્વ કાર્યો છોડીને વગર વિલબે હવે તો મારે ત્યાજ જવું યોગ્ય છે. આ પ્રમાણે વિચાર કરી કુમાર જ્યા કમલપુર નગર પ્રત્યે જવાની તૈયારી કરે છે તેવામાજ ભેરી પટહ ભભા વિગેરે વિવિધ વાજીત્રોનો મનોરજક મધુર ધ્વનિ ગગનમાર્ગે સભળાવા લાગ્યો અને સર્વ સભાજનોના નેત્રો તે તરફ આકર્ષાયા.

થોડા વખત પહેલા આ કાળીકાદેવીના દર્શન થયા વળી આ કોણ આવે છે ! આ પ્રમાણે વિચાર ચાલે છે એટલામા તો નમો-

મડગ અનેક વિમાન શ્રેણીથી ઉભરાઈ રહ્યુ રાજભુવનમા રહેલા કેટલાક મનુષ્યો તેમજ નગરવાસીજનો કદી નહિ અનુભવેલો આવો અજબ બનાવ દેખી ભયથી ત્રાસ પામવા લાગ્યા અરે શુ ! કોઇ વિદ્યાધર રાજા સૈન્ય લઇ આપણુ રાજ્ય લેવા આવ્યો છે કે શુ ? શુ આ અવાજ તેની રણભભાનો તો નહોય ? રણશુરા યોદ્ધાઓને તો અતરમા ઉદ્ભવતો આ વિચાર આનદજનક હતો તેઓ તો યુદ્ધની આગાહી જાણી દુશ્મન સૈન્યમા પોતાનુ શૌર્ય દાખવવા સજ્જ થવા લાગ્યા માત્ર કાયર નિ સત્ત્વવાન પ્રાણીઓ મુઝાવા લાગ્યા મહારાજા હેમરથ વિગેરે પણ અનિમેષ દષ્ટિએ આકાશ તરફ નિરીક્ષણ કરી રહ્યા હતા એવામા સઘળાઓની દ્રષ્ટિ અનેક વિમાનોની મધ્યમા રહેલા એક વિમાન તરફ પડી

આજુબાજુએ રહેલા સર્વ વિમાનો કરતા આ વિમાન વિવિધ શોભાથી વ્યાપ્ત અને મનોરજક હતુ વિશાળતા પણ અન્ય વિમાનોની અપેક્ષાએ અધિક પ્રમાણવાળી હતી ટુકાણમા કહીએ તો ગૃહ નક્ષત્ર તારાગણથી પરિવરિત ચદ્રવિમાનની જેમ તે વિમાન શોભી રહ્યુ હતુ, જેના મધ્ય ભાગમા સિહાસન ઉપર રમણીય આભુષણોથી વિભુષિત ચદ્ર સમાન સૌમ્યવદનવાળી એક દેવાગના બેઠી હતી તેના વક્ષસ્થળ ઉપર સુદર હાર શોભી રહ્યો હતો રત્નજડિત કણુકુ-લથી દેહની દિવ્યકાતિમા અસાધારણ વધારો થતો હતો મુખ ઉપર સપૂર્ણ લાવણ્ય ઝળકી રહ્યુ હતુ પાસેના આસનો ઉપર બીજી પણ દેવીઓ તેમજ દેવતાઓ શોભી રહ્યા હતા સઘળાઓમા મધ્યમા રહેલી દેવી સ્વામીપદે હોય તેવો ભાસ થતો હતો મુખ્ય વિમાન સિવાય બીજા વિમાનો પણ દેવદેવીઓથી ભરપૂર હતા આ દેવી કોણ છે અને તે શુ કરે છે તે જાણવા માટે રાજમદીરમા રહેલા સઘળાઓ તેની સન્મુખ જોઇ રહ્યા હતા આ બનાવ જોઈ કુમારની બાજુમા રહેલો રાક્ષસેદ્ર એકાએક અરે ! આ શુ છે ! એમ બોલતો આસન ઉપરથી ઉભો થયો અને બ્રહ્માડસ્ફોટ સદશ ગર્જના કરતો હાથમા મોગરને ઉલાળતો તૈયાર થયો ભીષણ ભ્રકુટી ધારણ કરતી કાળકાદેવી પણ વિકરાળ કાતરને ચમકાવતી ઉભી થઇ કહેવાની જરૂર નથી કે ત્યા રહેલો અન્ય વર્ગ પણ પોતાના શસ્ત્રને સજ્જ કરી શૌર્યતા દાખવવા તૈયાર થઇ રહ્યો રાજભુવન અને નગર મનુષ્યોના કોલાહલથી શબ્દમય બની ગયુ સિંહાસન ઉપર રહેલો કુમાર સ્ફારિત લોચને આ સઘળો બનાવ જોઇ રહ્યો હતો, તેનું

અંતઃકરણ લેશ પણ ભયાન્વિત નહતું કુમારને છોડીને અન્યની સ્થિતિ સંભ્રાંત હતી, આવી રીતે સઘળાઓ અનેક પ્રકારની કલ્પના અને ક્રિયાઓમાં ગુંથાઇ રહ્યા હતા એટલામાં જય ! જય ! નંદ ! ના આશીર્વચનો ઉચ્ચાર કરતા અનેક દેવતાઓ કુમારના સમક્ષ આવી પહોંચ્યા અને ઉચ્ચ સ્વરે કમલાક્ષા યક્ષિણીના આગમનની ઉદ્‌ઘોષણા કરી તતક્ષણ કમલાક્ષા યક્ષિણીએ પોતાનું વિમાન છોડી ભીમકુમાર સમક્ષ આવી પ્રફુલ્લ વદને કુમારને નમસ્કાર કર્યો અને સમીપના આસન ઉપર અલંકૃત થઇ આ બનાવે વળી સર્વના અંતઃકરણમાં અજબ ચમત્કાર ઉત્પન્ન કર્યો સંભ્રાંત થયેલા મનુષ્યો શાંત થઇ ગયા રાક્ષસેંદ્ર, અને કાળકાદેવીએ પણ પોતાની ભીષણ ભૃકુટી ઉતારી શસ્ત્ર સંકોચી પોતાના આસને સ્થિત થયા નૂતન આવેલ અદ્‌ભૂત સૌંદર્યવાન કમલાદેવી કુમારની સાથે શું વાર્તાલાપ કરે છે તે સાંભળવા સઘળાઓ ઉત્સુક થયા સર્વની ઇંતેજારી વચ્ચે કમલાક્ષા યક્ષિણીએ કુમારને વિજ્ઞપ્તિ કરી

લોકોત્તર માર્ગદર્શક સમ્યક્ત્વચિંતામણિ દાતા ભદ્ર ભીમકુમાર ! આપના પવિત્ર દર્શન અમોને દુર્લભ થઇ પડયા વિંધ્યગિરીમાં રહેલા મારા આવાસમાંથી નીકળી નજીકની ગુફામાં રહેતા તે તપોધન મુનીશ્વર પાસે આપ તો ચાલ્યા ગયા શેષ રજની મુનિવરોની ઉપાસનામાંજ વ્યતીત કરવાની આપની ઉત્કટ અભિલાષા હોવાથી, તે અવસરે ત્યાં જતા આપને હું રોકી શકી નહિ, અને મેં પણ વિચાર્યું કે આપ કયાં ચાલ્યા જવાના છો પ્રાતઃકાળમાંજ મને આપનો સમાગમ થશે એમ ધારી મેં ઉપેક્ષા કરી, અને આપને મુનીશ્વરોના પવિત્ર ચરણરજથી પુનિત ગુફાના માર્ગ સુધી મુકી હું પાછી ફરી. સવારમાંજ હું આપની સેવામાં હાજર થઈશ એમ આપને પણ મેં જણાવ્યું હતું એટલે હું મારા આવાસમાં જઇ મુનિવંદનને યોગ્ય સર્વ પ્રકારની સામગ્રી તૈયાર કરવામાં રોકાઇ પ્રાતઃકાલ થયો એટલે મારા સઘળા પરિવાર સહિત હું મુનિવરોના ચરણકમલની ઉપાસના કરવા આવી પહોંચી ચિંતામણિ નિકટ છતા પણ જેની ઉપાસનાથી વંચિત રહેલી મને આપની અનુપમ કૃપાથી મુનિવંદનનો અલભ્ય લાભ મળી શકયો ભકિત બહુ માનપૂર્વક તેઓશ્રીને મેં વંદના કરી મારા જન્મને કૃતાર્થ કર્યો ત્યારબાદ સર્વત્ર મેં દૃષ્ટિપાત કર્યો પરંતુ કોઇપણ સ્થળે આપનું દર્શન ન થયું. છેવટે મેં મુનીશ્વરને આપની ખબર પુછી પરંતુ મુનીશ્વરે કાંઇપણ ઉત્તર ન આપ્યો એટલે મારી ઔ-

થતા વધી મારૂ ચિત્ત ઠેકાણે રહી શકયુ નહિ આપની ખબર જાણ-વાની મારી ઇંતેજારી વધી, તરતજ મે મારા જ્ઞાનનો ઉપયોગ મુકયો, જેમા મે આપને અહિંઆ સ્નાન કરતા જોયા હુ આપની પાસે અહીઆ આવવા ઉત્સુક થઇ પરતુ વચમા એક મહાન્ કાર્ય આવી નડયુ જેના પ્રતિબધથી આપના દર્શનની પિપાસા તે અવસરે હુ પૂર્ણ કરી શકી નહિ તે મારી અભિલાષા અત્યારે પૂર્ણ થઈ આ પ્રમાણે કમલાક્ષા યક્ષિણી કુમારને કથન કરી રહી છે એટલામા યક્ષેન્દ્ર હાથ જોડીને નમ્ર વચને કુમારને વિજ્ઞપ્તિ કરવા લાગ્યો

કુમારશ્રી ! હવે આપ વિલબ ન કરો આપને માટે આ વિમાન તૈયાર છે, જલ્દીથી આપ તેની ઉપર આરોહણ કરો કારણ કે આપને શિઘ્રવેગે કમલપુર જવાની અવશ્ય જરૂર છે. યક્ષેન્દ્રના આ વચનો સાભળી કુમારની પાસે રહેલા હેમરથ રાજા કાઇક મુઝાયા તેમના ચિત્તમા કાઇક ગ્લાની થવા લાગી, મુખ ઉપર પણ વિકાર થવા લાગ્યો પરતુ ક્ષણવારમા તે દશાને તેણે અટકાવી, જો કે કુમારનો ભાવી વિરહ તેને હૃદયમા સાલતો હતો પણ વિચારશીલ રાજાએ પુખ્ત વિચારના પરિણામે હૃદયને મનાવ્યુ કુમારને ગયા વિના છુટ-કારો નથી, કોઈ ઉપાયે પણ કુમાર રહી શકે એમ નથી, તેમ આવા અવસરે આગ્રહ કરવો એ પણ અસ્થાને છે, આ પ્રમાણે વિચારતા છતા પણ છેવટે હેમરથ રાજા કુમારના પ્રયાણની તૈયારીથી ખેદિત થયો કુશળ કુમારે હેમરથ રાજાને શાતિના વચનોથી સમજાવી તેમના ચિત્તની ગ્લાની દૂર કરી, ત્યારબા રાજતત્ર અને ધર્મતત્રને અગે યોગ્ય સલાહ આપી, અન્ય વર્ગને પણ ઉચિત સલાહ અને સન્માન આપ્યુ. ત્યારબાદ સઘળાઓને અતિમ પ્રણામ કરી મહારાજા વિગેરેને આશ્વાસન આપી મતિસાગર સહિત કુમાર વિમાન ઉપર આરૂઢ થયો અન્ય દેવ દેવીઓ પણ કુમારના આસપાસ યથોચિત આસને બેસી ગયા. મહારાજા, સામત રાજાઓ, અમાત્ય મડળ તેમજ પ્રજાજનના સાશ્રુ-લોચને અતિમ પ્રણામ થતા કુમારનુ વિમાન આકાશમા ઉડયુ અનેક દેવતાઓ વિવિધ જાતીના રૂપો ધારણ કરી વિમાનની આગળ પાછળ ગીત વાજીત્રોના નાદ કરવા લાગ્યા, કેટલાક દેવતાઓ વિવિધ પ્રકારના નૃત્ય કરવા લાગ્યા તો કેટલાક હાથીનુ રૂપ ધારણ કરી ગર્જારવ કરતા વિમાનની આગળ ચાલવા લાગ્યા કેટલાક અશ્વનુ રૂપ ધારણ કરી ગગનભેદી હેષારવના અવાજ કરવા લાગ્યા. કેટલાક દેવતાઓ હર્ષોદ્રેકથી પરસ્પર એક બીજા સાથે અથડાતા અનેક પ્રકારની ચેષ્ટાઓ

કરવા લાગ્યા હતા આ અવસરે નભોગણ વિવિધ વાજીંત્રોના મધુર-નાદથી શબ્દમય બની ગયુ હતુ, આ પ્રમાણે વિબુધગણથી પરિવરિત તે દેવવિમાન મહાન મહોત્સવપૂર્વક કમલપુરના માર્ગ તરફ ગગનમાર્ગે પ્રયાણ કરી રહ્યુ હતુ

## પ્રકરણ ૧૫ મુ.

### સ્વજનસયોગ.

મનહર વૃક્ષનિકુંજોથી સુશોભિત ઉપવનની ભુમિકા ખીલી રહી હતી લીલાછમ હરીયાલી પ્રદેશો પ્રેક્ષકોના હૃદયને અનુપમ શીતલતાનો અનુભવ કરાવે તેવા શોભી રહ્યા હતા સ્થળે સ્થળે ક્રિડા-રસિક મનુષ્યોને આરામ લેવા માટે ગોઠવેના વેનડીઓના વિશાળ મડપો ઉદ્યાનની શોભામા વિશેષ વધારો કરી રહ્યા હતા વચમા વચમા વિસ્તીર્ણ છાયાવાળા વિવિધ જાતીના વૃક્ષો મદમદ વાતી પવનલહરીઓથી ઝણકાર કરી રહ્યા હતા યોગ્ય સ્થળે યોગ્ય આકારમા માળીઓ વડે ઉછરાયેલા ગુલાબ, જાસુદ, મોગરા વિગેરે સાગધિક પુષ્પોના છોડોની શ્રેણી પોતાની સૌરભથી દશે દિશાઓને વાસિત કરી રહી હતી સ્થળે સ્થળે આરામમડપો અને ભવ્ય બેઠકો શોભી રહી હતી ભિન્નભિન્ન સ્થળે પુષ્પના કયારાઓમા રહેલુ જળ વિવિધવર્ણીય પુષ્પોથી અનેક વર્ણવાળુ જણાતુ હતુ કયારાઓમા રહેલા વૃક્ષોને ઉછેરવા માટે અનેક સ્થળે બનાવેલી પાણીઓની વિશાળ નીકોમા ખડખડાટ અવાજ કરતો પાણીનો પ્રવાહ નદીઓમાથી નીકળતા નાના નાના ફાંટાઓનુ અનુકરણ કરી રહ્યો હતો

આ ઉપવનની મધ્ય ભાગમા સ્વર્ગીય વિમાનની અદ્દભુત સપત્તિનુ અનુકરણ કરનારૂ, ગગનના શિખર પર્યંત પહોચેલુ, સુશોભિત ધ્વજાથી પરિમડિત, કનકમય શ્રૃગસહિત, એક વિશ્વવદ્ય પ્રભુનુ ભવ્ય મંદિર આવી રહ્યુ હતુ ઉદ્યાનની સઘળી રમણીય શોભા મદીરને અનુસરીને રહેલી હતી

કાલક્રમે પ્રાચીન કાળની આપણી આ વિભુતીઓ ક્ષીણપ્રાય થઇ જવા પામી કેટલીક તો વિધર્મી રાજ્યોના જુલમથી વિનાશ પામી છે ત્યારે કેટલીક સપત્તિના અભાવે સારસભાળ વિના વિનાશ-

પામી કેટલીક ધાર્મિક હૃદયના અભાવે અન્યતીર્થીકોના પરિમળથી અન્ય રૂપે પરિણામ પામી કોઇકજ પુરાતનીય તેવા સ્થળોમા નગરની બ્હાર કે તેવા કોઇ વિભાગોમા માત્ર મંદિર કે સ્તૂપ જેવુ દૃષ્ટિગોચર થાય છે પ્રાચીન કાળની આ ઝાંખી અર્વાચીન કાળમા પણ ક્વચિત્ ક્વચિત્ ધર્માનુરાગી ઉદાર ગૃહસ્થો કરતા જણાય છે પરંતુ જવલ્લેજ, છતા હજુ તેવા ભવ્યાત્માઓથી આ જૈનશાસન જયવંતુ છે શ્રીમંતોની સાચી શ્રીમંતાઇ આવા કાર્યોમા દીપી નીકળતી હોવી જોઇએ ભક્તિભરનિર્ભરહૃદયમા આવો વિવેક અવશ્ય હોવોજ જોઇએ. સર્વ કાર્ય કરતા દેવાધિદેવ જિનેશ્વરપ્રભુની ભક્તિમા અને તેના શાસન માટે અવશ્ય તેઓ વિશેષ ભાગ આપે, પણ ખેદનો વિષય છે કે દિન પ્રતિદિન આપણી આવી ધાર્મિકપરિસ્થિતિ ઘણી મંદ થતી જાય છે

આ ઉદ્યાનની રમણીય સંપત્તિનો કાળ પુરાતનીય છે તે સમયની ધાર્મિક જાહોજલાલી ઘણી અનુપમ હતી એમ કહેવુ અસ્થાને નથી આ ઉદ્યાનમા જેટલી મંભાળ અને સુશોભિતતા અન્ય કાર્યોમાં જોવાતી હતી તેના કરતા પણ મંદિરની ખુબસુરતી પ્રત્યે વધુ લક્ષ અપાતુ હોય એમ જણાતુ હતુ આ સઘળુ ઉદ્યાનના અધિપતિની પ્રભુ પ્રત્યે અવિહડ પ્રીતિનુ પરિણામ હોય એ નિઃસંશય છે

ઉદ્યાનમા રહેલા સુરાસુરવંદ્ય પ્રભુના આ પવિત્ર મંદિરમા આજે ધામધુમ મચી રહી હતી, અનેક ભાવિક ભક્તો વિવિધ પ્રકારની પ્રભુની પૂજા કરવામા લયલીન થયા હતા, મંગલમય વાજીંત્રોનો દિવ્ય ધ્વનિ અસ્ખલિત ચાલી રહ્યો હતો, વચમા વચમા કર્ણપ્રિય ઘંટાનો ગંભીર નાદ નિનાદિત થઇ રહ્યો હતો, અપ્સરાઓનો વૃંદ પણ ક્વણિત ઝાંઝરોના ઝણકારથી પ્રભુપૂજામા તલ્લીન થઇ રહ્યો હતો. વિવિધ પ્રકારની નાટ્યવિધિ પ્રભુને દર્શાવતી દેવાંગનાઓ પોતાના આત્માને પવિત્ર પુણ્યકર્મથી ઉપલિપ્ત કરતી હતી આ સઘળા સમૂહમા મુખ્ય નાયક એક નવયુવક વીર હતો સર્વ સમુદાય તેનેજ અનુસરીને કાર્ય કરતો હતો પ્રભુના મંદિરમા રહેલો નવયુવક બીજો કોઇ નહિ પરંતુ તે પુણ્યાત્મા ભીમકુમારજ હતો સઘળા દેવદેવીઓના પરિવારસહિત તેજ કુમાર પ્રભુપૂજનમાં તલ્લીન બન્યો હતો

ગત પ્રકરણમા દર્શાવ્યા મુજબ કુમારથી અલંકૃત દેવવિમાન દિવ્ય વાજીંત્રોના કર્ણપ્રિય નિનાદોની સાથે પવનની ગતિ સાથે સ્પર્ધા કરતુ અનુક્રમે કમલપુર નગરની નજીકમાજ રહેલા આ દેવવન નામના ઉદ્યાનમાંમાવી પહોંચ્યુ હતુ સર્વ દેવદેવીઓના પરિવાર સહિત કુમાર

વિમાનમાંથી નીચે ઉતરી સન્મુખ રહેલા ભવ્ય મંદિરમાં 'નીસિહિ' શબ્દનો ઉચ્ચાર કરતા પ્રવેશ કર્યો હતો. કેટલાક પ્રભુ પ્રત્યેના ભક્તિ-રંગથી ત્યારે કેટલાક **'महाजनो येन गत स पंथा'** એ ન્યાયને અનુસરી કુમાર સાથે પ્રભુભક્તિમાં લીન થયા. પ્રથમ તો **યક્ષ રાક્ષસેંદ્ર** કમલાક્ષા કાળીદેવી કાપાલિક વિગેરે અન્ય વિબુધવર્ગસહિત કુમારે સર્વજિનેશ્વરોનેભાવપૂર્વક વંદના કરી અને સ્થિર ચિત્તથી હર્ષપૂર્ણ હૃદયે દેવાધિદેવની અપૂર્વ ગુણગર્ભિત સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો

**मुनीन्द्र! हृदयानन्द-कन्द कन्दलनाम्बुद!**
**विकल्प कल्पना पेत वीतरागत्वमेवमे ॥ ६१६ ॥**
**पुण्य भाजितयाऽऽत्मीये, जिन! ध्यायन्ति ये हृदि।**
**ध्यातारोऽपि परं ध्येया, भुवनस्यापि ते मता ॥ ६१७ ॥**
**तैस्ते भुवन विख्यातै-श्चरित्रैरिन्दु (रति) सुन्दरै ।**
**जिन! ध्वस्ततमस्तोम! त्वमेव परम पद ॥ ६१८ ॥**
**सत्पथप्रतिपन्थित्वा-न्यवधीर्दैव' य पुरा ।**
**ज्ञानैकसपदे रूपा-तीत! तस्मै नमोऽस्तु ते ॥ ६१९ ॥**
**निर्वापयसि ससार-मरुस्थलपथस्थितम् ।**
**दृष्टोऽप्याकस्मिकाम्भोद, सोदर परमेश्वर! ॥ ६२० ॥**
**ध्यातो येन जिनेश! त्व, विकाशि कमलानन! ।**
**तस्यविश्वोत्तमानन्त-सौख्य लक्ष्मीनिधे! प्रभो! ॥ ६२१ ॥**
**गुणैरेव त्वयादेव! शरच्चद्र प्रभासितै ।**
**अन्तर्वैरिगणो वीर-धर्ममर्मविदामुदा ॥ ६२२ ॥**
**नयद्वय भुजापीन-गात्रकाडगाजने सुगा ।**
**सौम्य! त्वदागमाख्याऽसौ,नि श्रेणि सिद्धिधामनि। ६२३॥**
**गुप्तकर्मक्रियं भव्य-भावदेव मुनिस्तुत!**
**क्षीणकर्मक्रिय नाथ!-देहि सर्वज्ञ! मे पदम् ॥ ६२४ ॥**

આ પ્રમાણે વિવિધ ગુણગર્ભિત વિચિત્ર સ્તોત્રોથી પ્રભુની સ્તુતિ કરી, **ભીમ**કુમારે દેવતાઓ મારફત પ્રભુભક્તિના મહોત્સવની ઉદ્‌ઘોષણા કરાવી મહોત્સવમાં દેવસમૂહથી વગાડાતા ભેરી, શંખ, ઢક્કા મૃદંગ,પટહ વિગેરે વાજીંત્રોનો કર્ણ પ્રિય ગંભીર ધ્વનિ આકાશમાં ફેલાયો યાવત્ રાજભુવનની કચેરીમાં રહેલા **હરિવાહન** રાજાના કર્ણમાં પણ એ મધુર ધ્વનિએ પ્રવેશ કર્યો મહારાજા આશ્ચર્યચકિત થયા, અને પાસે બેઠેલા મંત્રીઓને પ્રશ્ન કર્યો અરે અકસ્માત આ આવો મધુર ધ્વનિ ક્યાંથી આવે છે? મંત્રીઓ પણ વિચારમાં પડયા તેજ અવસરે

ઉપવનનો રક્ષક ત્યા આવી પહોચ્યો મહારાજાને નમસ્કાર કરી નીચે પ્રમાણે વધામણી આપી

દેવ ! દેવવનમા ક્ષત્રિયવંશ વિભૂષણ આપના વહાલા પુત્ર, **ભીમ-કુમાર** દેવદેવીઓના બહોળા પરિવાર સહિત આવી પહોચ્યા છે, અને તેમણે પ્રભુના પવિત્ર મંદિરમા ચૈત્ય મહોત્સવ પ્રારભ્યો છે ઉદ્યાનપાલકના ઉપર્યુક્ત વચનો સાભળી મહારાજા અતિશય હર્ષ પામ્યા રોમાચ વિકસ્વર થયા અને અતઃકરણમા આનદની ઉર્મીઓ ઉછળવા લાગી. અસહ્ય પુત્ર વિયોગથી ઉદ્વિગ્ન બનેલ **હરિવાહન** રાજાનુ હૃદય આજેજ આ વધામણીથી શાત બન્યુ ઉદ્યાનપાલકને પણ રાજાએ પ્રસન્ન હૃદયે મુગટ છોડી બાકીના પોતાના શરીર ઉપરના આભૂષણો અર્પણ કરી વિદાય કર્યો ક્ષણવારમા પ્રતિહારને બોલાવી નગર શણગારવાનો આદેશ કર્યો રાજ-ભુવનમા અને નગરમા સર્વત્ર **ભીમ**કુમારના આગમનનો શુભ સદેશ વિસ્તાર પામ્યો મહારાણી **માલતી** માતાને પણ પુત્રના આગમનથી અતિશય આલ્હાદ થયો ઘેર ઘેર મહોત્સવ થઈ રહ્યા અને સર્વત્ર કુમારના સ્વાગત માટે વિવિધ પ્રકારની શોભાઓ થવા લાગી રાજાના આદેશથી નગર શણગારવાને પણ એટલી બધી કાળજી અપાઇ કે નગરની શોભા ઇંદ્રની અલકાપુરીને પણ શરમાવે તેવી થઇ રહી વિવિધ પ્રકારના નાટારભો અને સૌભાગ્યવતી તરૂણીઓથી ગવાતા ધવળ મંગળના ગીતોથી નગર કોઇ અજબ આનદ સાગરમા ઉછળી રહ્યુ

આ પ્રસગે રાજા **હરિવાહન**, મહારાણી **માલતી** સામત રાજાઓ તથા પ્રધાનમડળ વિગેરે પરિવાર દેવવનમા જવા તૈયાર થયો અન્ય સર્વ રાજ્યવર્ગ પણ પોતપોતાના યોગ્ય વાહનો સહિત સજ્જ થઇ રાજમદિરમાથી બહાર નીકળવા લાગ્યો નિશાન ડકાના ગભીર ઘોષથી પ્રજાવર્ગ પણ તૈયાર થઈ રાજ્યવર્ગના સમૂહ સાથે ભળવા લાગ્યો સર્વત્ર મનુષ્યોની મેદિનીથી આખુ નગર ઉભરાઇ ગયુ જ્યાં જોઇએ ત્યા મનુષ્યોના ટોળેટોળા દૃષ્ટિગોચર થતા હતા સ્ફારશૃગાર ધારીણી ચદ્રમુખી કન્યાઓ અને સૌભાગ્યવતી પ્રમદાઓ ગગનચુબી પ્રસાદોના ગવાક્ષમા કુમારના દર્શનની આતુરતા ધરાવતી બેઠી હતી થોડા વખત પહેલા જે નગર નિરાનદ મનુષ્યોથી શુન્ય ભાસતુ હતુ, તેજ નગર આજે વસ્ત્રાલકારથી સુસજ્જિત હર્ષભેર પ્રયાણ કરતા જન-સમુહથી અલકાપુરીનુ ભાન કરાવી રહ્યુ હતુ શુકલ પક્ષની દ્વિતીયા તીથિએ ઉદય પામતા રજનીકરને જોઇ ઉછળતા જલતરગોથી ઉલ્લાસ પામતા સમુદ્રની માફક હર્ષ કલ્લોલોથી ઉલ્લસિત થયેલા રાજા પોતાની

સઘળી ઋદ્ધિપૂર્વક કુમારની સન્મુખ જવા લાગ્યો

હવે આ બાજુ દેવવનમાં પ્રારંભેલ મહોત્સવ સમાપ્ત થયો એટલે ભીમકુમાર વીગેરે સઘળાઓ નગરમા જવા માટે સજ્જ થયા જે વિમાન-દ્વારા આકાશ માર્ગે અહિંઆ આવી પહોંચ્યા હતા તેજ વિમાનમા સઘળાઓ ઉચિતાસને બેસી ગયા વિમાન આકાશમાર્ગે ઉડયુ નગર પ્રત્યે પ્રયાણ કરતા માર્ગમાજ ભીમકુમારે અનેક સામત રાજાઓ અમાત્યમંડળ અને પુરજનોના સમુહ સાથે રહેલા પિતાને તથા માતુશ્રીને રાજમાર્ગે સન્મુખ આવતા નીરખી વિમાન સ્થભાવ્યુ અને નીચે ઉતરી પિતૃભક્ત વિવેકી પુત્ર ભીમકુમારે તેઓના ચરણકમળમા પોતાનુ શિર ઝુકાવ્યુ કુમારે પોતાના માતપીતા પ્રત્યેજ આવુ શુદ્ધ વર્તન દાખવ્યુ એટલુજ નહિ અન્યવર્ગ પ્રત્યે પણ ઉચિત સન્માન દાખવી સર્વ તરફથી માનની લાગણીઓ આકર્ષી ત્યારબાદ પિતાના આગ્રહથી કુમાર મત્રિપુત્ર મતિસાગરની સાથે ગજેન્દ્ર ઉપર આરૂઢ થયો સર્વ મગળના આવાસભૂત ધર્મનો આશ્રય કરનાર કુમારે અનેક રાજન્યપરિવાર સહિત નગરમા પ્રવેશ કરી, રાજ માર્ગમા સ્થળે સ્થળે નાટયવિધિને જોતા, વિવિધ પ્રકારની નગરની સુદર શોભાને નિહાળતા, ગવાક્ષમા રહેલી નાગરીક પ્રમદાઓથી મુક્તાફળ, કુસુમ અને અક્ષતોથી વધાવાતા, ચિરંજય ચિરંજયના પોકારો અને બાદિજનોની બિરૂદાવળીના મધુર બુલદ અવાજો વચ્ચે યાવત્ રાજમદિરમા પ્રવેશ કર્યો

રાજમદીરમા પ્રથમથી નિયત કરેલા સ્થાને મહારાજા હરિવાહન કુમારશ્રી વિગેરે સઘળો વર્ગ બેસી ગયો પ્રજાવર્ગે તેમજ અન્યરાજ્યવર્ગે કુમારના સ્વાગત સબધી અવસરોચિત બે બોલ નિવેદન કર્યા કુમારે તેને વધાવી લઈ સર્વનુ ઉચિત સન્માન જાળવ્યુ ત્યારબાદ નગરવાસી જનો તેમજ અન્ય રાજવર્ગ મહારાજા અને કુમારને પ્રણામ કરી સ્વસ્થાને જવા તૈયાર થયા આ અવસરે કુમારની નજીકમા રહેલો દેવદેવીઓનો પરિવાર નમ્ર મસ્તકે કુમારને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરવા લાગ્યો જે પરિવારમા સર્વંગીલ રાક્ષસેદ્ર યક્ષેદ્ર કમલાદેવી કાળકા અને કાપાલિક મુખ્ય હતા સઘળાઓ સ્મિતવદને કુમાર સન્મુખ નિહાળી પોતાની હાર્દિક પ્રેમભરી ભક્તિને વ્યક્ત કરતા બોલ્યા કે કુમારશ્રી ! આપની પરોપકારશીલતા ઉદારતા અને નિ સિમ સત્વના પ્રભાવે અમો આપના સેવક છીએ, સદ્દભાગ્યના ઉદયે અમોને આપનો સમાગમ થયો, આપનો ઉપકાર કદી પણ વીસરી શકાય એમ નથી, અહર્નિશ આપની સેવા કરીએ

તો પણ તે ઉપકારનો બદલો આપવા અમે શક્તિવાન ન થઇ શકીએ આપના કોઈ પણ કાર્યના અગે અમો મદ ઉત્સાહવાળા નહિજ થઇએ માટે કાર્યપ્રસગે અવશ્ય અમોને યાદ કરજો અમો તેજ ક્ષણે આપની સેવામા હાજર થઈશુ, આ પ્રમાણે કહી સર્વ સમુદાયે ફરીથી પોતાના મસ્તકો નમાવી કુમારની સમક્ષ સ્વસ્થાને જવાની માગણી કરી કુમારે સર્વ પરિવારને પ્રસન્ન વદને અહિંસક ધર્મનો અને સાધર્મિકબધુઓના કાર્યોમા સહાયક થવાનો ઉપદેશ આપી વિદાય કર્યાં

કુમારનુ અપરિમેય બુદ્ધિબળ, વાક્ચાતુર્યવતા, અને ધર્મરગથી અધિવાસિત હૃદય દેખી માતાપિતા અતિશય આનદિત થયા નેત્ર-માથી હર્ષાશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો સ્ફારિતલોચને કુમારની સન્મુખ નીરખી નીરખી કદી પણ નહિ અનુભવેલા આનદરસમા ઝીલવા લાગ્યા ત્યારબાદ ભોજનનો અવસર થવાથી મહારાજાનો આદેશ થતા અન્ય રાજમડળ પણ વિખરાઇ જઈ પોતપોતાના સ્થાને વિદાય થયુ પોતાના જીવનભૂત પ્રાણાધાર વ્હાલા પુત્રના સમાગમથી રોમાચકવચધારી માતાપિતાએ ત્યાર પછી ભોજનમડપમા જઈ પુત્રને વિવિધભાતીની સુદર રસવતી પીરસી ભોજન કરાવ્યુ ભોજન કર્યાબાદ મહારાજાના આગ્રહથી મત્રિપુત્ર **મતિસાગરે ભીમ**કુમારની અથથી ઇતિ પર્યંતની કાર્યપરપરા અને ઉપકારશ્રેણીનો આમેહુબ ચિતાર ઘણી સુદર ભાષામા વર્ણવ્યો. પ્રથમ તો કુમારની ઉપર આવી પડેલી સકટશ્રેણી સાભળી માતાપિતા ચિત્તમા અતિશય ઉદ્વેગ પામ્યા પરતુ પાછળની તેમની સુખમય લીલા શ્રવણ કરી હૃદયને આનદસાગરના ઉત્તુગ કલ્લોલોમા તરગિત કર્યું

અનુક્રમે ન્યાય અને પ્રજાપાલનમા તત્પર **વિમલવાહન** રાજાએ યૌવનવયસ્ક **ભીમ**કુમારને અનેક રાજકન્યાઓ સાથે પાણીગ્રહણ કરાવ્યુ અને રાજ્યધુરા પણ તેમને શીર સ્થાપન કરી મહાન મહોત્સવપૂર્વક કુમારને રાજ્યાભિષેક કર્યો પુત્રવત્સલ પિતાએ પુત્રને રાજ્યાસન ઉપર બેસાડી પોતાની ઉપર રહેલો બોજો ઉતાર્યો, જો કે મહારાજા બાહ્ય રાજ્યની ચિતાથી વિમુક્ત થયા પરતુ જૈનધર્મ મર્મજ્ઞ રાજાના અત કરણમા આત્મિક સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની ચિંતા ચાલુજ હતી, દિનપ્રતિદિન તે ચિતા વૃદ્ધિજ પામતી હતી હવે અવસર પ્રાપ્ત થયેલો જાણી મહારાજા પોતાની પ્રશસ્ત વિચારણા અમલમા મુકવા પ્રેરાયા સિહપરાક્રમી રાજાએ આખરે સાચુ

સિંહપરાક્રમ ફેરવ્યુ, વિષયવાંછાનો પરિત્યાગ કરી વૈરાગ્યરંગથી રંગાયેલા હૃદયે પોતાના પૂર્વજોનુ આચરણ આચરવા કટીબદ્ધ થયા પોતાના પુત્ર, સામંત રાજાઓ, મહારાણી માલતી પ્રમુખ અંતઃપુર પરિવાર તેમજ પ્રધાનમંડળ વિગેરે સર્વ રાજ્ય પરિવાર સમક્ષ પ્રવ્રજ્યા અંગીકાર કરવાનો પોતાનો અંતર્ગત અભિપ્રાય વ્યક્ત કર્યો એકાએક મહારાજાની આ પ્રવૃત્તિથી સઘળો વર્ગ શોકાતુર થયો, ભવિષ્યમા થનારા અણુચિંત્યા તેમના વિયોગે સર્વના હૃદયો વિધુરિત બનાવ્યા છતા પણ કહેવુ પડશે કે વિવેકીજનોનો આ મેળો હતો, તેઓના અંતઃકરણોને શાંત કરવા રાજાને અધિક પરિશ્રમ કરવાની જરૂર ન પડી મહારાજાએ સઘળાઓને યુક્તિપૂર્વક સમજાવ્યા અને તેઓની અનુમતી મેળવી જો કે સ્વાભાવિક પ્રેમદશા વિદ્વજ્જનોને પણ મોહબંધનમા જકડે પરંતુ વિબુધ રાજાએ તિક્ષ્ણ કુઠારવડે તે બંધનોને ક્ષણવારમા ત્રોડી નાખ્યા, ત્યાર પછી ભીમકુમાર આદિ સર્વ રાજવર્ગ તેમજ અન્ય સ્વજનવર્ગને યોગ્યતાને અનુસારયોગ્ય સલાહ આપી

કમલપુરનગરમા મહારાજાનો દીક્ષામહોત્સવ પ્રવર્ત્યો સર્વસ્થળે ધામધુમ મચી રહી મંગલમય વાજીંત્રોના દિવ્ય ધ્વનિ સાથે શુભ દિવસના પ્રશસ્ત મુહૂર્ત્ત સંઘ સમુદાય સમક્ષ મહારાજાએ સ્વયમેવ પારમેશ્વરી પ્રવ્રજ્યા અંગીકાર કરી બાહ્યરાજ્યથી ઉભગી અંતરંગ સ્વરાજ્યની ધુરા હસ્તગત કરી સઘળી આળપંપાળથી વિરમી એકાંતે આત્મિક શ્રેય સાધવા માટેજ પોતાના જીવનને પ્રભુની પવિત્ર આજ્ઞામય શીતળ છાયામા નિવાસ કરાવ્યો બાહ્ય આભ્યંતર ગ્રંથીના પરિત્યાગી વિમલવાહન રાજર્ષિને તે રાષ્ટ્રનો કે તે ધારાપુર નગરનો, તે રાજમંદીરનો કે તે અંતઃપુરનો, તે ભીમકુમારનો કે મહારાણી માલતીનો, તે પ્રધાનમંડળનો કે ત્યા રહેલી કોઇ પણ વસ્તુનો પ્રતિબંધ ન હતો નિપ્રતિબંધી તેણે તેજ અવસરે કમલપુરના ઉદ્યાનનો ત્યાગ કરી અન્યત્ર વિહાર કર્યો ભીમકુમાર વિગેરે સઘળો પરિજન વર્ગ સાશ્રુલોચને દૃષ્ટિપથપર્યંત મુનીશ્વરના પશ્ચાત્ ભાગનુ નિરીક્ષણ કરી પોતાના સ્થાને પાછો ફર્યો પિતાના વિયોગથી કુમારનુ ચિત્ત વિહ્વળ થયુ પરંતુ વિવેકી કુમાર તેજ પિતાનો પુત્ર હતો, સિંહ પરાક્રમી હતો, પિતાની આજ્ઞાનો અખંડ પાલક હતો પિતાના ચરણે પડેલો વિવેકી કુમાર પિતાના ધ્યેયને કદી પણ ભૂલે તેમ નહતો "**संयोगाविप्रयोगान्ता.**" એ સૂક્તને અનુસાર સાંસારિક સ્થિતિને ઓળખી શોક નીવારી કુમાર પોતાના શ્રેય સાધક કાર્યમા ગુંથાયો

આ તરફ વિમલવાહન મુનીશ્વર મૌનિંદ્ર શાસનની ઉજ્વળ પતાકા ગ્રહણ કરી, ચરણકરણગુણને ધારણ કરતા, પૃથ્વીતલને પોતાના પવિત્ર ચરણવિન્યાસથી પુનિત કરતા, જૈનશાસનના પ્રભાવક થયા માત્ર પોતાનુજ શ્રેય સાધ્યુ એટલુજ નહિ પણ અનેક ભવ્યાત્માઓને પ્રતિબોધ કરી નિવૃત્તિમાર્ગના પ્રવાસી બનાવ્યા

આ બાજુએ ભીમકુમારે ધારાપુર નગરની રાજ્યધુરા ધારણ કરી પિતાના શાસનને દીપાવ્યુ, ન્યાય પુર સર રાજ્ય પાલન કરી પ્રજાને અપૂર્વ શાંતિ ઉપજાવી, સર્વત્ર અહિંસાનો વિજય વાવટો ફરકાવ્યો, કોઇને બળથી તો કોઈને ઉપદેશથી યુક્તિપૂર્વક સમજાવી યાવત્ કોઇને દ્રવ્યની લાલચો આપી હિંસાપ્રસિદ્ધ વિરોધી દળને પણ અહિંસા સન્મુખ કર્યા ટુંકાણમા કહીએ તો સર્વત્ર અહિંસાનુ એક છત્રી સામ્રાજ્ય ફેલાવ્યુ. આ સિવાય પોતાના પ્રસંગમા આવતા અનેક ભવ્યાત્માઓને શાસનરસીક બનાવ્યા અને પોતે પણ દિનપ્રતિદિન વૈરાગ્ય સન્મુખ થવા લાગ્યા ઉદ્દામ યૌવન વયમા પણ તેણે ઇંદ્રિયો અને મન ઉપર અસાધારણ આત્મબળ ફોરવી તેમને અંકુશમા આણ્યા હતા રાજ્યઋદ્ધિ રમણી વિગેરે પૌદ્ગલિક સુખના ઉચ્ચતમ સાધનોની મધ્યમા પણ પુષ્કર પત્રની માફક નિર્લેપ રહી, પિતાના ધ્યેય તરફ તેમનુ પ્રયાણ થઈ ચુક્યુ હતુ ક્ષત્રીયવીર શીરોમણી રાજા ભીમ પીતાનો સાચો પુત્ર હતો, તેમનુ આત્મબળ માત્ર બાહ્યશત્રુઓને જીતનારૂ નહતુ કિન્તુ, આત્મિક શત્રુઓની નિરંકુશ પ્રવૃત્તિને અટકાવનારૂ અને આંતરિક સામ્રાજ્યને સમર્પણ કરનારૂ હતુ દિનપ્રતિદિન પૌદ્ગલિક સુખ પ્રત્યે તેમની પ્રવૃત્તિ છેક મંદ થવા લાગી હતી

આ પ્રમાણે પરાક્રમી ભીમ નરેશે અનેક વર્ષોપર્યંત દોગુંદક (દેવતા)ની માફક ત્રણ ખંડની વિપુલ રાજઋદ્ધિનો ઉપભોગ કર્યો પૂર્વ પુન્યના ઉદયે એકપણ વિઘ્ન તેમના કાર્યમા પ્રતિબંધક નજ થયુ

એક અવસરે ચતુર્જ્ઞાની ભગવાન શ્રી ક્ષમાસાગર સૂરીશ્વરજી મહારાજા વિશ્વવંદ્ય જિનેશ્વર પ્રભુના ત્રિકાલાબાધિત શાસનની જયપતાકા ફરકાવતા, અનેક વિદ્વાન અને ક્રિયાપાત્ર મુનિવરોના બહોળા પરિવાર સહિત કમલપુર નગરની બહાર સહસામ્ર વનમા સમવસર્યા ઉદ્યાનપાલકે ભીમ નરેશને સૂરીશ્વરજીના આગમનની વધામણી આપી મહારાજા અતિશય પ્રસન્ન થયા અને હર્ષાવેશમા શરીરપરના સઘળા આભૂષણો વનપાલકને દાનમા આપી દીધા નગરમા પણ સર્વત્ર પૂજ્ય ગુરૂવર્યના આગમનની વાર્તા વિસ્તાર પામી. અનેક ભવ્યાત્માઓ તે દિવસ અને

તે ઘડીને કૃત્યકૃત્ય માનતા, પ્રફુલ્લ વદને ગુરૂગુણની સ્તુતિ કરતા, મુનિ દર્શનની આકાંક્ષાએ સજ્જ થવા લાગ્યા સહસાગ્ર વનમા જવા માટે રાજમાર્ગમા લોકોનો સમૂહ એકત્ર થવા લાગ્યો આ બાજુએ ભીમ નરેશ પણ સર્વ રાજન્ય તેમજ અંતપુર પરિવાર સહિત ચતુરંગી સૈન્યને સાથે લઈ વંદન માટે નીકળ્યા, વિવિધ વાજીંત્રોના જયઘોષપૂર્વક સર્વ સમુદાય સહસાગ્ર વનમા આવી પહોચ્યો ભીમ રાજાએ સૂરીશ્વરજી મહારાજા તેમજ અન્ય મુનિ વર્યોને પરિવાર સહિત ત્રિકરણ શુદ્ધે વંદના કરી ત્યારપછી સઘળો સમુદાય યોગ્યતાને અનુસાર સૂરીશ્વરજીની કર્ણપ્રિય મનોહારિણી દિવ્ય દેશના સાભળવા યથાસ્થાને બેઠો ચતુર્જ્ઞાની ગુરૂવર્યે ભવ્યાત્મા ઓના અજ્ઞાનદશાથી મુકુલિત હૃદયને પ્રફુલ્લ કરનારી પાપહરદેશના સંભળાવી જે દેશનામા 'મનુષ્યભવની દુર્લભતા, ધર્મસામગ્રિ ઓની દુષ્પ્રાપ્યતા, અંતરાયકર્મની બાહુલ્યતા, ધર્મરાજાના કટ્ટર વિરોધી વિષયકષાયાદિની પ્રતિમધતા તેઓનુ પ્રાબલ્ય અસાધારણ શક્તિમ પન્ન મહર્ષિઓને પણ તેનાથી થતો પરાભવ પ્રમાદ શત્રુની શત્રુવટ, ધર્મીજનોએ કરવો જોઈતો પ્રયત્ન, પ્રમાદથી થતા ગેર-ફાયદા, અલ્પ પ્રમાદથી પ્રથમ તીર્થપતિશ્રી ઋષભદેવ પ્રભુના પુત્ર બાહુબલી જેવા સમર્થ માનવરત્નને પણ પ્રભુદર્શનનો વિરહ, આયુષ્યની ચંચલતા, શરીરનુ શૈથીલ્ય, ધર્મ પાલનની ઉદાર ભાવનાવાળાઓને કરવો જોઈતો વિવેક વિષયલામ્પટ્ય દશામા લલચાઈ મનુષ્ય જીવન હારીજનારા અજ્ઞ શિરોમણિને મજબુત ફટકો, અગાધ મહોદધિથી પાર ઉતારનાર મજબુત નાવા છોડી પાષાણની સાથે બાથ ભીડવાની તેઓની મનોદશા, છેવટે ધર્મકાર્યમા થતી અક્ષમ્ય પ્રમત્તદશા અને તેનાથી બચવા માટે કરવી જોઈતી અપ્રમત્તતા વિગેરે વિગેરે અનેક વિષયો સબધી ઉપદેશ કરવામા આવ્યો હતો.

સૂરીશ્વરજી મહારાજાની ઉપરોક્ત દિવ્યદેશના સાભળી શ્રોતાઓ આનંદ રસમા ઝીલવા લાગ્યા આ દેશના સાભળી સત્વશાળી ભીમ નરેશનુ નિર્મલ અંતઃકરણ ઉદાર વિચાર શ્રેણીમા આરૂઢ થયુ હૃદયગત ઉદાર ભાવના વિશેષ ઉદય પામી અને તેને તેમની મધુરી દેશના અહર્નિશ સાભળવાની તીવ્ર અભિલાષા પ્રગટ થઇ આ અવસરે તેણે સૂરીશ્વરજી મહારાજાને હસ્તાજલી પૂર્વક નમ્ર વદને વિનંતી કરી જ્ઞાનદિવાકર પ્રભો ! મે પૂર્વ ભવમા કેવુ સુકૃત ઉપાર્જન કર્યું કે જેથી આ ભવમા અભીષ્ટ સુખવૈભવનો ઉપભોગી બન્યો.

અનુજ્ઞાની ભગવાન સૂરીશ્વરજી મહારાજે જ્ઞાનના બળે રાજાનો પૂર્વભવ નિહાળી તેને કહેવા લાગ્યા

રાજન ! પ્રતિષ્ઠાનપુરનગરમા **દેવદત્ત** અને **સોમદત્ત** નામના બે સહોદર બધુ રહેતા હતા એકજ માતાના ઉદરમા ઉત્પન્ન થયા છતા પરસ્પર બન્ને બધુઓમા જે પ્રેમ જોઈએ તે નહતો એટલુજ નહિ પણ કર્મની બાહુલ્યતાએ બાલ્યાવસ્થાથીજ પરસ્પર ઈર્ષાગ્નિની જાજવલ્યમાન જવાળા તેઓમા તરવરતી હતી વયોવૃદ્ધિની સાથે તેઓમા એ દોષ વિશેષ વૃદ્ધિ પામતો ગયો બન્ને યૌવનવય પામ્યા પ્રેમાળ માતા પિતાએ યોગ્તાને અનુસાર તે પુત્રોનુ શ્રેષ્ઠકન્યાઓ સાથે પાણિ ગ્રહણ કરાવ્યુ અનુક્રમે બન્ને બધુઓ પિતાની વૈભવ સપત્તિના સ્વામિત્ત્વ પદે સ્થપાયા દેવદત્તને અતરાયના ઉદયે એકપણ પુત્રની પ્રાપ્તિ ન થઈ, આશાએ પ્રેરાયેલા તેણે અન્ય કન્યાનુ પાણી ગ્રહણ કર્યુ છતા પણ આશા ફળીભૂત ન થઈ ત્યારે બીજી સ્ત્રીની સાથે લગ્ન ગ્રથીથી જોડાયો એમ અનેક ગૃહીણીનો સ્વામિ થયો છતા પણ અપુત્રીયોજ રહ્યો.

એક અવસરે દેવદત્ત કોઈ કાર્ય નિમિત્તે અન્ય ગામ જવા નીકળ્યો માર્ગમા મહાભયકર જાજ્વલ્યમાન દાવાનળ સળગતો જોયો. અનેક જીવોનો સહાર થતો દેખી તેના હૃદયમા સ્હેજે કરૂણા ઉત્પન્ન થઈ અને એટલામાજ ત્યા નજીકમા બળતા એક સર્પ ઉપર તેની, દૃષ્ટિ પડી આ દૃશ્ય દેખી તેનુ હૃદય કપ્યુ અને કરૂણા ભાવનાએ વિશેષ જોર કર્યુ તરતજ સર્પ તરફ કરૂણાર્દ્ર દૃષ્ટિએ નિહાળતા એક-દમ બળતા દાવાનળમાથી તેને બહાર ખેચી કાઢયો ફણીધરને તેણે મરણાત કષ્ટથી બચાવ્યો ત્યારપછી સર્પ નિર્ભય સ્થાને ચાલ્યો ગયો અને દેવદત્ત પણ પોતાના કાર્ય નિમિત્તે અન્ય ગામ ગયો.

વળી એક અવસરે દેવદત્ત પોતાના ઘરમા ભોજન કરવા બેસતો હતો એવામા માસ ક્ષપણના પારણાવાળા તપોનીધિ ક્ષમાશ્રમણ મુનિવર ગૌચરી નિમિત્તે તેના ઘરના આગણે પધાર્યા મુનીશ્વરને દૃષ્ટિએ નિહાળતાજ હૃદયમા વિશુદ્ધભાવ પ્રગટ થયો મુનિવર પ્રત્યે બહુમાન જાગૃત થયુ અને સ્વાભાવિક દાન દેવાની તીવ્ર જીજ્ઞાસા ઉદ્-ભવી મુનિવરની સન્મુખ જઈ બહુમાનપૂર્વક તેમને પોતાના ઘરમા યોગ્ય સ્થાને બોલાવી લાવ્યો અને ભાવનાપૂર્વક અજલી કરી યોગ્ય દાનથી તેઓશ્રીને નિર્દોષ આહારનુ દાન દીધુ.

( વચમા **ક્ષમાસાગર** સૂરીશ્વરજી **ભીમ** રાજાને કહે છે જે )

ભાગ્યશાળી **ભીમ** ! અનુક્રમે તે દેવદત્ત આયુષ્યક્ષયે કાળધર્મ પામી તુ જૈન ધર્મથી અધિવાસિત હૃદયી **ભીમ** થયો ગતભવના વિશુદ્ધ સસ્કારથી તારૂ હૃદય અલૌકિક દયા રસથી ભરપૂર

બન્યુ. માસોપવાસી મુનિવરને આપેલા દાનના પ્રભાવે તુ ત્રિખડ અવનિનો ભોક્તા બન્યો સર્પ પ્રત્યેની કરૂણા ભાવનાથી આ ભવ સબધો તારા સર્વ કષ્ટો આપાત માત્ર થઇ નિષ્ફળ નીવડયા પૂર્વ ભવનો તારો ભ્રાતા જે સોમદત્ત હતો તે આયુષ્યક્ષયે મરણ પામી તારો વિદ્વેષી કાપાલિક થયો પારભાવિક સસ્કારે આભવમા પણ તેના હૃદયમા તારા પ્રત્યે વૈર બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી પરતુ સકલગુણની ખાણભૂત તારી કરૂણાએ એ વૈરબુદ્ધિનો વિનાશ કરી દ્વેષી મટાડીને તારો મિત્ર બનાવ્યો એટલુજ નહિ પરતુ તેના હૃદયમા વિશ્વ પ્રત્યે મૈત્રી ભાવના જાગૃત કરી, પરિણામે તે તારો સાચો સહાયક થયો. અને વિશ્વમા અહિસક ધર્મનો પાલક અને પ્રચારક થયો

પુન્યશાળી પવિત્ર આત્મા ભીમ ! તુ સુજ્ઞ છે તને અધિક શુ કહીએ અલ્પ માત્ર કરેલી અહિસાના મધુર અને મનોરજક ફળોનો તો તે સાક્ષાત્ અનુભવ કર્યો જ્યારે અલ્પ માત્ર અહિંસા આવા દેવલોક સમાન સુખની સયોજક બને તો પછી સર્વથા પ્રકારે અહિસાના પાલક કેવા સુખનો અનુભવ કરે એ જાણવુ સહેલ છે અવશ્ય અખડ અને અવ્યાબાધ સુખની લીલાઓ તે અનુભવેજ એ નિસશય છે

મુનીશ્વરના વદનપકજથી વરસતી સુધાધારાએ ભીમ રાજાનુ હૃદય પ્રફુલ્લ કર્યુ પોતાનો પૂર્વ ભવ સાભળી રાજાને તેજ વખતે જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ અને તેમા પોતાની પારભવિક સઘળી સ્થિતિ સાક્ષાત્ નીહાળી સુજ્ઞનરેશ વૈરાગ્ય તરગોમા ઝીલવા લાગ્યો. હસ્તાંજલીપૂર્વક નમ્રવદને ગુરૂ મહારાજાને તેણે વિજ્ઞપ્તિ કરી

કરૂણાનીધિ ભગવાન ! આપનો કૃપારસના સમુદ્ર છો સર્વત્ર આપ આપના દિવ્યતેજથી અજ્ઞાનીઓના અધકાર પડલો વીખેરી નાખો છો આપનુ તેજ કોઈ અપૂર્વ છે નિર્વિવેકીઓને વિવેક ચક્ષુદાતા ગુરૂવર્ય ! આપની અનુપમ કૃપાએ મારી પ્રમાદ દશા વિલય પામી આપનો સર્વત્ર સ્થળે ઉપકાર કરતા આવ્યા છો અને કરો છો માત્ર આ સેવકની એકજ વિનતી છે કે—અમારા શ્રેયની ખાતર અત્રે ચાતુમાસની સ્થિરતા કરી અમોને અનભ્ય લાભ આપો (સૂરીશ્વરજીની દેશના શ્રવણ કર્યા પછીની ભીમરાજાની મનોગત ભાવના ફળવતી થવાનો આ પ્રસગ આવી પહોચ્યો )

ચતુર્જ્ઞાની ક્ષમાસાગર સૂરીશ્વરજીએ અધિક લાભ નીહાળી કમલપુરમાજ નિરવદ્યસ્થાને ચાતુર્માસની સ્થીરતા કરી. ઉત્સાહી ભીમનરેશે ચારે માસમા જૈન શાસનની જયપતાકા સર્વત્ર ફેલાવી. શાસન નભોમણિ સૂરીશ્વરજીની અપૂર્વ સેવા કરી તેઓની અનુપમ

દેશનાસુધાધારાથી પોતાના આત્માને અમૃતમય બનાવ્યુ સમસ્ત દેશમા અમારી પટહની ઉદઘોષણા કરાવી ગગનાગ્રી અનેક જિન પ્રાસાદોથી મેદીનીને મડિત કરી ધર્મ કાર્યોમા અઢળક દ્રવ્યને વ્યય કરી, પોતાના લક્ષ્મીનો સદુપયોગ કર્યો ચાતુર્માસમા દિનપ્રતિદિન રાજાની વૈરાગ્ય વાસના વૃદ્ધિ પામ્યે જતી હતી જો કે પ્રથમથીજ તેમનુ હૃદયવૈરાગ્ય વાસિત હતુ અને તેમા સૂરીશ્વરજીના શૌર્યોત્તેજક વૈરાગ્ય વાસિત વચન પ્રવાહે વિશેષ ઉમેરો કર્યો અત્યાર સુધી મુનિધર્મની પ્રતિબધક પ્રમત્તદશાનુ આછુ પટલ જે આવરણરૂપે રહ્યુ હતુ તે જ્ઞાનદિવાકર ગુરૂવર્યના તેજસ્વીકિરણે વિખેરી નાખ્યુ મહારાજાની ઉદાર ભાવના શ્રીમતી પારમેશ્વરી પ્રવ્રજ્યાના ઉદિતોદિત સુવર્ણગિરિ શીખરે પહોચી પ્રાતે ઉપાધિમય સસારને ઉપાધિ સ્વરૂપ જાણી સર્વ પરિવાર વર્ગની અનુમતી મેળવી તેમને યોગ્ય સન્નાહ આપી રાજ્ય, રાષ્ટ્ર, પુર, અતપુર વિગેરેનો ત્યાગ કરી, ઘર છોડી, અણગારી થઇ, મૌનીદ્ર શાસનની અખડ આજ્ઞાનુ પાલન જેમા રહેલુ છે એવો પ્રવચનપ્રદર્શિત મોક્ષનો ઋજુમાર્ગ અગીકાર કર્યો પારમેશ્વરી મુદ્રા અગીકાર કરી, વિનયપુર્વક ગ્રહણશિક્ષા અને આસેવનશિક્ષાનુ પાલન કરતા સૂત્ર અર્થના જાણ ગીતાર્થ બની, પ્રભુના પવિત્ર શાસનના સુકાની બન્યા ભવસમુદ્રમા ભ્રમણ કરતા અનેક ભવ્યસમૂહને હસ્તાવલબનથી તારવા સમર્થ થયા પોતે પણ સમિતિ ગુપ્તિને ધારણ કરતા, દશવિધ યતિધર્મનુ નિરતિચારપણે પાલન કરતા, ગ્રામાનુગ્રામ વિચરી અનેક ભવ્યાત્માને મોક્ષમાર્ગાનુકુલ પ્રવૃત્તિમા જોડી, જૈનશાસનના મડનભૂત તે **ભીમ**રાજર્ષિ પણ પિતાની માફક શાસનના પ્રભાવક થયા. પ્રાતે ક્ષપકશ્રેણી ઉપર આરોહણ કરી કર્મને સર્વથા વિલય પમાડી અક્ષય્ય અને અવ્યાબાધ સુખના ભોક્તા થયા

**ઉપસહાર**—પ્રિય વાચકો! તમોને આ આખા ચરિત્રમા અહિસાની સૌરભ સર્વત્ર પ્રસરેલી માલૂમ પડી હશે મુખ્યત્વે અહિસાધર્મ ઉપરજ આ કથાનુ ઉત્થાન છે એટલે મુખ્ય ભાગ તેનોજ ભજવાયો છે પરતુ ગૌણ તરિકે અનેક સદ્‌ગુણ આસેવનનો આવિર્ભાવ આમા આવી શક્યો છે પ્રથમ ચરિત્રનાનાયક મુખ્ય પાત્ર **ભીમ**કુમારની ચર્યા ઉપર દષ્ટિપાત કરીએ તો તેમાથી ઘણુ જાણવાનુ મળી આવે છે તેમના વર્તનમા એકલી અહિસાજ નહિ પરતુ તેમનુ બુદ્ધિબળ, નિર્વ્યાજવાક્‌પટુતા, કાર્યદક્ષતા, આત્મિક શ્રદ્ધાબળ, નિર્ભિકપ્રવૃતિ, કાર્ય કરવાની હોશ, મૃત્યુના મુખમા રહીને પણ પરોપકાર કરવાની તસતસતી ઉગ્રભાવના અને પ્રવૃત્તિ આપણને આશ્ચર્યાબ્ધિમા નિમગ્ન કરે

છે. બન્ને પગ પકડી આકાશમા ઉછાળી હાથમાં રહેલી કાતરમા વિંધી નાખવાની વિચારણા કરનાર કાપાલિક પ્રત્યે તેમની ઉદાર મૈત્રીભાવના આપણને દુશ્મન પ્રત્યે કરવી જોઇતી અક્ષમ્ય અપરાધની પણ ક્ષમા કરવાનો અનુપમ પાઠ શીખવે છે, અરે ! એટલુ જ નહિ પણ તેમના પ્રત્યે સદ્ભાવનાસ્ફુરણનો આભાસ આપણા આત્મામા જાગૃત કરે છે કમલાક્ષા યક્ષિણીદેવીના મોહોત્પાદક હાવભાવમા સ્મિત વદને સદ્વર્તનનો ઉપદેશ આપનાર કુમારનો ઈંદ્રિયદમનનો અંકુશ ખરે-ખરો વિચારણીય છે પ્રલોભનના પંજામા રહીને પોતાની ઈંદ્રીયોને અંકુશમા રાખવી, આ પ્રસંગ આપણને શુદ્ધ શીલસંપન્ન સદાચારી થવા પ્રેરણા કરે છે આ સિવાય મંત્રિપુત્ર મતિસાગરની સન્માર્ગપ્રે-રકતા, અસાધારણ મૈત્રી, કુમાર પ્રત્યે અંતરંગ પ્રીતિ અને પ્રાણાંતે પણ તેનુ શરણ, આ સઘળા તેના કાર્યો સ્વામિ પ્રત્યે સેવકની ફર-જનો મજબુત દાખલો જનતા સમક્ષ બેસાડે છે મહારાજા હેમરથ, સર્વાંગીલ રાક્ષસેંદ્ર, યક્ષેંદ્ર, કમલાદેવી, કાળકાદેવી તેમજ કાપાલિક વિગેરેની પ્રત્યુપકાર વૃત્તિ પણ અતિ પ્રશંસનીય છે આમાનુ મુખ્ય પાત્ર ભીમકુમાર તો આજે અખંડ અને અવ્યાબાધ સુખમા નિમગ્ન છે, જેઓ પોતાની જ્ઞાનજ્યોતિથી સર્વ જગતના અનંત ભાવોને ક્ષણે ક્ષણે નીરખી રહ્યા છે બીજા પાત્રો પણ સ્વપુણ્યાનુસાર શ્રેય સ્થલમા બિરાજતા હશે આ પાત્રો પોતાની જ્વલંત અને પવિત્ર જીવનચર્યાથી આપણને અનુપમ ગુણોના ઉદ્બોધન કરવા પ્રેરણા કરે છે, ભીમકુમાર વિગેરે સહૃદયશીરોમણિઓના આદર્શ આત્માઓ ધુરંધર જૈનાચા-ર્યોની પ્રૌઢ લેખીનીદ્વારા આપણને એજ ઉપદેશ આપે છે કે, 'કાળા માથાનો માનવી શુ ન કરી શકે ?' આપણે જો ધારીએ તો અજ્ઞાન અને અવિવેક દશાથી આચ્છાદિત થયેલા આપણા અણમુલા સદ્-ગુણોનો આવિર્ભાવ કરી શકીએ, જડતાને દૂર કરી જો આપણે વિવે-કપૂર્વક વિચારીએ તો નિવૃત્તિમાર્ગ આપણને માટે પણ દૂર નથીજ તે અહિંસકવૃત્તિ, નિપુણ ઉદારતા, પરોપકારશીલતા, સદ્વર્તન, સદ્-ભાવના સદ્ગુરૂવિનય, સરલતા, સંતોષ, વૈરાગ્ય, પારમેશ્વરી પ્રવ્રજ્યા, જ્ઞાનભક્તિ, દર્શનશુદ્ધિ, નિરતિચારચારિત્ર આરાધન, અવશ્ય આપ-ણને મોક્ષના અવ્યાબાધસુખો પ્રાપ્ત કરાવી શકેજ એ નિઃસંશય છે.

શાસનદેવ ! અમોને તે પવિત્ર પાત્રોના પુનિત પગલે પ્રયાણ કરાવી સદ્ગતિના ભાજન થવામા અપૂર્વ ઉત્સાહબળ સમર્પો.

સમાપ્ત.



દશ અચ્છેરે દુખિત ભરતે બહુમત ભેદ કરાલજી
જિનકેવલી પૂરવધર વિરહે ફણીસમ પંચમ કાલજી

* * * * *

તેહનું ઝેર નિવારણ મણિસમ તુજ આગમ તુજ બિંબજી
નિશિ દીપક પ્રવહણ જીમ દરિયે મરૂમા સુરતરૂ લુંબજી

* * * * *

જૈનાગમ વક્તા ને શ્રોતા સ્યાદ્વાદ શુચી બોધજી
કળીકાળે પણ પ્રભુ તુજ શાસન વરતે છે અવિરોધજી

* * * * *

મ્હારે તો સુખમાથી દુઃખમા અવસર પુણ્ય નિધાનજી

